શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ
ગાયકવાડ સેનાખાસખેલ સમશેર
બહાદુર એમના ઉદાર
આશ્રયથી.

---

## प्राचीनकाव्यमाळा.

## ग्रंथ ३२.

### कविनरहरिकृत

# श्रीमद्भगवद्गीता


સંશોધન કરી ટીકા સહિત પ્રસિદ્ધ કરનાર

હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા

અને

નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી

વડોદરા


---


સંવત ૧૯૫૦-૫૧ સન ૧૮૯૪-૯૫

કીમત રૂ ૧-૦-૦

Under the liberal patronage of

His Highness Maharaja

**SAYAJI RAO GAEKWAR**

Sena Khaskhel Samsher Bahadur

Baroda.

---

# PRACHIN KAVYA MALA

or

Old Gujarati Poetical Series,

Vol XXXII

## POET NARHARI'S SHRIMAD BHAGAVADGITA

*Published with annotations*

By

Hargovind Dwarkadas Kantawala

and

Nathashankar Pujashankar Shastri

---

A D 1894-95

Price Re 1-0-0

# પ્રસ્તાવના.

યથાર્થ રાજ્યધર્મ જાણનાર વિવેકી રાજ્યકર્ત્તા પોતાની પ્રજાનુ અનેક પ્રકારે કલ્યાણ કરવુ એજ ઇશ્વરકૃપાથી પોતાને પ્રાપ્ત થયેલા સર્વોપરિ પદનુ સાર્થક થવું માને છે તે કલ્યાણ કરવાના વિવિધ પ્રકાર છે વસુધરા (પૃથિવી)નો જે પ્રદેશ પોતાનો છે તેમા અન્નફળાદિ ઉત્પન્ન કરવાની શક્તિ છે તેનો, તથા તેમા ધારણ થયેલ વસ્તુ (ખનિજ ધન રત્નાદિ)ને બહિર્ કઢાવી તેનો, પોતાની પ્રજાની સુખવૃદ્ધિને અર્થે, ઉપયોગ કરે છે, પ્રજાની સુખશાન્તિમાં ભગ ન થતા તેનો વધારો થવા અનેક પ્રકારની યોજના કરેછે, નિર્મળ જળાશય, સુગમ માર્ગ, ઔષધાલય આદિથી શરીરની સુખાકારીના સાધન નિર્માણ કરે છે, તથા વિદ્યાલય, પુસ્તકાલય, ગ્રથવૃદ્ધિ, આદિ મનની સુખશાન્તિના સાધન આપે છે ન્યાયથી, નીતિથી, પ્રીતિથી, સમભાવથી, ઉદારતાથી, પ્રજાને સ્વપ્રજા તુલ્ય ગણી પિતાવત્ સર્વનુ પાલન તથા હિત કરવુ એજ ધર્મ તથા સ્વાર્થ માની અન્વર્થ જે રાજા પ્રજાનું રંજન કરવા પ્રવર્ત્તે છે, તેની પ્રજા સુખી થાય છે, તથા તેના મનોરથ સફળ થઇ, તે અક્ષય કીર્ત્તિને પામે છે એ આદિ અનુભવસિદ્ધ થયેના પ્રામાણિક સિદ્ધાન્તો છે.

શ્રીવડોદરા રાજ્યના વિદ્વાન્, શક્તિમાન્ અને પરમ પવિત્ર મહારાજાધિરાજ શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર એમના પૂર્વોક્ત ઉદાર વિચારો અને સિદ્ધાન્તો પર બહુ ભાવ, તથા તેવા ઉત્તમ વિચારોને આચારમા આણી પ્રજાનુ કલ્યાણ કરવાનો તેમનો મહાન્ પ્રયત્ન, એ સાપ્રતકાળમા સર્વ સ્થળે પ્રશસનીય ગણાતા દૃષ્ટાતરૂપ થઈ પડ્યા છે

શ્રીમ ત મહારાજાધિરાજના એ ઉદાર ભાવથી ઉત્તેજાઇ તા૦ ૮ મે, સન ૧૮૮૯ ની એક સ્મરણી તેઓ નામદારની સેવામા રજુ કરવામા આવી હતી તેનો આશય એ હતો કે વડોદરા રાજ્યમા થઈ ગયેના ગુર્જર કવિઓના અપ્રસિદ્ધ ગ્રથો પ્રસિદ્ધિમા આવે તેવી યોજના રાજ્યઆશ્રયથી થાય તો સારૂ.

પ્રાચીનકાવ્યસંગ્રહ એ નામના ગુજરાતી કવિતાના પુસ્તક વડોદરા રાજ્યના ડાઇરેક્ટર ઑફ વર્નાક્યુલર ઇન્સ્ટ્રક્શન રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ તથા વડોદરાનિવાસી શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર એમની તરફથી પ્રસિદ્ધ થવાનો આરંભ થઈ ચૂક્યો હતો, અને તે સારૂ ઘણા સ્તુતિપાત્ર પ્રયત્નથી હસ્તલિખિત ગ્રંથનો સારો સંગ્રહ તેમણે કર્યો હતો વડોદરા રાજ્યનું દેશી કેળવણીખાતું મારી દેખરેખ નીચે સુપરત થયા પછી આ સંગ્રહ બાબતમાં મેં તપાસ કરી તે ઉપરથી જોવામાં આવ્યું કે રત્નાદિ ધનના ભંડાર દટાઇ રહ્યા હોય છે તેમ અનેક વિષયો પર રચેલી કવિતાના ભંડાર દટાઇ પડી રહ્યા હતા, અને તે ભંડારને જગતના ઉપયોગ સારૂ બહાર લાવી તે દ્વારા સદ્વિદ્યાને પુષ્ટિ આપવી એ લાભકારક થશે એમ લાગ્યું આ કવિઓમાં પ્રેમાનંદ, રત્નેશ્વર, વલ્લભ, ભાલણ, દયારામ હરિભટ્ટ, બોજ્ઞેભક્ત, ધીરોભક્ત, ગિરિધર આદિ બહુ પ્રસિદ્ધ અને લોકપ્રિય કવિઓ આવી જાયછે રાધાબાઈ તથા દીવાળીબાઈ નામની બે સ્ત્રી કવિઓની કવિતા પણ મળી આવી છે અને બાપુસાહેબ ગાયકવાડ એ નામના પ્રસિદ્ધ થયેલા ઇશ્વરભક્તની કવિતાનો પણ સારો સંગ્રહ છે આ સર્વ કવિતા શોધી અને ટીકા સાથે છપાવતાં ઘણું ખર્ચ લાગશે એમ અનુમાન થયું છે એ કામ પૂર્ણ કરવા શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ એમણે રૂ ૧૨,૦૦૦) બાર હજારની રકમ મંજુર કરી કીમતી આશ્રય આપ્યો છે અને તેથીજ આ પુસ્તક પ્રસિદ્ધિમાં આવી શકે છે આ ઉદાર બાનુમાંથી ગુજરાત અને સર્વ ગુજરાતવાસી ઉપર ઉપકાર થયો છે, એમ સહુ સમજ્યા જાણ્યા વિના રહેશે નહિ

૧ કવિતા સ્વત ઇશ્વરની એક વસ્તુ છે ઈશ્વરે કવિઓનેજ પોતાના ભવિષ્યવાદી કર્યા છે અને કવિતાને જેમ આપણે અધિક અનુભવીએ છીએ તેમ આપણે સ્નેહમા અને શક્તિમા ઇશ્વર પેઠે થઇએ છીએ

કવિ વિ૰ વર્ડ્ઝવર્થ કહે છે કે — ૧

Blessings be with them, and eternal praise,
Who gave us nobler loves, and nobler cares,
The Poets, who on earth have made us heirs,
Of truth and pure delight by heavenly lays

WORDSWORTH

જેઓએ આપણને શ્રેષ્ઠતર પ્રેમ તથા શ્રેષ્ઠતર ઉત્કંઠા આપ્યા છે તે કવિઓ ઉપર આશિર્વાદ તથા અનંત પ્રશંસા હો, જેમણે દિવ્ય કાવ્યવડે આ જગત્ ઉપર આપણને સત્યના અને સ્વચ્છ આનંદના ઉત્તરાધિકારી કર્યા છે

આપણા દેશમા તો કવિને રવિ સમ ગણી તેની બહુ પ્રકારે પ્રશંસા કરવામા આવે છે

સ્વદેશમાના કોટ, રાજમહાલય, ધર્મશાળાઓ, દેવાલય, જળાશય, વિશ્રામસ્થાન, આદિ કીર્તિસ્તંભ પૂર્વના રાજા કે ધર્માત્મા ગૃહસ્થો કરાવી ગયા હોય છે, તેનો જીર્ણોદ્ધાર કરવો એ મહાપુણ્યનુ કાર્ય છે, એમ ધર્મશાસ્ત્રમા કહ્યુ છે, અને સારા રાજાઓ તેમ કરાવે છે પણ ખરા અને તેથી સર્વ પ્રજાના સુખભોગમા વૃદ્ધિ થઈ તેમનો આશિર્વાદ મેળવે છે

કવિના દ્રવતા અન્તઃકરણમા ઉત્પન્ન થઈ સહૃદયજનોના અંતઃકરણમા પ્રવેશી ત્યા વસી સુખાનંદ દેનાર કવિતા તેનો જીર્ણોદ્ધાર પણ પ્રશંસનીય અને પુણ્યપ્રદ છે બાળકથી વૃદ્ધ–રંકથી શ્રીમાન સુધી સર્વને દુઃખમા વિશ્રામસ્થાન અને સુખને અધિક કરનાર કવિતા એ પણ સાધન છે એના એ સુખપ્રદ

સાધનનો જીર્ણોદ્ધાર પ્રજાના કલ્યાણાર્થે શ્રીમંત મહારાજાધિરાજ કરાવે છે એ તેમના પ્રજારંજન કરવાના ઉચ્ચ ભાવમાનું એક સુચિન્હ છે.

વડોદરા રાજ્યમા થઈ ગયેલા કવિઓની અપ્રસિદ્ધ પ્રાચીન કવિતા સંભાળથી પ્રસિદ્ધિમા લાવવાના હેતુથી નીચે પ્રમાણે કમિટિ નીમવામાં આવી છે.

## પ્રમુખ.

દિવાન બાહાદુર મણિભાઈ જશભાઈ.

## મેમ્બરો.

રાવબાહાદુર અંબાલાલ સાકરલાલ. એમ. એ , એલ. એલ. બી.
ખાનબાહાદુર જમશેદજી અરદેશર દલાલ. એમ. એ., એલ. એલ. બી.
રાવસાહેબ પીતાંબરભાઈ જેઠાભાઈ.
રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ.

દરેક ગ્રંથની બનતા સુધી અનેક પ્રતો મેળવી તેને શોધી અને ટીકા શબ્દાર્થ આપી વિશેષ ઉપયોગી કરવી વગેરે સર્વ કામ રાવસાહેબ હરગોવિંદદાસની સંભાળ નીચે શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર તથા કવિ છોટાલાલ નરભેરામ આદિ લાયક માણસનાથી ચલાવવામા આવ્યું છે પુસ્તકો સબંધી સર્વ વ્યવસ્થા અને જવાબદારી આ કમિટિ તરફ છે. કમિટિમાથી કોઇનું ખાનગી હિત કે સ્વાર્થ આ સબધમા ન છતાં માત્ર લોકહિતાર્થ કામ જાણી કમિટિએ આ કામ માથે લીધુ છે

વડોદરા રાજ્ય નિવાસી કવિઓની કવિતા ઉપરાંત ગૂજરાતના બીજા પ્રસિદ્ધ કવિઓની અપ્રસિદ્ધ કવિતાનો ઘણો જથ્થો રાવસાહેબ હરગોવિંદદાસ તથા શાસ્ત્રી નાથાશંકરની પ્રશંસનીય શોધથી એકઠો થયેલો છે, અને વધારે જથ્થો એકઠો કરવા પ્રયત્ન કમિટિ તરફથી જારી રાખવો એમ ધારણા છે. આ સર્વ કવિતા પણ પ્રસિદ્ધિમા લાવવા યોજના તૈયાર થાય છે, અને તે ઉદ્યમ સફળ થવા ઈશ્વર પાસે પ્રાર્થના છે.

આશા છે કે આ પ્રાચીન ગુર્જર કવિઓની સુંદર તથા બોધક કવિતાથી વાચનારનું જ્ઞાન તથા સદ્ગુણ, રમણતા, રુચિ, રસિકતા, સહૃદયતાદિ ઉચ્ચ પ્રકારના થઇ વૃદ્ધિ પામશે, અને ગુર્જરવાસી અન્ય સમર્થ કવિઓની કવિતાની પણ તીવ્ર યાચના થઈ પ્રગટ થશે

આ પ્રાચીનકાવ્યમાળાને, કચ્છ, કાઠિયાવાડ અને ગૂજરાતના રાજ્યકર્ત્તાઓ તરફથી તથા બીજા ઘણા સદ્ગૃહસ્થો તરફથી ઉદાર આશ્રય મળ્યો છે, તે માટે તેમનો અંત:કરણપૂર્વક આભાર માનવામા આવે છે

વડોદરા<br>
સંવત ૧૯૪૬ ના વૈશાખ<br>
સુદી ૧, તા ૨૦ એપ્રિલ સન<br>
૧૮૯૦, રવિવાર

મણિભાઈ જશભાઈ.

તા ક —

ઉપર જે રૂ ૧૨૦૦૦) બાર હજારની રકમ મંજુર થયાનું દર્શાવ્યું છે, તે ઉપરાંત બીજી રૂ ૪૦૦૦) ચાર હજારની રકમ શ્રીમંત સરકાર મહારાજાધિરાજ સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર એમના તરફથી બક્ષિસ મળતા આ પ્રાચીનકાવ્યમાળાનું કામ ચાલુ રહી શક્યું છે, એ જણાવતા મને ઘણી ખુશી ઉત્પન્ન થાય છે

વડોદરા<br>
તા ૨૫ મી જુલાઇ<br>
સન ૧૮૯૪

મણિભાઈ જશભાઈ.

# ગ્રંથવિવેચન.

નરહરદાસે આ ગ્રંથ સંવત્ ૧૬૭૭ માં લખ્યો છે એમ આ ગ્રંથને છેવટે લખેલી સાલ ઉપરથી માલમ પડેછે. નરહરદાસ જાતે કોણ હતા અને તે કયા ગામમાં રહેતા હતા એ વિષે ઘણી તપાસ કરતાં પણ કંઇ હકીકત હાથ લાગતી નથી. એમ છતા એમના ગ્રંથની ભાષા ઉપરથી માલમ પડેછે કે એ કદાચિત્ પાટણ તરફના રહેવાશી હશે. નરહરદાસે સંસ્કૃત ભાષાનું અધ્યયન સારૂં કર્યું હશે એમ પણ તેમના રચેલા આ કવિતામય ગીતાના ભાષાંતર ઉપરથી જણાય છે આ ગ્રંથમા મૂળ ગ્રંથનો કોઇ પણ ભાગ ભાષાંતર કર્યા વિના છોડી દીધો નથી, એટલુંજ નહિ, પરંતુ શ્રીમદ્ભગવદ્-ગીતાનો અર્થ સ્પષ્ટ કરવા માટે દરેક વિષયની અવતરણિકાઓ પણ આપી છે. એ અવતરણિકાઓ અને મૂળ ગ્રંથના અર્થનો વિસ્તાર જોતાં એમ લાગે છે કે તેમણે શ્રીધર સ્વામીકૃત ભગવદ્ગીતાની ટીકા પાસે રાખીને આ ગ્રંથનું ભાષાતર કર્યું હશે આવીજ રીતે સંસ્કૃત ગ્રંથનું સાધંત વિસ્તૃત ભાષાતર એક રત્નેશ્વરે કરેલું અમારા જાણવા છે રત્નેશ્વરે શ્રીમદ્ ભાગવતનું કવિતાબદ્ધ ભાષાતર કર્યું છે, તેમાં પણ એજ પ્રકારે શ્રીધરસ્વામીની ટીકાનો આધાર લીધેલો છે. સંસ્કૃત ટીકાકારો મૂળ અર્થને વિશદ કરવા ઉપરાંત કેટલીક તે સંબંધ જાણવામા જેવી હકીકતો પણ પ્રસંગોપાત કહી જાય છે; અને કોઇ કોઇ ઠેકાણે વિષયનું પ્રતિપાદન કરવાને પૂર્વપક્ષ સમાધાન પણ આપે છે. આ ભગવદ્ગીતાના ગ્રંથમાં પણ નરહરદાસે ઘણીક જગોએ એમ કર્યું છે, એમ ગ્રંથ જોતાં જણાય છે.

આખો ગ્રંથ લક્ષ્યપૂર્વક વાંચવાથી સમજાય છે કે નરહરદાસનું અધ્યાત્મશાસ્ત્ર સંબંધી જ્ઞાન ઘણું સારૂં હોવું જોઇએ. કેમકે શ્રીમદ્ ભગવદ્ગીતામાં જ્યાં જ્યાં તે સંબંધી હકીકત આવે છે ત્યા તે ઘણો સ્પષ્ટતર

અર્થ બતાવી જાયછે મા. નરહરદાસની ભાષા કઇક વિલક્ષણ લાગેછે. વિલક્ષણ એટલે, કેટલીક જગોએ તેમાં એવા પારિભાષિક અને ગૂઢાર્થવાળા શબ્દો આવે છે કે વેદાંત શાસ્ત્રના પ્રક્રિયા ગ્રંથ જેણે ન જોયા હોય તેને આ શબ્દો વજ્ર જેવા કઠણ લાગે, અને કોઇ જગોએ શુદ્ધ સંસ્કૃત શબ્દો એવા અપભ્રંશ રૂપમા મળી આવે છે કે હાલના જમાનામા કોઇ લખનારો એના અપભ્રંશ ભાગ્યેજ કરે કદાચ આવો શબ્દનો બગાડો તેમણે જાતે ના પણ કર્યો હોય, પરંતુ પાછળથી ગ્રંથ લખનારાઓએ સ્વબુદ્ધ્યનુસાર તેનો ફેરફાર કર્યો હોય તો કોણ જાણે ? વળી આ ગ્રંથની ભાષાશૈલી વિલક્ષણ લાગવાનુ બીજુ એક કારણ એવુ પણ હશે કે તે વખતે જે ગ્રંથો લખાતા તેની જોડણી જૂની ગુજરાતીને અનુસરીને કરવામા આવતી હશે અમે વાચનારની સુગમતા સારૂ તે તે જગોએ શબ્દના ચાલુ ઉચ્ચારને અનુસરીને જોડણીમા કઇક ફેરફાર કર્યો છે યદ્યપિ તેવો ફેરફાર કરવામા અમે શબ્દના રૂપ બદલી નાખ્યા નથી કે પ્રકૃતિ પ્રત્યયની કાઢઘાલ કરી નથી, તથાપિ બહુધા ઇ કારનો ઘટે ત્યા એ કાર કર્યો છે અથવા સામાન્યપણે લેખન દોષને લીધે શબ્દ અશુદ્ધ થઈ ગયો હોય તેને શુદ્ધ કરી લખ્યો છે જેમ 'તેણિ' ના તેણે, તેહવુ ના તેવું, અહિવી ના અહેવી, નવિ ના નવ, ગોવ્યંદ ના ગોવિંદ, કીપા ના કૃપા, યેણિ ના જેણે, અને એવા બીજા લેખનશૈલીના ફેરફારથી સાંપ્રત કાળમા વિલક્ષણ લાગે તેના શબ્દે માત્ર સુધારીને લખ્યા છે

વાગ્યું પડેછે મૂળ ગ્રંથ બાળબોધ લિપિમાં લખાયલોછે, માટે તેજ લિપિમાં અમે તેમાંથી થોડા ભાગનો નમુનો તરિકે ઉતારો કરી બતાવિયેછિયે કે જેથી વાચનારને આ ગ્રંથની લેખનશૈલીનું સ્વરૂપ સમજવાને વધારે સુગમ પડશે

( અધ્યાય બીજામાંથી. )

श्रीभगवान उवाच ॥

जेणि मनमाहाथी विषेय छाडा सर्वे ॥
पार्थ उपाज नहि त्रिशो गर्व ॥
आत्मलाभिं सन्तुष्ट होय जेह ॥
स्थीरप्रज्ञ ता कहीइ तेह ॥ २१ ॥
जे दुख आर्त्तिं उचाट नवि कारि ॥
अनि सूखतणी स्नेहा परहरि ॥
काम क्रोध भय नहीं जेहनि ॥
स्थीरप्रज्ञ कहीइ तेहनिं ॥ २२ ॥
जेहनिं पर्खु स्नेह न होय ॥
शुभाशुभिं पामि नहीं मोह ॥
स्तुतिनिंद्य कहेनी नवि करि ॥
स्थीरप्रज्ञा ते हरी तेह उचरि ॥ २३ ॥

( દશમા અધ્યાયમાંથી )

पूर्वछाया ॥

सातमि आठमि नोममे कह्या भजननि श्रीभगवत ॥
सदासर्व दशीव्यग्यते ॥ ते आदि पुरुष अनत ॥ १ ॥

श्रीवंतभज्यातिना ॥ भाईनावि आत्मज्ञान ॥
ते मारि महाजन कहि ॥ भजीय श्रीभगवान ॥ २ ॥
दशमि आत्मवीभूति कहि ॥ भाई अर्जुनर्नि श्रीक्रीष्णुं ॥
वीभूतियोग ते वर्णवि श्रीमुषि श्रीगुरवीष्णुं ॥ ३ ॥

( અઢારમા અધ્યાયમાંથી )

ईंम जाणी हुं जाऊं मीत्र त्याह ॥
गीताशास्त्रनो जप होई ज्याह ॥
माहापापी अजामेळ मीत्र जाणि ॥
हु ते उपरि प्रसन्न थयो निर्वाणि ॥
तेणि पुत्रभावि माहारूं लीधूं नाम ॥
मीं तेहनीं आप्यों वैकुंठ ठाम ॥
ज्येणि भावि गीता शास्त्र अभ्यशूं ॥
त्याहा प्रसन्न थाऊ अहीं आश्चर्य कीशूं
ए गीता शास्त्र श्रवण जे करि ॥
वळी तेहनूं फळ कृष्णजी उचरि ॥
त्यजि असूया श्रद्धा मनि धरी ॥
सुणि गीता शास्त्र एक चितिं करी ॥ ११ ॥

ઇત્યાદિ

ઉપરનુ લખાણ ગ્રંથના જુદા જુદા ભાગમાથી આપેલુ છે તે જોવાથી વાચનારને જણાશે કે એમા કેટલીક ભૂલો તો માત્ર લેખકના દોષથી ઉપજેલી છે જોડણીના સબધમા એ વખતે એકજ નિયમ હશે એમ કઇ આ ઉપરથી લાગતુ નથી બાધા ઉ઼ાર દીર્ઘ અને ઇકાર હ્રસ્વ એવો સામાન્ય લેખ વહિવટ જૂના પુસ્તકોમા જેમ ઘણી વાર જોવામા આવે છે તેમ આમા પણ માલમ પડેછે તથાપિ જ્યા આગળ ગૂજરાતીમા અકાર

હોય છે, યકાર હોયછે કે એકાર હોયછે, ત્યાં આ લેખમાં બહુધા ૬ માલમ પડે છે, એ કાંઈ લેખકોની કારીગરી હોય એમ લાગતું નથી; જૂની ગૂજરાતીનાંજ એ રૂપ છે.

ગ્રંથની લેખનશૈલી કરતાં એમાં સમાયલા તત્વજ્ઞાન માટે એ ગ્રંથ વિશેષ ઉપયોગી છે. શ્રીમદ્ ભગવદ્‌ગીતા એટલો બધો સુપ્રસિદ્ધ ગ્રંથ છે કે તે વિષે આ જગોએ કંઇ વધારે વર્ણન કરવા જેવું રહેતું નથી તોપણ કોઇને એવો એક પ્રશ્ન સહેજ ઉત્પન્ન થાય કે, જ્યારે ગીતાનાં અનેક ભાષાંતરો પ્રાકૃત ભાષામાં ઉપલબ્ધ થાય છે ત્યારે વળી આ ગીતાનું શું કામ હતું? નરહરદાસે જ્યારે આ પુસ્તક લખ્યું ત્યારે આજના જેટલાં પુસ્તકો ગૂજરાતીમા ગીતાનાં હશે કે નહિ એ વાત સંદેહવાળી છે અમને લાગેછે કે તે અરસામાં આવી સંપૂર્ણ ભગવદ્‌ગીતા બીજાની લખેલી ભાગ્યેજ હશે. આ વખતમાં તો કવિતા રૂપ અને ગદ્યરૂપ ગીતાનાં ભાષાતરો અનેક થયાં છે એટલુંજ નહિ, પણ પદ પદાર્થ અન્વય અને ભાષ્ય સુદ્ધાંતનાં પણ ભાષાંતરો થઇ ગયા છે. એમ છતાં પણ તેમાના કેટલાક એવાં છે કે તેમાં માત્ર મૂળનોજ અર્થ સંક્ષેપમાં કર્યો હોયછે જેથી વિશેષ ખુલાસાની અપેક્ષા રહે છે; કેટલાંક એવાં છે કે તેમા અનેક વાર પૂર્વ પક્ષ ઉઠાવી ગહન શાસ્ત્રીય વિચાર ચલાવેલા હોવાથી તે સામાન્ય લોકોને ઉપયોગમાં આવી શકતાં નથી કેટલાંક એવાં છે કે તેમાં એકની એક વાતનું ચર્વિતચર્વણ કરીને ગ્રંથ વધારી દીધેલો હોવાથી સામાન્ય લોકો તેનો આદર કરતા નથી; કેટલાકે વળી કેવળ પોતાનું પાંડિત્ય બતાવવાના હેતુથીજ તેના અર્થનો પોતાની ઇચ્છા પ્રમાણે વિસ્તાર કરેલો હોવાથી તેમાં મૂળનો અર્થ કાયમ રહ્યો હશે કે કેમ એવી લોકો શંકા કરે છે; અને કેટલાક તો પોતેજ ગીતાનું તાત્પર્ય ન સમજનારા હોઇને કોઇના કરેલા ભાષાતરો ઉપરથી ઉતારો કરી ગદ્યરૂપ કે પદ્યરૂપ ભાષાંતરો છપાવેલાં હોવાથી તેવા ગ્રંથો ઉપર જિજ્ઞાસુને શ્રદ્ધા થતી નથી. આ ગ્રંથમાં ગીતાનો અર્થ સ્પષ્ટ અને સેહેલી ભાષામાં કરેલા ઉપરાંત જ્યા જોઇએ તેટલોજ ત્યાં અર્થનો વિસ્તાર પણ કરેલો હોવાથી વાંચનારને વિશેષ ઉપયોગી થવાનો સંભવ છે. આ ગ્રંથમાં જ્યાં જ્યાં કઠણ

શબ્દો વાપરેના છે ત્યા ત્યા માત્ર અર્થદર્શક ટીકા આપવામા આવી છે; કેમકે ગીતાના શાસ્ત્રીય વિષય ઉપર લખાણથી ટીકા આપતા જતા ગ્રથ ઘણો મોટો થઈ જાય

શ્રીમદ્ ભગવદ્‌ગીતા શામાટે આટલીબધી પ્રસિદ્ધિ પામી છે તથા એમાં કયા કયા વિષય સમાયના છે, એ વાત અમે પાછળ કહી ગયા તેમ ઘણી પ્રસિદ્ધ હોવાથી આ જગોએ તે વિષે કાઈ ન કહેતા જિજ્ઞાસુને માત્ર અમે ગ્રથ વાચવાનીજ ભલામણ કરિયેછિયે

નરહરદાસની વિશેષ હકીકત અમને હમણા મળી શકી નથી, તેથી આ ગ્રથમા તેનુ જીવનચરિત્ર ન આપતા એ કવિના બીજા ગ્રથો પ્રકટ કરતી વખતે બની શકશે તો તે અમે આપીશુ



॥ श्रीगणेशायनमः ॥

## नरहरिकृत

# श्रीमद् भगवद्गीता.

---

## અધ્યાય ૧ લો.

### રાગ પૂર્વછાયો.

પરમ પુરૂષ પરમાતમા, હરિ નિરંજન નિરાકાર,
નમુ નિત્ય નિજ રૂપને, જે વ્યાપક વિશ્વાધાર ૧

મૂળ પ્રકૃતિ મહતત્વ અહં, ત્રિગુણ તત્વ ચોવીશ,
વિશ્વ ચરાચર પ્રગટિયુ, સમર્થ શ્રીજગદીશ ૨

સરજે પાળે સંહરે, પ્રભુલીલા અનંત બ્રહ્માંડ,
જેની ગતિ કો પ્રીછે નહિ, તે અમૂર્ત્તિ અકળ અખંડ ૩

---

૧ નિરંજન—નિષ્કલંક ૨ મૂળ પ્રકૃતિ—માયા મહત્તત્વ—માયામાથી ઉત્પન્ન થયેલુ જગતનુ કારણભૂત તત્વ અહં—અહંકાર નામનુ તત્વ (મહતત્વમાથી ઉત્પન્ન થયેલુ) ત્રિગુણ—સત્વ રજસ, તમસ્ એ નામના ત્રણ ગુણ (અહંતત્વનુ કાર્ય) ચોવીશ તત્વ—(ત્રણ ગુણમાથી ઉત્પન્ન થયેલા) પંચ ભૂત અને પંચ વિષય એ તમો ગુણનુ કાર્ય, પંચ ઇંદ્રિયો ને પંચ પ્રાણ એ રજો ગુણનુ કાર્ય, ચાર અંતઃકરણ એ સત્વગુણનુ કાર્ય, એમ બધા મળીને ચોવીશ તત્વ ચરાચર—સ્થાવર જંગમ ૩ સંહરે—લય કરે

અનંત નામ અનંત ગુણ, હરિ અનંત રૂપ અપાર,
નમો નમો તે તત્વને, જે નિરંજન નિરાકાર ૪
સર્વ અંતર્યામી હરિ, સદોદિત મહાવિષ્ણુ,
તે પુરૂષોત્તમ ધ્યાઇએ કેવલ બ્રહ્મ શ્રીકૃષ્ણ ૫
સાધુ ધર્મને પાળવા, દુષ્ટનો ફેડવા ઠામ,
ભાર ઉતારવા ભૂમિનો, પ્રગટ્યા શ્રીકૃષ્ણ રામ ૬
યદુકુળતિલક શ્રીકૃષ્ણજી ( અને ) વસુદેવસુત વાસુદેવ,
દેવકીનંદન દયાનિધિ અમર કરે જેહની સેવ ૭
ગોકુળનાયક ગોવિંદજી, હરિ ગોપીવલ્લભ શ્યામ,
નંદતણે ઘેર નાથજી, પ્રગટ્યા શ્રીકૃષ્ણરામ ૮
યશોદાજીવન યાદવો, ભક્તવત્સલ ભગવાન,
વૃંદાવનચંદ વિઠ્ઠલો, જેહનું ધરે મુનિવર ધ્યાન ૯
મથુરામલ્લ તે માવજી, કર્યો કંસાદિકનો નાશ,
દ્વારકાનાથ વૈકુંઠપતિ, જે પૂરણ બ્રહ્મ પ્રકાશ ૧૦
ચતુર્વ્યૂહ રૂપે હરિ, ભાઇ પ્રગટ્યા શ્રીપરબ્રહ્મ,
હરિલીલા જે ચિત ધરે, તેહના ટળે શુભાશુભ કર્મ ૧૧
શ્રીવાસુદેવ સંકર્ષણ, અને પ્રદ્યુમ્ન અનિરૂદ્ધ જેહ,
સર્વ લીલા શ્રીકૃષ્ણ ધરે એ, પ્રગટ પુરૂષોત્તમ એહ ૧૨
જેણે કુંતાસુત ઉગારિયા, ભાઈ સંકટથી બહુવાર,

તે ભક્તવત્સલ આ રહ્યા, જેનો નિગમ ન જાણે પાર ૧૩
તે અર્જુનનો થયો સારથિ, કહાવ્યું કૃષ્ણાર્જુન નામ,
પ્રભુજીએ પાડુપુત્રના, કરયા તે સઘળા કામ ૧૪
તે હરિ પરબ્રહ્મ ધ્યાઇયે, (જેણે) કરયુ અર્જુનને ધર્મજ્ઞાન,
મોહ નિવર્ત્યો કપિધ્વજતણો, કરતા તત્વનુ પાન ૧૫
અર્જુન શોક સમુદ્રમા, ભાઇ મગ્ન હવો જેણી વાર,
શ્રીકૃષ્ણ તત્વ નાવે કરી, ઉદ્ધરિયો તેણી વાર ૧૬
શુદ્ધ મર્મે અર્જુનને કહ્યુ, કૃષ્ણજીએ નિરધાર;
વેદવ્યાસે તે અર્થના કરયા, શ્લોક સાતસે સાર ૧૭
જે સુણતા સંશય ટળે, મોહ કર્મ સર્વ જાય,
કૃપા કરી કૃષ્ણજીએ કહ્યો, કેવળ તેહનો ઉપાય ૧૮
શ્રીભગવદ્ગીતાતણો, ભાઇ અર્થ અગમ્ય અપાર,
શ્રીકૃષ્ણ કૃપાએ પામિયુ, ઉપનિષદનુ સાર. ૧૯
સદ્ગુરૂ સંતને પ્રણમુ, માગુ એક પસાય;
કૃપા કરો મુને અતિ ઘણી, જ્યમ હરિ તે વહાલા થાય ૨૦
મનુષ્ય દેહ પામ્યાતણુ, ભાઇ ઉત્તમ ફળ એ સાર,
સર્વ ભાવે હરિ સેવિયે, અવર ન કીજે વિચાર ૨૧
શુદ્ધ બ્રહ્મ ચેતન્યને પ્રણમુ, ધરૂ નિરંજન ધ્યાન,
હરિ ગુરૂ પ્રસાદે ઉપજે, અનુભવ આત્મજ્ઞાન ૨૨
શ્રીભગવદ્ગીતા બોલવા, કહુ પ્રથમ વિસ્તાર,

---

૧૫ કપિધ્વજ—જેની ધજામા વાનરનુ ચિન્હ છે એવો અર્જુન ૧૭ કહ્યુ— જે જ્ઞાન કહ્યુ અર્થના—તે જ્ઞાનરૂપી અર્થના

૧૯ અગમ્ય—ન સમજાય એવો સાર—તત્વ (' તત્વ એવો અર્થ અનુલક્ષીને સાર શબ્દ નપુંસક રાખ્યો છે )

અર્જુનને મને મોહ ઉપન્યો, દેખાડ્યો (તે) ભાવ મુરાર. ૨૩
નિશ્ચય તે જૂઠો જીવનો, સાચો તે હરિનો જાણ;
પૂર્વપક્ષ ન મોહિયે, સિદ્ધાંત હૃદયે આણ. ૨૪
જીવનું જીવત્વ તો ટળે, જો સેવે પક્ષ સિદ્ધાંત;
સિદ્ધાંત પક્ષ સેવ્યા વિના, કર્મ વિષે ભમે ભ્રાંત. ૨૫
તે કારણ સહુ સાંભળો, સાવધાન થઇ જન;
અવર પ્રપંચ સહુ પરહરો, ગ્રહો કેવળ કૃષ્ણવચન. ૨૬
કૃષ્ણવાયક જે કો ગ્રહે, તે પરમ શીતલ સુખી હોય;
નહિતર જીવ સંસારમાં, ફરી પામે મોહ. ૨૭
અજ્ઞાની તો માને નહિ, ભાઇ હરિના હિતવચન;
દુષ્ટ દુર્યોધન અવગુણે, પામ્યો તેહ પતન. ૨૮
પૃથ્વીકેરે કારણે, માડ્યો માહોમાંહી વિરોધ;
ધર્મક્ષેત્રમાહી આવિયા, યુદ્ધ કરવા મહાયોધ. ૨૯
પાંડુપુત્ર ધૃતરાષ્ટ્રસુત, સંગે યોધ અપાર,
સાત અગિયાર ક્ષોણી લેઇ આવ્યા, યુદ્ધ કરવા નિરધાર. ૩૦
અગ્યાર ક્ષોણી અધર્મને, ધર્મને ક્ષોણી સાત;
કહે નરહરિ જય ત્યાં સદા, જ્યહા કૃષ્ણદેવ સાક્ષાત. ૩૧
વેદવ્યાસને પૂછિયું, રાયધૃતરાષ્ટે એમ;

---

૨૪ નિશ્ચય ઇ૦—જીવનો નિશ્ચય જૂઠો હોય છે ને હરિનો નિશ્ચય સાચો હોય છે પૂર્વપક્ષ ઇ૦—વાદીએ ઉઠાવેલી તકરાર અથવા સિદ્ધાતને વધારે દઢ કરવાને ઉઠાવેલો સંશય.

૨૫ જીવત્વ—જીવપણું. ભ્રાત—ભ્રાન્તિવડે અથવા ભ્રાતિવાળો થયેલો

૩૦ સાત ઇ૦—સાત ક્ષોણી ( અક્ષૌહિણી ) સૈન્ય પાંડવોનું ને અગિયાર અક્ષૌહિણી કૌરવોનુ

કુરૂક્ષેત્રકેરી વારતા, તે હું જાણીશ કહો કેમ ? ૩૨
વ્યાસ કહે ધૃતરાષ્ટને, તુજ કહેગે સંજય સર્વ;
મમ કૃપાથી જાણશે, ભારત અષ્ટાદશ પર્વ. ૩૩
હસ્તિનાપુર માંહી ગ્યાં, ( અને ) કહેશે કુરૂક્ષેત્રની વાત;
સંજય વિદ્યાર્થી વ્યાસનો, પામ્યો દેવચક્ષુ સાક્ષાત. ૩૪
સંજય વિદ્યાર્થી વ્યાસનો, અને ધૃતરાષ્ટ્રનો દ્વારપાલ;
મુજ વાત કહે કુરૂક્ષેત્રની, પૂછે જન્માંધ ભૂપાળ. ૩૫

## ધૃતરાષ્ટ્ર ઉવાચ.

## ચોપાઈ.

સંજય પ્રત્યે પૂછે રાય, પુત્રસ્નેહે અતિ આતુર થાય;
પાંડુપુત્ર મમ સુત તે મળ્યા, તે યુદ્ધ કરવા કુરૂક્ષેત્ર પળ્યા. ૩૬
ધર્મક્ષેત્ર જઇ દીધું જેહ, મુજને કહે સંજય તું તેહ;
ધર્મક્ષેત્ર જે કીજે કર્મ, સહસ્રગણો તે થાયે ધર્મ. ૩૭

## સંજય ઉવાચ.

સુણ નરેંદ્ર કહું તુજ તેહ, પૂછ્યું અતિ આદર કરી જેહ;
પાંડવનું સૈન જોઈ રાજન, વ્યગ્ર ચિત્ત હુઓ દુર્યોધન. ૩૮
દ્રોણ પ્રત્યે આવ્યો તતકાળ, ઇમ વાયક બોલ્યો ભૂપાળ,
રાય દુર્યોધન બોલ્યો જેહ, નવ શ્લોકે સંજય કહે તેહ ૩૯

---

૩૪ રહ્યા —રહ્યા રહ્યા દેવચક્ષુ—દિવ્યજ્ઞાન ૩૫ જન્માંધ ભૂપાળ–જન્મથી આંધળો રાજા—ધૃતરાષ્ટ્ર ૩૭ ધર્મક્ષેત્ર—કુરૂક્ષેત્રનું બીજું નામ સહસ ગણો—'સહસ તણો' એવો, પાઠ છે ૩૮ દ્રોણ પ્રત્યે—દ્રોણની તરફ ૩૯ નવ શ્લોકે—ગીતામાના શ્લોક ૨ જાથી ૧૦ મા સુધી

## દુર્યોધન ઉવાચ

દ્રોણ પ્રત્યે દુર્યોધન રાય, વાયક બોલે જોઇ અભિપ્રાય,
પાંડવનું સૈન્ય જુઓ તમો, એ દુઃખ ગણું ન જાયે અમો ૪૦
દ્રુપદપુત્ર ત્યાં કહિયે જેહ, વ્યૂહરચના રાખે છે તેહ,
શિષ્ય તમારો તે ધીમંત, એ દુઃખ સાલે અમારે ચિંત ૪૧
પાંડવના મહારથી જેહ તમ આગળ વિનવું હવે તેહ,
ભીમ અર્જુન યોધ મહાશૂર, રણમાં આવ્યા કરી મન ચૂર ૪૨
યુયુધાન વિરાટ મહારથી, દ્રુપદ સરખા નર કો નથી,
ધૃષ્ટકેતુ ચેકીતાન કાશીરાજ, એ મહાબળિયા પૃથ્વીતલ આજ ૪૩
પુરૂજિત કુંતીભોજ ને શૈબ્ય, મહાસુભટ નિર્મ્યા એ દેવ,
યુધામન્યુ વિક્રાંત જેહ, ઉત્તમ વીર્યવાન વળી તેહ ૪૪
સુભદ્રાસુત કહિયે અભિમન્ય, વળી દ્રૌપદીના કહિયે તન,
એ સર્વ પાંડવના મહારથી, હવે કહું આપણા તે કથી ૪૫
પાંડવના કહ્યા જે આરૂઢ, તેપે આપણા છે અતિ પ્રૌઢ,
મારા સૈન્યના નાયક જેહ, તમ આગળ વર્ણવું હવે તેહ ૪૬
પેહેલું મારે તમો દ્વિજદેવ, વળી વળી સ્વામી કહું અવશ્યમેવ,
તમ સમાન ત્રૈલોક્યમાં નથી, જોયું વિવિધ પેરે મેં કથી ૪૭
ભીષ્મતણું વિદિત તે નામ, જેણે યુદ્ધે જીત્યા પરશુરામ,
કર્ણ કૃપાચારજ વળી જાણ, અમિત બળ એહના પ્રમાણ ૪૮
અશ્વત્થામા વિકર્ણ મહાવીર તે યુદ્ધ કરતા ભાજે નહિ ધીર,
સોમદત્ત તેહનું અભિધાન, જેણે રૂદ્રથકી પામ્યું વરદાન ૪૯

---

૪૧ દ્રુપદપુત્ર—ધૃષ્ટદ્યુમ્ન ધીમંત—બુદ્ધિમાન્ ૪૪ વિક્રાંત—પરાક્રમવાળો ૪૬ આરૂઢ—( યુદ્ધે ) ચઢેલા નાયક—મુખ્ય—અગ્રેસર. ૪૮ વિદિત—પ્રખ્યાત 'વિદિત' એવો પાઠ છે ૪૯ પામ્યું—પ્રાપ્ત કર્યું

અનેક યોધ બીજા છે હજી, તે મુજ અરથે આવ્યા છવિત તજી;
નાના શસ્ત્ર ધરી રહ્યા શૂર, યુદ્ધ કરવા પ્રત્યે અતિ આતુર. ૫૦
બેહુ સેનાના નાયક કહી, વળી દુર્યોધન બોલ્યો મહી;
સેનાપતિ મારો ભીષ્મ જાણ, તેણે રાખિયું સૈન્ય નિરવાણ. ૫૧
યદ્યપિ સૈન્ય મારે છે ઘણું, તોય અપૂર્ણ બળમાનું તેહતણું;
પાંડવને અક્ષોહિણી છે સાત, સેનાપતિ ભીમ વિખ્યાત. ૫૨
તોયે પાંડવનું બળ દીસે ઘણું, સત્ય સત્ય ગુરૂજી હું ભણું;
દુર્યોધનનો અભિપ્રાય ત્યાં એહ, દ્રોણ પ્રત્યે જણાવે તેહ. ૫૩
ભીષ્મતણી તો દૃષ્ટિ છે ત્યાંય, યદ્યપિ એહ રહ્યો છે આંય;
તે માટે સૈન્ય અપૂરણ રાય, દુર્યોધનનો એહ અભિપ્રાય. ૫૪
દ્રોણાચાર્ય એ વાત મન ધરો, હવે ભીષ્મતણી તે રક્ષા કરો;
આપાપણે સ્થાનકથકી યોધ, ભીષ્મ પ્રત્યે આવે ધરી મોદ. ૫૫
એમ ભીષ્મને દીધું બહુ માન, ભીષ્મ તે મહાપ્રતાપવાન;
ભીષ્મે વળતું કીધું જેહ, ધૃતરાષ્ટ્રને સંજય કહે તેહ. ૫૬
કુરૂવૃદ્ધ પિતામહ ધીર, (તેણે) હર્ષ પમાડયો દુર્યોધન વીર;
ગર્જ્યો ને કીધો સિંહનાદ, ત્યારે દુર્યોધન પામ્યો ઉલ્હાદ. ૫૭
કરી સિંહનાદ કર્યો શંખનાદ, ત્યારે સૈન્ય સર્જ્યું તજી પ્રમાદ;
ભીષ્મ તે મહાપ્રતાપવાન, સર્વ આવ્યું સૈન્ય થઈ સાવધાન. ૫૮
ભેરી શંખનાદ બહુ હોય, પણવ ગોમુખ વાજે સોય;
અનેક વાજિત્ર વાજે ઘણાં, કેઇ પેર નામ લેઉં તેહતણાં. ૫૯
સમસ્ત વાજિત્રનો શબ્દ જે થયો, તે કાપરે નવ જાયે સહ્યો,

---

૫૦ નાના—ભાત ભાતના ૫૪ ત્યાય—પાંડવના ભણી ૫૫ આપાપણે—પોતપોતાના ૫૭ કુરૂ વૃદ્ધ—કુરૂકુળમાં વૃદ્ધ ૫૯ પણવ—રણશીંગડું.

હુવે પાડવની સેનાનો હર્ષ, તે સુણિયે રાય તજી અમર્ષ ૬૦
ઉજ્વલ અશ્વ પ્રૌઢ અતિ ચાર, તે દિવ્ય રથ જોડયા નિરધાર,
સકળ લોક આવે જાય જેહ, દિવ્ય રથ તો ભણિયે તેહ ૬૧
તેણે રથ બેઠા શ્રીલક્ષ્મીકાત, જેહનુ નામ ટાળે સર્વ ધ્વાત;
વળી અર્જુન ત્યા બેઠો મહાધીર, દિવ્ય શ ખ પૂર્યા તેહ વીર ૬૨
દુર્યોધનના સેન્યનાદ જેહ, તે આગળ ઢ કાયા તેહ,
પાચજન્ય શ ખ જે સાર, તે હૃષીકેશે પૂર્યો નિરધાર ૬૩
દેવદત્ત શ ખ તો જેહ, અર્જુને પૂરિયો તેહ,
મહાશ ખ પૌંડ્રક તે જાણુ, ભીમસેને પૂર્યો નિરવાણુ ૬૪
અન તવિજય શ ખ જે હોય, રાય યુધિષ્ઠિરે પૂર્યો સોય,
મણિપુષ્પક શ ખ તો જેહ, નકુલ સહદેવે પૂર્યો તેહ. ૬૫
કાશીનો રાજા કાશીરાજ, મહાબળિયો પૃથ્વીતળ આજ,
વળી ધૃષ્ટદ્યુમ્ન શિખ ડી જાણુ, મહાયોધ સાત્યકિ પ્રમાણુ ૬૬
દ્રુપદરાય વળી દ્રૌપદીના પુત્ર, સુભદ્રાસુત તો શોભે યત્ર,
એ સર્વેએ શ ખનાદજ કરયા, યુદ્ધ કરવા રણુમા સ ચરયા ૬૭
પાડવના સુભટના શ ખનાદ, તે તવ પુત્રને ઉપજાવે બાધ,
હૃદય વિદારે તવ સુતતણુ, સુણી શબ્દ કષ્ટ પામ્યા ઘણુ ૬૮
પૂરાયો પૃથ્વી આકાશ, શબ્દ સુણી પામ્યા બહુ ત્રાસ,
શ ખનાદ સુણી રાજન, કાયર નથી થયા જેહના મન. ૬૯

---

૬૧ સકળ લોક—સમળ લોકમા ધ્વાત—અંધકાર ૬૩ પાચજન્ય—પ ચજનનામ દૈત્યને મારીને મેળવેલો શ ખ હૃષીકેશ—ભગવાન્—વિષ્ણુ ૧

૬૫ મણિપુષ્પક ૪૦—નકુલે સુઘોષ નામના ને સહદેવે મણિપુષ્પક નામના શ ખનો નાદ કર્યો એમ મૂળમા છે "नकुल सहदेवश्च सुघोषमणि पुष्पकौ ' ( ૧-૧૬ )

૬૮ પૂરાયો ૪૦—તે શ ખનાદ પૃથ્વી તથા આકાશમા પૂરાયો દ્રોણ પ્રમુખ —દ્રોણ આદિ

દ્રોણપ્રમુખ સુભટ તો જેહ, યુદ્ધ કરવા આવ્યા સર્વ તેહ,
તવ પુન આયુધ સજ કરી, રહ્યા ધનુષ્ય વિષે શર ધરી ૭૦
તેણે સમે અર્જુને કર્યું જેહ, સંજય ધૃતરાષ્ટ્ર પ્રત્યે કહે તેહ,
ત્યારે કપિધ્વજે ગાંડિવ સજ કર્યું, ઇમ કૃષ્ણ પ્રત્યે વાચક ઉચર્યું ૭૧
હૃષીકેશ પ્રત્યે અર્જુન, ઇમ વાચક બોલ્યો રાજન,
અચ્યુત મારી વિનતિ દાખ, ઉભય સૈન્ય મધ્યે રથ રાખ ૭૨
જોઉં સુભટ આવ્યા છે કોણ, યુદ્ધ કરવા પોકીને પોણ,
જે અસ્ત્રવિદ્યા વિષે હોય સુબુદ્ધ, પછે તે સાથે સ્વામી કીજે યુદ્ધ ૭૩
યુદ્ધ કરવા આવ્યા જોધ જેહ રૂડી પેરે જોઉં કૃષ્ણ તેહ,
દુર્યોધનનું કરવા પક્ષ, જુઓ કોણ સુભટ વિસુક્ષ ૭૪
દુર્બુદ્ધિ ધૃતરાષ્ટ્રના તન, તેનું પ્રિય કરવા આવ્યા કોણ રાજન,
એવું હૃષીકેશને કહી, ગુડાકેશ બેઠો સજ થઇ ૭૫

## સંજય ઉવાચ.

સંજય કહે સુણો રાજન, કૃષ્ણે અશ્વને દીધી સાન,
બેહુ સેના મધ્ય તેણીવાર, એટલે રથ આવ્યો નિરધાર ૭૬
કૃષ્ણ કહે સુણ્ય અર્જુન વીર, જોઇ સુભટ યુદ્ધ કરે ધીર,
અર્જુને સર્વ સામું જોયું સહી, પણ સમ્યક્ કો ઓળખાએ નહિ ૭૭
સન્નાહ ટોપ પહેરી સજ થયા, એક નેત્ર ઉઘાડા મૂકી રહ્યા,
પછે અર્જુનને સુભટ શ્રીહરિ, તે ઓળખાવે આગળી કરી ૭૮

---

૭૩ પોણુ—પણ યુદ્ધ કરવાનુ પણ પોકીને—પણ લેઇને—પ્રતિજ્ઞા કરીને ( પોકવુ—ભવિષ્ય કહેવુ ) ૭૪ વિસુક્ષ—વિમુખ્ય ૭૫ ગુડાકેશ—અર્જુન ૭૭ સમ્યક્—સારી રીતે ૭૮ સનાહ—બખતર ટોપ—બખતરની ટોપી

સકળ યોધ આ જો રે વીર, આગળ બે ઉભા જે ધીર;
એક ભીષ્મ ને બીજો દ્રોણુ, જેહની તુલા ન આવે કોણુ. ૭૯
વળી અશ્વત્થામા કર્ણ જોય, કૃપાચાર્ય ઉભા છે સોય;
દુર્યોધન પ્રમુખ સર્વ શૂર, યુદ્ધ વિષે તે અતિ ચતુર. ૮૦
ત્યાર પૂઠે હવું ત્યાં જેહ, પૂછે ધૃતરાષ્ટ્ર સંજય કહે તેહ;
દુર્યોધનની સેના જોઇ, અર્જુનની ગતિ ભગ્નજ હોઈ. ૮૧
અર્જુનને એહ આવ્યું જ્ઞાન, ભીષ્મ મારા પિતૃ સમાન;
કર્ણ દુર્યોધનાદિક ભ્રાત, અને દ્રોણુ ગુરૂ પૂજનું પાત્ર. ૮૨
શલ્ય પ્રમુખ માતુલ ત્યાં એહ, દુર્યોધનસુત પુત્ર મમ તેહ;
શત્રુની સેના વિષે રાય, અર્જુનને મિત્રભાવ તે થાય. ૮૩
કો શ્વસુર કો મિત્રજ હોય, ઉભય સૈન્ય વિષે એમ જોય;
કુંતાસુતનો ગયો જોઇ ગર્વ, બંધુવર્ગ ત્યાં દીઠું સર્વ. ૮૪

## અર્જુન ઉવાચ.

સુણો સ્વામી શ્રીવૈકુંઠ ધણી, કૃપા ઉપની મુજને અતિ ઘણી;
સ્વજન જોઇ હું ભગ્નજ થયો, મારા મનનો ઉત્સાહજ ગયો. ૮૫
યુદ્ધ કરવા આવ્યા સ્નેહપાત્ર, તે જોઈ સીદાયે મમ ગાત્ર;
મુજ ઉપને મારે અંગ, મુખ સૂકાય છે શ્રીરંગ. ૮૬
શરીર વિષે રોમ ઉભાં થાય, એ દુઃખ મેં તો સહ્યુ ન જાય;
ગાંડિવ ધનુષ્ય હસ્તથી પડે, દાઝી ત્વચા શોકાગ્નિજ વડે ૮૭
મન મારૂં ભ્રમણુ કરે દેવ, સમર્થ નહિ રાખવા અવશ્યમેવ;

---

૭૯ કોણુ—કોઈ ૮૩ માતુલ—મામા ૮૫ ભગ્ન—ભાગી ગયેલા ઉમાહ ઘટો ૮૬ સીદાયે—શિથિલ થઇ જાય છે

જેહે કરી અકલ્યાણુ જ હોય, એવા અપશુકન આ જોય. ૮૮
વામાંગ તે ફરકે આજ, કહો કેશવ શું થાશે કાજ ?
સ્વજનતણો વધ કરતાં સ્વામ, શ્રેયતણો નવ દેખું ઠામ. ૮૯
જયની ઇચ્છા હું નવ કરૂં, રાજ્ય સુખ સર્વે પરહરૂં,
વિષય ભોગ સ્વામી એ વ્યર્થ, જીવિતવ્યનો મારે નથી અર્થ. ૯૦
વર ભિક્ષા માગી પેટજ ભરૂં, પણ એણે રાજ્યે ગોવિંદ શું કરૂં ?
સ્વજનતણો વધ કરતાં સ્વામ, અમને શ્રેય નથી એકે ઠામ. ૯૧
સ્વામી સુહૃદના હિતને કાજ, વિવિધ ભોગ ઈચ્છિયે રાજ,
જીવિતવ્ય ભોગ તજીને જેહ, યુદ્ધ કરવા આવ્યા સર્વે તેહ. ૯૨
આચાર્ય પિતર પૌત્ર આવિયા, વળી પિતામહ માતુલ ભાવિયા;
શ્વશુર પોત્ર સાળા ત્યાં જેહ, સગા સંબંધી આવ્યા તેહ ૯૩.
એહનો વધ કૃષ્ણ કયમ કીજિયે, પાપ કરતા અમો બીંજિયે,
એ વધ કરે તો કરજો આજ, પણ અમારે નથી કરો કાજ. ૯૪
જો ઈદ્રાગને બેસું છત્ર ધરૂં, તોય એહનો વધ નવ કરૂં,
તો પૃથ્વીતણી કથા કોણ માત્ર, એહ અમારે પૂજાના પાત્ર? ૯૫
દુર્યોધનાદિકનો વધ કરી, અમો સુખ પામું કયમ ફરી,
હવે સર્વ પ્રકારે નાથ, અમો એહવી ન કરવી વાત ૯૬
એ સર્વ આયુધ સજ કરી રહ્યા, પણ મારા મનના મનોરથ ગયા,
જો એના વધની કીજે વાત, તો અમને હોયે નર્કપાત ૯૭
સુણો માધવજી વિનતિ કરૂં, સત્ય વાચક અમો ઉચરૂં;
સ્વજનતણો વધ કરતા સ્વામ, અમને સુખ નહિ એકુ ઠામ. ૯૮

---

૮૮ શ્રેય—કલ્યાણુ ૯૦ જીવિતવ્ય—જીવતર ૯૧ વર—ઉત્તમ ભિક્ષા માગીને પેટ ભરૂ, એ ઉત્તમ ૯૨ સુહૃદ—વાહાલા ૯૬ 'દુર્યોધનાદિકો વધ ના કરી એવો પાઠ છે

એ નથી દેખતા અજ્ઞાને કરી, લોભે ચિત્ત લીધાં એહનાં હરી;
કુલક્ષયકૃત દોષ ત્યાં જેહ, મિત્રદ્રોહનું પાતક તેહ.          ૯૯
એ વિવેકે જાણે નહિ, પણ અમો સર્વ ટાળવું મહી;
સાંભળો સ્વામી સત્યસ્વરૂપ, દેખતાં નર પડે ક્યમ કૂપ?     ૧૦૦
કુલક્ષય કરચે કુળનો જે ધર્મ, તે નિશ્ચે નાશ પામે પરબ્રહ્મ,
ધર્મનાશે કુળ સઘળું દેવ, અધર્મ તે વ્યાપે તતખેવ.          ૧૦૧
અધર્મે પરાભવિયે તેહ, ઉત્તમ કુળની સ્ત્રી ત્યાં જેહ;
દુષ્ટ ચિત્ત સ્ત્રી થઈ જેણીવાર, ત્યારે નીચ સંગ તે કરે નિરધાર. ૧૦૨
નીચથકી ઉપજે સંતાન, તે તો શુદ્ધ ન હોય ભગવાન,
અશુદ્ધ તિલતર્પણ જો કરે, તો તે કુળ નરકે સંચરે.          ૧૦૩
કુળક્ષયનો કર્ત્તા ત્યાં જેહ, કુંભીપાક વિષે પડે તેહ;
કુળને નાશે ધર્મ તે જાય, પછે અધર્મ તે વરતે યદુરાય.      ૧૦૪
અધર્મે વર્ણસંકર હોય, પછે જાતિ ધર્મ લય પામે સોય;
જેહનો વર્ણાશ્રમ ધર્મ પામ્યો નાશ, તેહને નિરંતર હોય નર્કવાસ ૧૦૫
વેદવ્યાસના મુખથી સુણ્યું ઇમ, તો કહો કૃષ્ણ આચરીએ કયમ?
વળી અનેક ઋષીશ્વરે કહ્યું, શ્રુતિ સ્મૃતિ વિષેથી લહ્યું.        ૧૦૬
એ મહાકષ્ટ સુણો વૈકુંઠરાય, જે અમને પાપબુદ્ધિ તે થાય;
અમો તમારે સાનિધ્ય રહું ઇશ, અને પાપબુદ્ધિ આવે જગદીશ ૧૦૭
એ દુઃખ તમને કહીએ કૃષ્ણ, તમો સર્વેશ્વર વ્યાપક વિષ્ણુ,

---

૯૯ કુળક્ષય કૃત દોષ—કુળનો ક્ષય કરવાથી થયેલો દોષ ૧૦૨ અધર્મે ઇ૦—અધર્મ થવાથી ઉત્તમ કુળની સ્ત્રીઓ પરાભવ પામેછે—સ્વધર્મ તજીને વ્યભિચારાદિક દોષવાળી થાય છે

૧૦૩ અશુદ્ધ—વ્યભિચારથી ઉત્પન્ન થયેલો પુત્ર ૧૦૭ સાનિધ્ય—પાસે અને ઇ૦—એમ છતાં પણ અમને પાપ બુદ્ધિ આવે

રાજ્ય સુખને લોભે કરી, એમ કીજે વધ એહનો હરિ. ૧૦૮
અર્જુને ઈમ વિચાર્યું સહી, મૃત્યુ ભલું પણ એ કૃત્ય કાંઇ નહિ;
હું ગુરૂ સામો રહી યુદ્ધ નહિ કરૂં, સંગ્રામ વિષે આયુધ નહિ ધરૂં. ૧૦૯
ઈમ કરતાં જો એ મારશે, તો મુજને ઉત્તમ ગતિ હશે;
પણ પાપ તો ઉપજશે નહિ, અર્જુને એ નિશ્ચે કર્યો સહી. ૧૧૦
ત્યાર પૂંઠે હવું ત્યાં જેહ, સંજય ધૃતરાષ્ટ્રને કહે તેહ;
ઈમ કહી અર્જુન તે વીર, રથ પાછળ બેઠો જઇ ધીર. ૧૧૧
મૂક્યાં હેઠાં ધનુષ્ય ને બાણ, હું યુદ્ધ નહિ કરૂં નિરવાણ;
શોકે મંન આતપ્ત તે થયું, દિગ્મૂઢતાએ મૌન તે ગ્રહ્યું. ૧૧૨
પ્રથમ અધ્યાય વિષે અર્જુન, મોહસમુદ્રમાં હવો મગન;
કહે નરહરિ વિવેકે કરી, અર્જુનને ઉદ્ધારશે હરિ. ૧૧૩
અંતર્યામી સર્વાવાસ, ( તેણે ) હૃદયકમળમાં કર્યો પ્રકાશ;
ઉપજાવ્યું તેવું કહું સહી, કહે નરહરિ કાંઈ જાણું નહિ. ૧૧૪

इति श्रीमहाभारते भीष्मपर्वणि श्रीमद्भगवद्गीता सूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुन संवादे ऽर्जुनविषादयोगो नाम प्रथमोऽध्यायः ॥ १ ॥

---

૧૧૨ આતપ્ત–ચારે પાસથી તપેલું.

## અધ્યાય ૨ જો.

### રાગ પૂર્વછાયો.

મધુસૂદન ત્યાં બોલિયા, અર્જુન પ્રત્યે જેહ,
કહે નરહરિ ધૃતરાષ્ટ્રને, સંજય કહે છે તેહ ૧
પરમકૃપા તે ઉપની, અને નયણે ચાલ્યાં નીર,
અતિ દુઃખ પામતો પાંડુપુત્ર, તે પ્રત્યે બોલ્યા યદુવીર ૨

### શ્રીભગવાન ઉવાચ.

યુદ્ધ સમે શ્રીકૃષ્ણજી કહે તુંને કયાથી આવ્યો મોહ શોક?
એણી વાતે અર્જુન તને, કહેશે અનાર્ય લોક ૩
વળી અપકીર્તિ હશે ઘણી, તારી એણી વાતે અર્જુન,
આણી વેળા એ ન જોઇએ, સાવધાન કરે મન ૪
કાયરતા અને ક્ષુદ્રતા, વળી દુર્બળતા તજ્ય વીર,
તુજને એ નવ જોઇએ, કુંતીપુત્ર મહાધીર ૫
કલૈબ્યપણું તે પરહરી, અને થા બેઠો બળવંત,
વગતું અર્જુન બોલિયો, સુણિયે શ્રીભગવંત ૬

### અર્જુન ઉવાચ.

પૂજું પુષ્પે ચંદને, ભીષ્મ દ્રોણનું તન,
ક્યમ પ્રહાર કરૂં બાણના, સાંભળિયે મધુસૂદન ૭
ગુરૂ પિતૃનો વધ કરી, અને ભોગવિયે ભોગ,
તેહપે ભિક્ષા અતિ ભલી, પણ એહ કૃત્ય કરવું અયોગ્ય ૮

---

૫ ક્ષુદ્રતા—હલકાપણું (મનનું) દુર્બળતા—(મનની) ૬ કૈલ્બ્ય પાઠ — નામર્દાઈ

એટલું હું નથી જાણતો જે, એશું કરૂં સંગ્રામ;
એશુ યુદ્ધ ન કીજિયે, ઈમ નથી જાણતા સ્વામ. ૯
હું જય પરાજય નથી જાણતો, સ્વામી શી દ્યો છો મુજ આશ;
એહનો વધ કીધા પછે, હોય અમારો નાશ. ૧૦
કુળનો નાશ કીધાથકી, સ્વામી અમો જીવ્યું ક્યમ જાય!
મૂઢ થયું ચિત્ત માહરૂં, ધર્મે કરી યદુરાય. ૧૧
પૂછું પ્રભુજી તમ પ્રત્યે, કહો મુજ શ્રેયની વાત;
હું શિષ્ય સ્વામી તમતણો, આવ્યો શર્ણે જગતાત. ૧૨
યદ્યપિ રાજ ત્રૈલોક્યનું જો, પામું હું ભગવંત,
તોયે મારા દુઃખતણો, આવે નહિ સ્વામી અંત ૧૩
એ દુઃખ રૂપિયે દાવાનળે, ઈંદ્રિય સકળ સૂકાય,
અર્જુને કૃષ્ણને એમ કહ્યું, એ કૃત્ય મુજથી ન થાય. ૧૪
ગુડાકેશ કહે વળી વળી, સુણો સુકેશ ગોવિંદ,
એ યુદ્ધ તો હુ નહિ કરૂં, જ્યા પ્રૌઢ પાપ સંબંધ. ૧૫
અણબોલ્યો અર્જુન રહ્યો, અને કરી પ્રતિજ્ઞા એહ;
વળતું કૃષ્ણે જે કહ્યું, સુણે ધૃતરાષ્ટ્ર તું તેહ ૧૬
બેહુ સેના વચ્ચે પામનો, અતિ દુઃખ અર્જુન વીર;
તેહ પ્રત્યે એમ બોલિયા, હસીને શ્યામશરીર. ૧૭

## ચોપાઈ.

કૃષ્ણજીએ વિચાર્યું જેહ, સાંભળજો જન કહું હવે તેહ;
વિવેક જ્ઞાન વિના અર્જુન, શોક મોહમાં હવો મગન. ૧૮

---

૧૨ શ્રેય—કલ્યાણ ૧૫ સુકેશ—સુંદર કેશવાળા ૧૮ વિવેક—જગત્મા કયો પદાર્થ નિત્ય છે ને કયો અનિત્ય છે એનો વિવેક જ્ઞાન—એ ઓળખાણ

કહે કૃષ્ણ હવે ઇમિ કરૂ, જ્ઞાન વિવેકે ફરી ઉદ્ધરૂ,
જો એ દેહ આત્માનો વિવેકજ લહે, તો અર્જુન દુ ખ પામતો રહે ૧૯
પૂર્વપક્ષ અર્જુનનો સુણી, સિદ્ધાતપક્ષ કહે ત્રિભુવન ધણી,
સિદ્ધાતપક્ષ જાણે જીવ જેહ, હોયે સાક્ષાત્કાર બ્રહ્મ તેહ ૨૦

## શ્રીભગવાન ઉવાચ.

અર્જુન પ્રત્યે કહે ભગવાન, તારે વિષે એ મહાઅજ્ઞાન,
જેનો શોક જ તુ નવ કરે, તેનો શોક તુ હૈડે ધરે. ૨૧
વળી પ્રજ્ઞાવતની પેરે થઇ, મારે અરથે એ મરશે સહી,
તુ નહિ મારે તો શુ એ નહિ મરે, એવા વચન શ્રીકૃષ્ણ ઉચ્ચરે ૨૨
અર્જુન એ આગ્રહ તુ છાડ, વિચારી શુદ્ધ એહશુ માડ,
ભીષ્મ દ્રોણાદિકનો જે શોક, નિશ્ચે જાણ તે કરવો ફોક ૨૩
પરમારથ વિચારે જેહ, સર્વ નિત્ય ત્યા દેખે તેહ,
દેહ મરે દેહજ ઉપજે સહી, તોય પ ડિતને શોક હર્ષજ નહિ ૨૪

---

ધુ ને આત્મા શુ છે ઇત્યાદિ જ્ઞાન પ ચદશીમા કહે છે કે "आत्मान चेद्विजानी यादयमस्मीति पूरुष । किमिच्छन् कस्य कामाय शरीरमनुसज्वरत् "—" જે માણસ વસ્તુત પોતાનુ સ્વરૂપ શુ છે તે જાણે તો પછી કોને માટે કયી વસ્તુની ઈચ્છા કરીને પોતાના શરીરને પરિતાપ કરે?"

૨૦ પૂર્વપક્ષ—ગુરૂ આદિનો વધ કરવાથી પાપ થાય છે માટે તે કરવા યોગ્ય નથી એના સિદ્ધાતના સ્થાપન રૂપ પૂર્વપક્ષ સિદ્ધાતપક્ષ—પૂર્વપક્ષ ને ખોટો ઠરાવીને સાબીત કરેલો અર્થ

૨૨ પ્રજ્ઞાવત—જ્ઞાની મારે ઇ૦—મારે માટે એ મરશે, એવી એવી ડાહાપણની વાતો કરે છે। ૨૩ ભીષ્મ દ્રોણ વગેરે મરશે એવો શોક તુ મિથ્યા કરે છે ૨૪ પરમારથ વિચારે—તત્ત્વરૂપે કરીને વિચાર કરે નિત્ય—અવિનાશી

ભૂત ભવિષ્ય અને વર્ત્તમાન, એ આત્મા નિત્ય કહે ભગવાન;
હું તું વિશ્વ આ સર્વે કોય, સદા સર્વદા એમજ હોય. ૨૫
આત્મા સ્વરૂપ નિત્ય છે એહ, આવી જાયે અર્જુન એ દેહ;
આત્માનું નિત્યપણું જેહ, વળી દૃષ્ટાંતે કહે કૃષ્ણ તેહ. ૨૬
આત્મા વિષે અર્જુન દેહ એમ, એ દેહ વિષે અવસ્થા છે જેમ;
જ્યમ દેહનો તે દેહજ હોય, પણ આવી જાયે અવસ્થા સોય. ૨૭
એમ દેહ જાય દેહ આવે સહી, તોયે ધીર પુરૂષ મોહ પામે નહિં;
ઉત્તમ મધ્યમ અધમ તો દેહ, આત્મા વિષે આવી જાયે તેહ. ૨૮
જ્યમ કૌમાર યૌવન જરા દેહ વિષે, ત્યમ આત્મા વિષે ધીર દેહ લખે;
આત્મા એહ નિરંતર જાણ, દેહ સદા અસ્થિર પ્રમાણ. ૨૯
અર્જુન ભણે કૃષ્ણ છે એમ, તો શોક મોહ ઉપજે છે કેમ;
શોક મોહનું કારણ જેહ, અર્જુન પ્રત્યે કૃષ્ણ કહે તેહ. ૩૦
શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ, શીતોષ્ણ સુખ દુઃખ એહ દ્વંદ્વ;
આવે જાયે ક્ષણ ક્ષણ તેહ, હર્ષ શોકનું કારણ એહ. ૩૧
એ અનિત્ય જાણે સહી જે કોય, તેહને લાભ અલૌકિક હોય;
જેને વિષે કાળગુણ પીડા ન કરે, પુરૂષર્ષભ તે તારે તરે. ૩૨

---

૨૫ નિત્ય—અવિનાશી. એમજ હોય—વારવાર જન્મેછે ને મરેછે. ૨૬ એ સર્વમા જે સત્તારૂપ આત્મા છે તે તો નિત્ય છે, અને દેહ આવેછે ને જાયછે. ૨૭ અવસ્થા—કૌમાર, યૌવન, વૃદ્ધા, વગેરે. જ્યમ દે૦—જેમ દેહ એકનો એક રહેતાં છતા કૌમારાદિ અવસ્થાઓ આવેછે ને જાયછે, તેમ આત્મા એકનો એક છતાં અનેક દેહ આવેછે ને જાયછે. ૨૯ જરા—વૃદ્ધ

૩૧ દ્વંદ્વ—જોડાં. શીત ઉષ્ણ, સુખ દુ ખ, ભૂખ તરસ, વગેરે જોડાને દ્વંદ્વ કહેછે. આવે જાય—ઉત્પન્ન થાય ને નાશ પામે.

૩૨ કાળગુણ—કાળે કરીને ઉત્પન્ન થયેલા શીત ઉષ્ણ આદિ ગુણો.

સુખ દુઃખ સમાન હોય જેહને, જીવન મુક્ત કહિયે તેહને;
કરતાં આત્મતત્વ વિચાર, સુખદુઃખ ઉપજે નહિ લગાર. ૩૩
અવિદ્યાએ નિર્મ્યા વિષય જેહ, નિશ્ચે નાશવંત તો તેહ;
સત્ય સ્વરૂપ આત્મા એહ જાણ, સદા નિરંતર એક પ્રમાણ. ૩૪
અસત્ય સત્યને બાધે કયમ? તત્વદર્શી તે જાણે ઇમ;
સમ્યક્ પેરે ઉભય લહે જેહ, તત્વદર્શી તો કહિયે તેહ. ૩૫
વળી આત્મસ્વરૂપ કહું સુણ મિત્ર, જે જાણ્યે હોયે પરમપવિત્ર;
અવિનાશી તું તેહને જાણ, જેણે આ સર્વ પૂર્યું નિરવાણ. ૩૬
એ અવિનાશીનો નાશજ કરે, એવો ત્રૈલોક્યમાહી નહિ અવતરે;
વળી દેહઆત્મા વિવેક હરિ કહે, તે અર્જુન જાણી હૃદયમાં ગ્રહે ૩૭
અંતવંત જાણો આ દેહ, આત્માને નથી એશું સ્નેહ;
આત્મા નિત્ય નિરંજન સહી, અવિનાશી કળાયે નહિ ૩૮
ઇમ જાણી યુદ્ધ કરે તું વીર, કાયરપણું મૂકય થા ધીર,
અર્જુને મનમાંહી ઇમ ધર્યું, ભીષ્મ દ્રોણનો વધ કયમ કરૂં. ૩૯
અર્જુનના મનની વાત જેહ, અંતર્યામી જાણી તેહ;
મનની ખટક ટાળવા કાજ, મિત્ર પ્રત્યે ઇમ કહે મહારાજ. ૪૦
અર્જુન જન એમ જાણે જેહ, નિશ્ચે જાણ મૂરખ તો તેહ;
હું મારૂં આ મારણહાર, ઇમ જાણે તે મૂઢ નિર્ધાર. ૪૧
દેહ દેહનો વધ કરે છે વીર, ઇમ જાણીને ગ્રહે સર્વ ધીર;

આત્મા ન વધે વધાયે નહિ, ઈમ જાણે તે જ્ઞાની સહી. ૪૨
જન્મ મરણ આત્માને નથી, જોયું વિવિધપેરે મેં કથી;
ક્વચિત્ કિંચિત્ કદાચ કો કાળ, એ આત્મા ન હોયે યૌવન વૃદ્ધ બાળ. ૪૩
ષડ્‌વિકાર સંયુક્ત જે દેહ, આત્માને ત્રિકાળ નહિ તેહ;
આત્માને જન્મ ત્યાં નહિ, આત્મા નિત્ય નિરંતર સહી. ૪૪
પુરાણ પુરૂષ તો કહિયે તેહ, દેહ મરતાં મરે નહિ જેહ;
એક રૂપ સઘળે ભરી રહ્યો, એવો આત્મા તેણે લહ્યો. ૪૫
આત્મા અવિનાશી અજ નિત્ય, આત્મા અવ્યય જાણો સત્ય;
કેને મારે મરાવે તેહ ? આત્મા એવો જાણે જેહ. ૪૬
વળી આત્માનું અવિનાશજપણું, સુણ દૃષ્ટાંત કહી તેહ ભણું;
જેમ જૂનું વસ્ત્ર તજી નવું ધરે, તે તજતાં ગ્રહેતાં નર નવ ફરે. ૪૭
ત્યમ દેહી દેહ તજે ગ્રહે એમ, પણ સદાએ જ્યમ છે ત્યમનું ત્યમ;
આત્મા શસ્ત્રે છેદ્યો ન જાય, આત્મા અગ્નિએ નવ દહેવાય. ૪૮
આત્મા ઉદકે આર્દ્ર ન હોય, વાયુ પ્રચળ્યે સૂકાયે ન સોય;
અછેદ્ય અભેદ્ય અદાહ્ય અક્લેદ્ય, આત્મા અશોષ્ય જાણજો વેદ. ૪૯
આત્મા નિત્ય સર્વત્ર સ્થિર જાણ, આત્મસ્વરૂપ અચળ પ્રમાણ;

---

૪૨ વધે—વધ કરે. વધાયે—મારી શકાય. ૪૩ ક્વચિત્—કોઇ સ્થળમાં. કિંચિત્—લગાર જેટલો. ૪૪ ષડ્‌વિકાર—સત્તા, જન્મ, વૃદ્ધિ, પરિણામ, ક્ષય, વિનાશ.

૪૫ પુરાણપુરૂષ—સૌથી પ્રાચીન પુરૂષ. ૪૬ અજ—જન્મ રહિત. અવ્યય—નાશ રહિત. ૪૭ નવ ફરે—ન બદલાય. ૪૮ દેહી—આત્મા. દહેવાય—બળાય.

૪૯ આર્દ્ર—ભીનો. પ્રચળ્યે—ચાલ્યે અછેદ્ય—નહિ છેદાય એવો. અભેદ્ય—નહિ તોડાય એવો. અદાહ્ય—નહિ બળાય એવો. અક્લેદ્ય—ન કોહવરાવાય એવો. અશોષ્ય—ન સૂકવી શકાય એવો.

આત્મા સનાતન જાણો જન, કો કાળે નવ પામે પતન. ૫૦
આત્મા અવ્યક્ત અચિંત્ય એહ, મન બુદ્ધિ ઇંદ્રિય ન લહે તેહ;
એ આત્માને નહિ દેહ વિકાર, આત્મા અરૂપ નિર્ગુણ નિરધાર. ૫૧
એવો આત્મા જાણે જેહ, કહીંએ શોક ન પામે તેહ;
આત્માને માને જન્મ મરણ, તોયે દુઃખ મ કરે અંતઃકરણ. ૫૨
જેહ નિત્ય જન્મે નિત્ય મરે, તેહનો શોક કહો કોણ કરે ?
એવું જાણીને મહાબાહો, તજ્ય શોક મોહ ધરે ઉત્સાહો. ૫૩
નિશ્ચે જન્મને મરણજ હોય, નિશ્ચે મૃત્યુ જન્મ પામે સોય.
જન્મ મરણ ટાળવાને કોય, બ્રહ્માદિક સમર્થ ન હોય. ૫૪
ઇમ જાણી મ કર શોક તુંય, વળી વળી સાચું કહું છું હુંય;
શરીર નાશ પામતાં સ્વામ, ઉપજે શોક તે અંતરજામ. ૫૫
શરીર નિમિત્ત શોક મ કરે લગાર, ઇમ કહે કૃષ્ણજી વારંવાર;
આદિ જેહની નવ લહેવાય, તેહનો શોક કરચે અર્થ શો થાય. ૫૬
વળી કંઇ કંઇ મધ્ય ભાગ જાણિયે, પણ તે સાથે સ્નેહ નવ આણિયે

---

૫૧ અવ્યક્ત—નેત્ર વગેરે ઇંદ્રિયો વડે પ્રત્યક્ષ ન થાય એવો. અચિન્ત્ય—મનવડે ન જણાય એવો. ૫૨ આત્માને ઇ૦—આત્માને જન્મમરણ છેજ નહિ, એમ છતાં પણ તારી ખાતરી ન થતી હોય, ને તું આત્મા જન્મે છે તથા મરે છે એમ માનતો હોય, તોય તારે શોક કરવાનું કારણ નથી, એમ કહે છે: આત્માને ઇ૦.

૫૩ મહાબાહો—હે મોટા હાથવાળા ! ઉત્સાહો—'उत्साहः' એનું પ્રાકૃત રૂપ. ૫૪ જન્મને—જે જન્મ પામે તેને. મૃત્યુ—મૃત્યુ પામે તેને. ૫૫ શરીર ઇ૦—અર્જુન શંકા કરે છે કે શરીર નાશ પામતાં શોક ઉપજે છે તે કેમ મટે ? એનું સમાધાન: ૫૬ મી કડીથી કરે છે. ૫૬ શરીર ઇ૦. શરીરનિમિત્ત—શરીરને માટે. આદિ ઇ૦—શરીરનું આદિકારણ અવ્યક્ત (અસ્પષ્ટ) માયા રૂપ છે.

બોલે ચાલે પિયે અને ખાય, ક્ષણુ એક માહે વિપરીત થાય. ૫૭
વળી અંત તેહનો નવ જાણિયે, તેહનો શોક કરો કયમ આણિયે,
તે માટ કહુ છું નિરધાર, દેહ નિમિત્ત શોક મ કરે લગાર. ૫૮
એ આત્મા અકળ કળ્યો ન કળાય, જાણુ પંડિતને જ્યા મોહજ થાય,
તે આત્માને બોલે સુણે જોય, પણ અમ્મદ્ પેરે ન જાણે કોય ૫૯
કો આશ્ચર્યની પેરે જુએ એહને, પણ આત્મા ગોચર નોય તેહને,
વળી આશ્ચર્યની પેરે બોલે અન્ય, તે આત્માનુ પ્રીછે નહિ ચિન્હ ૬૦
આશ્ચર્યની પેરે સુણે વળી કોય, પણ આત્માને જાણે નહિ સોય,
વળી વળી અર્જુન કહુ નિરધાર, આત્મા દુર્જ્ઞેય અકળ અપાર ૬૧
આત્મજ્ઞાને આત્મા જાણિયે, એહ અનુભવ અંતર આણિયે,
આત્મજ્ઞાન પણ નવ લહેવાય, સત્ય સત્ય કહે ત્રિભુવન રાય ૬૨
સર્વ દેહ વિષે દેહી જેહ, નિત્ય અવધ્ય જાણજે તુ તેહ,
તે કારણુ મ કરે કહી શોક, ઇષ્ટ પદારથ સરવે ફોક ૬૩
નિત્ય સ્વરૂપ તો તેહનુ નામ, જે સદા સર્વદા ઠામનો ઠામ,
અવધ્ય તે તુ જાણે સહી, જે દેહ વધતા વધાએ નહિ ૬૪
એ આત્મા નિત્ય ને દેહ અનિત્ય, હવે કેનો શોક મ આણીશ ચિત્ત,
વળી સ્વધર્મ જોને તુ ય, શોક મ કરીશ કહુ છુ હુ ય ૬૫
ધર્મ જોઇને કરે સંગ્રામ, દુઃખ કરવાનો નથી અહી ઠામ,

---

૫૭ મધ્ય ભાગ—ઉત્પત્તિ પછીનુ રૂપ જે શરીર એજ માન આપણે જોઇ શકિયે છિયે ૫૮ નવ જાણિયે—માયામા લય થાય છે માટે

૬૧ દુર્જ્ઞેય—ન જાણવામા આવે એવો ૬૩ અવધ્ય—વધ ન કરી શકાય એવો ૬૪ વધતા—હણતા વધાએ—હણાયે ૬૫ સ્વધર્મ—તારો ક્ષત્રિયનો ધર્મ

ક્ષત્રીનો સ્વધર્મ મિત્ર એય, ધર્મયુદ્ધ કરી પામે શ્રેય. ૬૬
પુણ્યવંત ક્ષત્રી હોય જેહ, ધર્મયુદ્ધે સ્વર્ગે જાયે તેહ;
તે યુદ્ધ સહેજે આવ્યું અઘ, જે સ્વર્ગલોક પમાડે સઘ. ૬૭
જો સ્વધર્મ નહિ પાળે આપણો, તો તે અધર્મ આચરે અતિ ઘણો;
અધર્મે કરી ઉભય લોકજ જાય, મહાઅપકીર્ત્તિ અધર્મે થાય. ૬૮
ધર્મરૂપ સંગ્રામ નહિ કરે, જો તું યુદ્ધ વિષે મારી નહિ મરે;
તો તારો ધર્મ કીર્ત્તિ જશ જશે, અને વળી મહાપાપ લાગશે. ૬૯
લોકમાહે અપકીર્ત્તિ હશે ઘણી, અને જાશે કીર્ત્તિ શિવજીત્યાતણી;
અપકીર્ત્તિપે મરણ તે વંદ્ય, પણ મરણપે અપકીર્ત્તિ નિંદ્ય. ૭૦
દુર્યોધન કર્ણ ઇમ જાણશે, મનમાં મ્હારથી ગર્વ આણશે;
એણે ભય પામીને પલાયન કર્યું, અમ આગે આયુધ ન જાયે ધર્યું. ૭૧
જેહને વિષે અદ્ભુત છે ગર્વ, તે તુજને મોટો માને સર્વ;
જો તું યુદ્ધ નહિ કરે અર્જુન, તો તું હળવો પડીશ તેહને મન. ૭૨
જો તું ધર્મરૂપ નહિ કરે સંગ્રામ, તો તે તાહરાં પાડશે નામ;
દુર્યોધનાદિક શત્રુ જેહ, તવ સામર્થ્ય નિંદશે તેહ ૭૩
મર્મવાક્ય વૈરી કહે ઘણા, હું ક્યમ કહું વચન તેહતણાં;
એટલા ઉપરાંત દુઃખ નથી મિત્ર, જે બોલે વૈરી બોલ વિચિત્ર. ૭૪
જય પરાજયનો કરતાં વિચાર, તેહ પ્રત્યે કૃષ્ણ કહે નિરધાર,

---

૬૮ ઉભય લોક ઇ૦—આ લોકનો લાભ ન મળે ને પરલોકનો પણ લાભ ન મળે ૭૦ શિવ ઇ૦—શિવની સાથે યુદ્ધ કરી તેમને જીત્યાની તારી કીર્તિ નાશ પામશે વંદ્ય—વખાણવા જેવું નિંદ્ય—નિંદા કરવા જેવી

૭૩ તારા નામ પાડશે—તારી બાયલો, કાયર, એવાં નામથી નિંદા કરશે નામ પાડને એના જેવાજ અર્થની મરાઠીમા પણ લોક તુલા નાવે ઠેવર્તે એવી એક કહેવત ચાલેછે. ૭૪ ઉપરાંત—ઉપરાત.

બેહુ વાતે તાહરે બળવંત, લાભ ઘણો છે થાને નિશ્ચિંત. ૭૫
યુદ્ધ કરતાં જો જાશે પ્રાણ, તો પામીશ સ્વર્ગ તું નિરવાણ;
જો જીવીશ તો પામીશ રાજ્ય, નિશ્ચેકરી દુઃખનો કરી ત્યાજ. ૭૬
કાયરપણું તું મૂક્ય સર્વ પરૂં, હવે કર નિર્ધાર મારૂં કે મરૂં,
યુદ્ધ કરતાં અઘ સ્પર્શી ન હોય, સાભળ જ્ઞાન કહું તે સોય. ૭૭
લાભઅલાભપરાજયજયહોય, સુખદુખ વિષે સરખી દૃષ્ટિ રહે સોય;
ઇમ થઇ યુદ્ધ કરે તું ધીર, પાપ ન લાગે તુજને વીર. ૭૮
રાગદ્વેષ નોચે જેહને, તત્વજ્ઞાની કહિયે તેહને;
તત્વજ્ઞાન પામે નર તેહ, કર્મયોગ આચરે જન જેહ. ૭૯
કર્મયોગ વણ કહે ભગવાન, હૃદે ન આવે તત્વજ્ઞાન;
સાંખ્યયોગ તે બ્રહ્મજ્ઞાન, જેણેકરી હોય દૃષ્ટિ સમાન. ૮૦
સાંખ્યયોગ કહ્યો અતિ સાર, હવે બુદ્ધિયોગ કહું નિરધાર,
બુદ્ધિયોગને આશ્રયે જેહ, કર્મે બંધાયે નહિ તેહ. ૮૧
ઇશ્વિરના આરાધન કાજ, કર્મયોગ કહે મહારાજ,
નિષ્કામપણે કર્મ કરે જેહ, કર્મબંધનથી મૂકાએ તેહ. ૮૨
હરિસેવા સ્વલ્પ અલ્પ ધર્મ, તે આચરતા ટળે મહાકર્મ;

---

૭૫ કરતા—'કરતો' પાઠ છે. ૭૬ નિશ્ચેકરી— નક્કી. અઘ—પાપ
૭૯ કર્મયોગ—ઉપાસના રૂપ કર્મનો યોગ ૮૦ સાખ્યયોગ—તત્વવિવેક.

૮૧ બુદ્ધિયોગ—કર્મયોગના અર્થમા આ શબ્દ વાપર્યો જણાય છે મૂળમા આ પ્રમાણે છે "एषा तेऽभिहिता साख्ये बुद्धियोंगे त्विमा शृणु । बुद्धया युक्तो यया पार्थ कर्मबध प्रहास्यसि ।"—"અત્યાર સુધી મે તને સાખ્યયોગમા કેવી બુદ્ધિ કરવી તે કહ્યુ હવે કર્મયોગમા કેવી બુદ્ધિ કરવી તે કહુ છું, હે અર્જુન! એ બુદ્ધિવાળો તુ થઇને કર્મ કરીશ તો તને કર્મના બધન નડશે નહિ" મતલબ એ છે કે સાખ્યજ્ઞાનવડે આત્માનો સાક્ષાત્કાર ન થાય તો અતઃકરણની શુદ્ધિ માટે કર્મયોગ આચરવો.

હરિસેવા કરતાં નિર્ધાર, નર્કપાત નો'યે સંસાર. ૮૩
જ્ઞાનયોગની બુદ્ધિ તે એક, કુરૂનંદન જ્યાં આત્મવિવેક;
વિષયી લોકની બુદ્ધિ અનંત, જેનું અવિદ્યામાં રમે ચંત. ૮૪
નિશ્ચળ બુદ્ધિ તે આવે જ્યમ, વળી વળી અર્જુન કરવું ત્યમ;
એવા વચન અર્જુન કહે જેહ, મંદભાગી મહામૂરખ તો તેહ. ૮૫
જે વેદતણું તાત્પર્ય નવ લહે, અને પુષ્પ ફળે અલ કરી કહે;
વેદતણે વાદે જે મો'ય, અને તત્વ ન જાણે મૂરખ સોય. ૮૬
વેદકર્મ કીજે નિર્ધાર, તો સુખ પામીજે એણે સંસાર;
ઈમ વેદવાદ નિરંતર કરે, તેહનુ મન કયમે એ ન ઠરે? ૮૭
જેહનાં મન વિષયારત હોય, સ્વર્ગ ભોગ દૃઢાવે સોય;
વિષયવચન સુણી અંત કર્ણ, વળી વળી પામે જન્મ ને મર્ણ ૮૮

* * * *

કર્મ ફળ દેખાડે બહુ, તે તત્વ ન જાણે મૂરખ સહુ. ૮૯
ભોગ ઐશ્વર્ય વિષે જેહના મન, તેહને ન ટળે જન્મપતન;
[ક્રિયા] વિશેષ કર્મ બહુ કરે, આશા બંધને તત્વ ન ઠરે. ૯૦
આગળ લોક વિષયારત હોય, વળી વિષય દૃઢાવે પંડિત સોય,

---

૮૪ જ્ઞાનયોગની—'નિષ્કામ કર્મયોગની' એવા અર્થમા. કેમકે આ કર્મનો પ્રસ્તાવ ચાલે છે તેમા સાખ્યજ્ઞાનયોગની બુદ્ધિ કહેવાનો આ પ્રકારનો હેતુ હોય નહિ.

૮૫ એવા—આગળ કહેશે તેવા. 'ચાતુર્માસ્ય યજ્ઞ કરનારને અક્ષય સુકૃત થાય છે' વગેરે પુષ્પિત વચનો ૮૬ પુષ્પ ઈ૦—પુષ્પ બતાવીને ફળની આશા આપવા રૂપ અલંકારવાળી વાણી કહે અથવા પુષ્પ જોઇને ફળ મળશે એમ માની તેટલાવડે અલં ( પૂર્ણું ), એમ કરીને કહેછે.

૮૭ એ ન ઠરે—'ઠાનવરિ' એવો પાઠ છે. ૮૮ વિષયારત—વિષયમા આસક્ત ૯૦ ક્રિયા ઈ૦—અનેક ક્રિયાઓવાળા અનેક કર્મ કરે.

તો તે નિર્વિષયી ક્યમ થાય, ભવપાશથી ક્યમ મૂકાય ? ૯૧
જેહનાં મન વિષયમાં હોય, નિશ્ચયવતી બુદ્ધિ પામે ન સોય;
ત્રિગુણાતીત હોયે જન જેહ, નિશ્ચયવતી બુદ્ધિ પામે તેહ. ૯૨
જો તું વેદકર્મફળે મોહીશ આધ, તો તે ફળ કરશે તુજ બાધ; .
ત્રૈગુણ્યવિષય છે એ વેદ, ક્રિયા બહુ ત્યાં વિધિનિષેધ. ૯૩
હવે નિસ્ત્રૈગુણ્ય તું થા અર્જુન, જ્ઞાન વિવેકે સ્થિર કરી મન;
દ્વંદ્વભાવ તે સઘળો છાંડ્ય, નિત્ય સત્વશુ સ્નેહ માંડ્ય. ૯૪
સુખ ભોગની મ કરીશ વાત, પરમારથ ચિંતવ્ય સાક્ષાત;
અણકલ્પ્યા આવે ભોગ જેહ, સાવધાન થઇ ભોગવ્ય તેહ. ૯૫
અહંકારાદિક દોષ સર્વ તજે, સ્વધર્મે કરી નારાયણ ભજે;
ફળ ન વાંચ્છિશ તું એકે કોય, આત્માવાન ત્યારે તું હોય. ૯૬
જળનો અર્થ હોય જેહને, નહિ નવાણશુ પ્રયોજન તેહને,
સઘળે ઉદક વ્યાપ્યું છે સોય, ત્યહાં કાર્ય સઘળાં સુખે હોય. ૯૭
નવાણના નીરનો ક્ષય થાય, પણ મહાજળ કહીં નવ સૂકાય;
નદી નવાણતણાં જળ જેહ, મહાજળમાં લય પામે તેહ. ૯૮

---

૯૧ આગળ ઇ૦—મૂળે તો લોકની બુદ્ધિ વિષય તરફ વળેલીજ હોયછે, ને તેમા વળી તેવા પંડિતો સ્વર્ગાદિ ભોગની લાલચો આપીને તેમની વિષય વાસના દ્દઢ કરે, તો તે લોક નિર્વિષયી શી રીતે થાય ? ૯૨ નિશ્ચયવતી—નિશ્ચયવાળી ત્રિગુણાતીત—સત્વાદિ ત્રણ ગુણને અનિત્ય માની મનથી તજનારો

૯૩ તુજ—તને ત્રૈગુણ્યવિષય—ત્રણ ગુણને પ્રતિપાદન કરનારો. ૯૪ નિસ્ત્રૈગુણ્ય—અર્થાત્ નિષ્કામ નિત્ય ઇ૦—નિરતર સત્વ (બળ) રાખીને રહે—ધૈર્યથી નિશ્ચય ટકાવી રાખ

૯૫ અણકંલ્પ્યા—વગર કલ્પના કરચે ૯૬ આત્મવાન—દ્દઢ પ્રમાદ રહિત ૯૮ લય પામે—તેમા સમાઇ જાય

મહાજળે સુખી સર્વ કો હોય, સર્વત્ર વ્યાપ્યું મહાજળ સોય;
ત્યમ સ્વર્ગ સુખ વેદે જે કહ્યાં, તે જ્ઞાનમાંહે લય પામી ગયાં. ૯૯
બ્રહ્મવાદે જોગીને સુખ જેહ, નહિ ઇંદ્રાદિકને સ્વપ્ને તેહ;
જે નિષ્કામી સેવક હરિતણો, તેહને સ્વર્ગપે આનંદ અતિ ઘણો. ૧૦૦
અર્જુન કહે સુણો ભગવાન, જો સર્વપે અધિક છે જ્ઞાન;
તો કર્મ તેણે કરવું નહિ, જ્ઞાનમાર્ગ તે સેવવો સહી. ૧૦૧
કહે કૃષ્ણ સુણો અર્જુન, આપાપણા અધિકારી ભિન્ન;
તે માટે કહુંછું નિર્ધાર, તારે કર્મતણો અધિકાર. ૧૦૨
તું કર્મતણો અધિકારી હોય, એ આશિર્વાદ દીધો હરિ સોય;
તું ને કર્મફળની ઇચ્છા મ હશો, અને મ ઉપજશો મનોરથ કશો. ૧૦૩
કર્મને અણુકરતા જેહ, તુજને સંગ મ હોશો તેહ;
ઇમ આશિર્વચન કરે પરબ્રહ્મ, એણી પેરે અર્જુન કરે તું કર્મ. ૧૦૪
ઇશ્વરને અર્થે કર્મ કરે, પણ ફળઇચ્છા મનમાંહી મ ધરે;
પ્રાપ્તિ અપ્રાપ્તિ સરખો જે હોય, સમદૃષ્ટિયોગ જાણજો સોય. ૧૦૫
ઈશ્વરને અર્થે કરે કર્મ, વિષય પામવા ન કીજે ધર્મ,
ધર્મકર્મ આચરજે ધીર, ફળ વેગળાં મૂકે સર્વ વીર. ૧૦૬
શર્ણ વાચ્છજે ઇશ્વરતણું, કે પરમારથ જ્ઞાન આપણું;
કૃપણ ફળની ઇચ્છા કરે, તે વળી અનેક યોનિ અવતરે. ૧૦૭
સમાન બુદ્ધિ સદા જેહ ધરે, નિષ્કામપણે સ્વધર્મ આચરે,
તેની ફળપ્રાપ્તિ જે હોય, સાંભળ્ય અર્જુન કહું તે સોય. ૧૦૮
સમાન બુદ્ધિયુક્ત હોય જેહ, પુણ્યપાપરહિત નર તેહ;
તે માટે સમબુદ્ધિ તે ધરો, સમબુદ્ધિ પામવા ઉપાય તે કરો. ૧૦૯

---

૧૦૫ પ્રાપ્તિ અપ્રાપ્તિ ઇ૦—પ્રાપ્તિમા ને અપ્રાપ્તિમા જે સમાન બુદ્ધિવાળો હોય ૧૦૭ કૃપણ—દીન

સકળ સાધન શ્રુતિ સ્મૃતિ જે કહ્યાં, સમબુદ્ધિ આવ્યે સર્વ પૂરણ થયાં;
અનેક સંત સમબુદ્ધિએ કરી, તે હરિપદ પામ્યા ન આવે ફરી. ૧૧૦
સત્કર્મે સમબુદ્ધિ પામિયા, સમબુદ્ધિ ભવભય વામિયા;
કર્મતણાં ફળ છાંડે જેહ, બુદ્ધિવંત જાણો તમો તેહ. ૧૧૧
પુણ્ય પાપ રહિત જે હોય, તત્વજ્ઞાની ભણિયે સોય;
સમદર્શી બુદ્ધિવંત તે જાણ, તે નિશ્ચે પામે નિર્વાણ. ૧૧૨
જીવનમુક્ત યોગેશ્વર જેહ, અનામય પદ પામે તેહ;
વિદ્યા અવિદ્યા રહિત જે ઠામ, અનામયપદ તેનું નામ. ૧૧૩
જે સમય બુદ્ધિનો મહિમા અતિ ઘણો, મુને ક્યારે લાભ હશે તે તણો;
તેહ કાળ કહો મુજ શ્રીકૃષ્ણ, હવે અર્જુન પ્રત્યે બોલે વિષ્ણુ. ૧૧૪
મોહ કર્દમ સઘળો જ્યારે જશે, ત્યારે નિર્મળ બુદ્ધિ તાહરી થશે;
પછે ઉતાવળે આપશે વૈરાગ, અને સર્વ સંગનો હોશે ત્યાગ. ૧૧૫
સંગ તજ્યે આવે નિવૃત્ય, નિવૃત્તિએ સ્થિર થાયે ચિત્ત;
ચિત્ત સ્થિરે આવે નિજ જ્ઞાન, નિજ જ્ઞાને હોયે બુદ્ધિ સમાન. ૧૧૬
ત્યારે અભિલાષ ઉપજે નહિ, નિશ્ચલ બુદ્ધિ ત્યારે આવે સહી;
પરમાત્મા વિષે સ્થિર થઈ રહે, નિશ્ચલ બુદ્ધિ કૃષ્ણજી કહે. ૧૧૭
નિશ્ચલ બુદ્ધિનાં લક્ષણ જેહ, વળી કૃષ્ણજી કહો મુજ તેહ;
કહો મહાપુરૂષનાં લક્ષણ સાર, જે ગ્રહેતાં જીવ પામે પાર. ૧૧૮

## અર્જુન ઉવાચ.

સ્વામિ સદા સમાધિ વિષે રહે જેહ, સ્થિરપ્રજ્ઞ તો કહિયે તેહ;
જેણે પ્રિછયું યથાર્થ છે જ્યમ ત્યમ, કહો તેને અન્ય બોલાવે ક્યમ? ૧૧૯

---

૧૧૨ નિર્વાણ—મોક્ષ. ૧૧૩ અનામય—વિકાર વિનાનું. ૧૧૫ કર્દમ—કાદવ. ૧૧૬ નિવૃત્ય—નિવૃત્તિ. ૧૧૯ સમાધિ—ચિત્તની એકાગ્રતા.

તે કયમ બોલે કયમ વસે દેવ, કયમ હીંડે તે કહો અવશ્યમેવ ?
મહાપુરૂષનાં સુણતાં આચર્ણ, મન રહેજ તમારે શર્ણ. ૧૨૦

## શ્રીભગવાન ઉવાચ.

જેણે મનમાંહીથી વિષય છાંડયા સર્વ, પાર્થ ઉપજે નહિ કશો ગર્વ;
આત્મલાભે સંતુષ્ટ હોય જેહ, સ્થિતપ્રજ્ઞ તો કહિયે તેહ. ૧૨૧
જે દુઃખ આવ્યે ઉચ્ચાટ નવ કરે, અને સુખતણી સ્પૃહા પરહરે;
કામ ક્રોધ ભય નહિ જેહને, સ્થિતપ્રજ્ઞ કહિયે તેહને. ૧૨૨
જેહને કોણુ સ્નેહ ન હોય, શુભાશુભે પામે નહિ મોચ;
સ્તુતિ નિંદા કોની નવ કરે, સ્થિરપ્રજ્ઞ હરિ તે ઉચરે. ૧૨૩
જે ઇદ્રિ સકળ પાછી સંહરે, વિષય ભોગની વાત ન કરે;
તેહ જોગી કહિયે નિઃસંગ, જે કૂર્મતણી પેરે ગોપવે અંગ. ૧૨૪
જેહનાં ઇદ્રી વિષય ન ઇચ્છે કોય, પ્રજ્ઞાપ્રતિષ્ઠિત કહિયે સોય;
યદ્યપિ ઇદ્રિય આગ્રહે કરી, તે સંવરચાં જાયે શ્રીહરિ. ૧૨૫
પણ અંતરથી આશા કયમ ગળે, ખાવાનો લોભ તે કયમ ટળે ?
તે અનુભવ કરો કૃષ્ણ મુજ, વળી વળી સ્વામી પૂછું હુંજ. ૧૨૬
પાર્થ વિષયથી નિવર્ત્યો તેહ, અલ્પઆહારી હોયે જે દેહ;
અંતરથી ત્યારે આશા ટળે, જ્યારે મન પરબ્રહ્મને મળે. ૧૨૭

---

સ્થિરપ્રજ્ઞ—સ્થિર બુદ્ધિવાળો. બોલાવે—તેને બીજા શું કહીને બોલાવે—અર્થાત્ તેનાં શાં લક્ષણો છે ? રહેજ—' રહેજ શર્ણ ' એવો પાઠ છે.

૧૨૧ આત્મલાભે—આત્મજ્ઞાનથી ઉત્પન્ન થયેલી તૃપ્તિવડે ૧૨૪ પાછી સંહરે—પાછી ખેંચીલે કૂર્મ ઇ૰—જેમ કાચબો પોતાનાં અંગ પાછાં સંકેલી લે છે તેમ જે ઇદ્રિયોની વૃત્તિઓને વિષયમાંથી પાછી ખેંચી લે

૧૨૫ પ્રજ્ઞાપ્રતિષ્ઠિત—સ્થિર બુદ્ધિવાળો. સંવરચાં જાયે—પાછાં ખેંચી શકાય.

જેહનું ચિત્ત ચિદ્રૂપશુ રમે, તેહને ખાવુ પીવું કાંઈ ન ગમે,
પરમારથ દર્શન જેહને, સ્થિતપ્રજ્ઞ કહિયે તેહને ૧૨૮
આત્મવિદ્યાને વાચ્છે જેહ, અર્જુન નિશ્ચે કરવુ તેણે એહ,
ઇંદ્રી સર્વે સવરવા નોય, ઇંદ્રી ના સવરે તો લાભ ન હોય ૧૨૯
યત્ન કરતા બુદ્ધિવત મુનિ જેહ, ઇંદ્રિયકા ભિંટેછે તેહ,
જો મન નોયે સદા સાવધાન, તો ક્ષણમા રહે ઇંદ્રી બળવાન ૧૩૦
ત્યમ ઉન્મત્ત અશ્વ જોતર્યા જેહ, અને કુસારથિ રથ ભાજે તેહ,
ઈમ મન ઇંદ્રી પ્રવૃત્તિપર કરે, નિવૃત્તિમા જાતા તે હરે ૧૩૧
જે ઇંદ્રી સર્વે સયમ કરે ધીર, તે મહાનુભાવ મુનિ કહિયે ધીર,
ભોગ મુક્ત મત્પર જે હોય, જીતેંદ્રિય તમો જાણો સોય ૧૩૨
જીતેંદ્રિય ભૂપર હોયે જેહ, સ્થિરપ્રજ્ઞ જાણો મુનિ તેહ,
ત્યા લગે વિષયતણા હોય લેશ, ત્યા લગે ભોગવે કર્મ કલેશ ૧૩૩
જેને જે વિષયશુ રગ, નિશ્ચે તે તેહનો કરે સગ,
સગથકી કામકલ્મલ હોય, કામથકી ક્રોધ ઉપજે સોય ૧૩૪
ક્રોધે મોહની હોયે પ્રવૃત્તિ, મોહે ટળે તે સર્વે સ્મૃતિ,
સ્મૃતિભ્રંશે બુદ્ધિનો હોયનાશ, બુદ્ધિ નાશે તેહનો હોય વિનાશ ૧૩૫
મહાઅનર્થનુ કારણ એહ, વિષયતણુ તો સમરણ જેહ,
વિષયતણુ સ્મરણ જેહને નહિ, જીવનમુક્ત તે જાણો સહી ૧૩૬

---

૧૨૮ ચિદ્રૂપ —બ્રહ્મ—પરમાત્મા ૧૨૯ સવરવા—વિષયમાથી પાછા ખેચવાં ૧૩૧ ઇમ ઇ૰—એમ મન ઇંદ્રિયોને પ્રવૃત્તિપર—પ્રવૃત્તિ પરાયણ (પ્રવૃત્તિ કરવાની ઇચ્છાવાળી) કરે છે ૧૩૨ મહાનુભાવ—મોટા પ્રભાવ વાળો મત્પર—મારાજ શરણવાળો ૧૩૪ કામકલ્મલ—કામ રૂપી પાપ ૧૩૫ સ્મૃતિભ્રંશ—સ્મૃતિનો નાશ

વિધેયાત્મા તેહનુ નામ, જેહનુ મન નિશ્ચળ એક ઠામ,
મન વશ કરે ઇંદ્રી વશ કરે, વિષય ભોગ લૌલ્ય પરહરે ૧૩૭
અણવાચ્છયો આવે ભોગ જેહ, રોગતણી પેરે ભોગવે તેહ,
રાગદ્વેષરહિત જે હોય, પરમ પ્રસન્નતા પામે સોય ૧૩૮
મન પ્રસન્ન હોયે જેહનુ સહી, ત્રિવિધિ તાપ તેહને ઉપજે નહિ,
જેહનુ નિર્મળ અ ત કરણ, તેહને આવે ઉતાવળુ આત્મશરણ ૧૩૯
વિવેકવતી બુદ્ધિ કહિયે તેહ, આત્મા વિષે નિશ્ચળ રહે જેહ,
જે આત્મસ્વરૂપ નિર તર જોય, સ્થિરપ્રજ્ઞ અર્જુન તો સોય ૧૪૦
જેહનુ મન વિષયમા રમે, તેહને જોગ યુક્તિ સાધન નવ ગમે,
ચપળ બુદ્ધિ હોયે જેહની, આત્મા વિષે સ્થિર નોહે તેહની ૧૪૧
જ્ઞાનરહિત જે અ ત કર્ણ, તેહને નોહે પરમાત્મ સ્મર્ણ,
સ્મર્ણરહિત ચિત્ત જેહનુ, અશાત નામ જાણો તેહનુ ૧૪૨
અશાતને સુખનો નહિ લેશ, સુખરહિત તેહને સદા ક્લેશ,
વિષયાસક્ત હોયે જન જેહ, વળી વળી મહાદુ ખ ભોગવે તેહ ૧૪૩
ઇંદ્રી સકળ વિષય સ ગ રમે, અને તેહ શુભ જો મનને ગમે,
જો મન ઇંદ્રી વશ નવ કરે, તો તે ઇંદ્રી પ્રજ્ઞા સદ્ય હરે ૧૪૪
જ્યમ સુવાયે નાવ આવે સુખે જાય, અને કવાયે તેહનો ભ ગ થાય,
ઇમ નિર્વિષય ઇ દ્રિય જ્યારે હોય, ત્યારે બુદ્ધિ એક આત્મા જોય ૧૪૫
સર્વ વિષયે દ્રી બુદ્ધિ કરે નાશ, તે કરાવે વિષયનો અભ્યાસ,
નિવૃત્તિપર ટાળે પ્રવૃત્તિપર કરે, ઇમ ઇ દ્રી પ્રજ્ઞા સર્વ હરે ૧૪૬
તે માટે મહાબાહો સુણ તુ ય, વળી વળી સત્ય કહુ છુ હુ ય,
કરે વશ તુ ઇદ્રિય સઘળા, જે ઠામ ઠામ વર્ત્તે મોકળા ૧૪૭

---

૧૩૭ વિધેયાત્મા—જેનુ મન વશ છે એવો લૌલ્ય—લાલચ ૧૪૪ પ્રજ્ઞા—બુદ્ધિ ૧૪૫ સુવાયે—સારા પવનથી કવાયે—નઠારા પવનથી

જે વિષયથકાં ઇંદ્રિ સંવરે, અને આત્મસ્વરૂપ વિષે લેઈ ધરે;
વિષય વિસારી હરિ ભજે જેહ, સ્થિરપ્રજ્ઞ તો કહિયે તેહ. ૧૪૮
આત્મસ્વરૂપ વિષે જે રમે, પ્રવૃત્તિમાર્ગ તેહને નવ ગમે;
પ્રવૃત્તિમાં મગન થયા જેહ, સમીપ તો મુજ નવ લહિયે તેહ. ૧૪૯
સર્વ ભૂતને નિશા છે જ્યહાં, સદા સંયમી જાગે ત્યહાં;
જેહ્યુ ઠામ જાગે સર્વ કોય, યોગીને નિદ્રા ત્યાં હોય. ૧૫૦
લોક વસ્તુની ન લહે વાત, તે સંતને પ્રગટ સાક્ષાત;
વિશ્વ સમસ્તને વિષયશું રંગ, મુનિ તેહનો ન કરે સંગ. ૧૫૧
વિશ્વ સકળ દ્વૈત મન ધરે, જોગી દ્વૈત સમગ્ર પરહરે,
વિશ્વ સર્વને દુઃખ દે કામ, મુનિને નહિ તેહનુ નામ ૧૫૨
વળી મુનિની સાભળ્ય વાત, તે દૃષ્ટાંતે કરી કહે જગતાત;
સમુદ્રતણી પેરે યોગીજન, સાવધાન સદા જેહનાં મન. ૧૫૩
જ્યમ નદી બહુ આવે સમુદ્ર ન ઉભરાય, ન આવે તો કાંઈ ઠાલો ન થાય;
સમુદ્ર અચળ નદીએ નવ ચળે, સમુદ્ર માહે નદી જઇ ભળે. ૧૫૪
ત્યમ કામે કરી યોગીના મન, તે કહિ યે શોભે નહિ અર્જુન;
નિષ્કામી નર હોયે જેહ, અભય પરમ પદ પામે તેહ ૧૫૫
બ્રહ્મસ્થિતિ અર્જુન એ કહી, એ સદા રાખ્ય હૃદેમા ગ્રહી,
જીવનમુક્ત કહિયે તેહને, બ્રહ્મનિષ્ઠા હોયે જેહને ૧૫૬
જેહનો જન્મ સઘળો વિષયમા ગયો, પરમાર્થ ધર્મ કાંઈ નવ લહ્યો;
જો અંતકાળે બુદ્ધિ આવે એહ, તો બ્રહ્મનિર્વાણ પામે સદ્ય તેહ ૧૫૭
તજવો સઘળો વિષય વિલાસ,(અને) એક બુદ્ધિનો કરવો અભ્યાસ,

---

૧૫૦ ભૂત—પ્રાણી આ કડીનો અર્થ આગલી કડીમા સ્પષ્ટ કર્યો છે
૧૫૧ વસ્તુની—આત્મરૂપી વસ્તુની ૧૫૨ દ્વૈત—બેપણુ —પરમાત્માથી જગતને અલગ જોવા પણુ

કહે નરહરિ બીજે અધ્યાય, સાંખ્ય યોગ કહ્યો વૈકુ ઠરાય ૧૫૮
અ તર્યામી સર્વાવાસ, તેણે હૃદય કમળમા કરચો પ્રકાશ,
ઉપજાવ્યુ તેવુ કહુ સહી, કહે નરહરિ કાઇ જાણુ નહિ. ૧૫૯

इति श्रीमहाभारते भीष्मपर्वणि श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे सांख्ययोगो नाम द्वितीयोऽध्यायः ॥ २ ॥

---

૧૫૮ એક બુદ્ધિનો—બ્રહ્મ એક છે એ બુદ્ધિનો ૧૫૯ સર્વાવાસ—સર્વને વિષે આવાસ (સ્થાન) કરીને રહેલો

# અધ્યાય ૩ જો.

## રાગ પૂર્વછાયો.

પ્રથમ અધ્યાયે અર્જુને કહ્યો, ભાઈ જીવનો પૂર્વપક્ષ;
બીજે કૃષ્ણે ઈશ્વરતણો, કહ્યો સિદ્ધાંતપક્ષ શ્રીમુખ. ૧
સર્વેપે શ્રેષ્ઠજ કહ્યું, ભાઈ શ્રીમુખે આત્મજ્ઞાન;
જો અંતકાળે એ બુદ્ધિ ધરે, તો જીવ પામે પદ નિર્વાણ. ૨
ત્રીજે અધ્યાયે કેશવ પ્રત્યે, ભાઈ અર્જુન પૂછે ઈમ;
જો સર્વ પ્રિય શ્રેષ્ઠ જ્ઞાન છે, તો મુજ કર્મ કરાવો કયમ. ૩
ઘોર કર્મ વિષે મુજને, કાં પ્રેરે જનાર્દન તુંય;
જ્ઞાનતણી ઘો આગન્યા, વળી વળી કહું છું હુંય. ૪
અલ્પ ફળ સ્વામી કર્મનું, વળી ક્લેશસાધ્ય તે કર્મ;
જો કર્મમાં કાંઈ કૂડ પડે તો, ફળ ન હોયે પરબ્રહ્મ. ૫
એવાં કર્મતણો મુજને સ્વામી, ક્યા ઘો તમો ઉપદેશ;
સ્વપ્ન તુલ્ય ફળ જેહનું, અને કરવો બહુ ક્લેશ. ૬
મિશ્રવાયક સુણી મારી, બુદ્ધિ મોહ પામી ભગવાન;
નિશ્ચય કરી પ્રભુ મુજ કહો, કે કર્મ કે સ્વામી જ્ઞાન. ૭
જે આચરતાં હોય શ્રેય તે, કહો મુજ કરી નિરધાર;
હું સેવક પ્રભુ તમતણો, કહો નિશ્ચે જગદાધાર. ૮
અધિકારીને ભેદે કરી, બેહુ માર્ગ કહે ભગવાન,
સુખરૂપ ઉભય સદા, તે સુણ થઈ સાવધાન. ૯

---

૫ ક્લેશસાધ્ય—ક્લેશવડે સિદ્ધ થઈ શકે એવું. ૭ મિશ્રવાયક—એક વાર તમો જ્ઞાનની પ્રશંસા કરો છો ને બીજી વાર કર્મની પ્રશંસા કરો છો, માટે કર્મ અને જ્ઞાન બન્ને શ્રેષ્ઠ છે એવું મિશ્ર વચન કહો—' કરી' એવો પાઠ છે કર્મ ૯૦—કર્મ ઉત્તમ છે કે જ્ઞાન ઉત્તમ છે

## શ્રીભગવાન ઉવાચ.

### ચોપાઇ.

સાંભળ્ય અનઘ કહું નિરધાર, એ લોક વિષે નિષ્ઠા બે સાર;
પરા પૂર્વે મેં ચ તે કહી, જ્ઞાન કર્મ અભિધાન તે સહી. ૧૦
સંન્યાસીને જ્ઞાન શ્રેય કરે, જે સર્વ સંગ મૂકી વિચરે;
પણ ગૃહસ્થને ભાખ્યો કર્મયોગ, એ આચરતાં ટળે ભવરોગ. ૧૧
વેદોક્ત કર્મ કરતાં મિત્ર, ઇદ્રી અંતઃકરણ થાયે પવિત્ર;
મન ઇંદ્રી શુદ્ધ હોય જેણી વાર, ત્યારે સંન્યાસનો કરવો અંગીકાર.૧૨
કર્મમાર્ગ વણ ન આવે જ્ઞાન, વળી વિસ્તારી કહે ભગવાન;
અર્જુન કર્મ કરે જન જેહ, નૈષ્કર્મ્ય સુખ ભોગવે તેહ. ૧૩
જ્ઞાનતણો લેશ જ્યહાં નહિ, આરંભથકો કર્મ છાંડે સહી;
વેશધારી ખને મૂર્ખ જેહ, અર્જુન મુક્તિ ન પામે તેહ. ૧૪
કર્મ કર્યા વિણ નૈષ્કર્મ ન હોય, ત્યાં કારણ કૃષ્ણ કહે વળી સોય;
પ્રકૃતિ ગુણે બાંધ્યા સર્વ કોય, ગુણ તે કર્મ કરાવે સોય. ૧૫
કર્મ કરયા વિણ નવ રહેવાય, ક્ષણમાત્ર કો સ્થિર નવ થાય,

---

૧૦ અનઘ—પાપ વગરનો (અર્જુનનું સંબોધન). નિષ્ઠા—સ્થિતિ. આ લોકમાં બ્રહ્મને વિષે નિશ્ચળ સ્થિતિ કરવાના બે પ્રકાર પૂર્વથી ચાલ્યા આવેછે એક તો તત્વજ્ઞાનીઓ, જેમના અંતઃકરણ શુદ્ધ છે તેઓ માત્ર ધ્યાનાદિથી પરમાત્માને વિષે પોતાના મનની સ્થિતિ કરેછે, તથા બીજા કર્મના અધિકારીઓ કર્મયોગ વડે પરમાત્મામાં પોતાનું મન સ્થિર કરેછે.

૧૧ સંન્યાસી—ત્યાગી—આત્મજ્ઞાની. ભાખ્યો—કહ્યો છે. ૧૨ વેદોક્ત—વેદમાં કહેલાં. ૧૩ નૈષ્કર્મ્ય—કર્મ નહિ કરવાપણું. માત્ર કર્મ ન કરવાથીજ કોઇ માણસ નિષ્કર્મી થઇ શકતો નથી, એમ કહેવાનો અભિપ્રાય છે ૧૫ પ્રકૃતિગુણે—માયાનિર્મિત ગુણોથી.

મારી માયાતણા ગુણ જેહ, ભાઈ બળે કર્મ કરાવે તોય ૧૬
સત્વગુણે ઉત્તમ કર્મ કરે, રજોગુણે તે મિશ્ર આચરે;
તમોગુણે નિકૃષ્ટ કરે કર્મ, અર્જુન ત્રિગુણતણો એહ ધર્મ ૧૭
ઈમ ત્રિગુણ સર્વમા વર્તે તોય, કહો ઉતાવળે નૈષ્કર્મ્ય કયમ હોય?
જેહ જ્ઞાન વિના કર્મ પરહરે, તેની કૃષ્ણ અવગણના કરે ૧૮
બ્રાહ્ય કર્મેદ્રિ બે સવરી, અને મન સમરે વિષય ફરી ફરી,
જેહને વિષયતણુ નિરંતરધ્યાન, તે મૂઢ આતમા કહે ભગવાન ૧૯
મિથ્યાચાર તેહનો જાણો સહી, જે ઘટે જ્ઞાન વિવેકજ નહિ,
જ્ઞાન વિવેક હોય જેહને, અતિ ઉત્તમ કૃષ્ણ કહે તેહને ૨૦
પચ જ્ઞાનેદ્રિય પષ્ઠમુ મન, જે કોઈ એહને વશ અર્જુન,
પછે કર્મેદ્રિય કર્મ યોગ કરે, અને અનાસક્તથકો વિચરે ૨૧
અતિ ઉત્તમ બોલે જે તેહ અર્જુન એવો હોયે જન જેહ,
ફળકાક્ષા મૂકો સર્વ પરહરી, ઈમ કર્મયોગ કરવો કહે હરિ ૨૨
સાવધાન થઈ કર સતકર્મ, અર્જુન ગૃહસ્થતણો એહ ધર્મ,
કર્મયોગ આચરે જે સોય, ફળ મઇચ્છીશ એટે કોય ૨૩
ફળ તજી કર્મ કરે જેહ, સર્વપે જાણો શ્રેષ્ઠ તેહ,

---

૧૭ મિશ્ર—સારા તથા માઠા બન્નેય પ્રકારના નિકૃષ્ટ—અધમ ૧૮ સર્વમા—સર્વ પ્રાણી માત્રમા

૧૮ બાહ્ય—બહારની કર્મેદ્રી—વાક્ પાણિ ( હાથ ), પાદ ( પગ ) પાયુ ( ગુદા ) ઉપસ્થ( જનનેદ્રિય ), એ પાચ કર્મેદ્રિ કહેવાય છે બે—કર્ણ, ચક્ષુ, વગેરે પાચ જ્ઞાનેદ્રી પણ લેવી એમ બે શબ્દથી જણાય છે મૂળમા ' कर्मेद्रियाणिसंयम्य ' એમ છે

૨૦ જે ઘ૦—જેનામા જ્ઞાન ને વિવેક હોવા ઘટતા ( સભવિત ) નથી ૨૧ પષ્ઠમુ—છઠ્ઠુ અનાસક્તથકો—આસક્તિ રાખ્યા વિના 'અનાસક્ત' એવો પાઠ છે

કર્મયોગ નોચે જેહને, શરીરસિદ્ધિ નોચે તેહને. ૨૪
કર્મ વિના શરીરનો હોય નાશ, તે માટે કર્મયોગ અભ્યાસ;
કર્મ આચરતાં ન હોયે બંધન, સાંભળ્ય તે તુજ કહું અર્જુન. ૨૫
નારાયણને અર્થે કર્મ કરે, ફળ ઈચ્છા મનમાંહી ન ધરે;
ફળ અર્થે કર્મ કરે જેહ, કર્મ બંધાયે ત્યાં તેહ. ૨૬
વિષ્ણુ અર્થ કર્મ કરે વીર, અહંકાર ફળ છાંડે તું ધીર;
એણીપેરે કર્મ કરે જે કોય, તેહને કર્મ બંધન નવ હોય. ૨૭
વળી પ્રજાને બ્રહ્માએ કહ્યું એહ, તમો કર્મ આચરતાં પામશો શ્રેય;
સૃષ્ટિની આદે કહે હરિ, બ્રહ્માએ સૃષ્ટિ સર્વ કરી. ૨૮
પ્રજા નિર્માં યજ્ઞ નિર્મ્યા સહી, પ્રજાપતિએ વાણી એહ કહી;
કહે પ્રજા પ્રત્યે પ્રજાપતિ દેવ, તમો યજ્ઞકર્મ કરો અવશ્યમેવ. ૨૯
યજ્ઞે કરી સુખ પામશો તમો, વળી વળી એટલું કહું છું અમો;
જ્યમ કામધેનુની કરતાં સેવ, વાંછિત સુખ પામો અવશ્યમેવ. ૩૦
યજ્ઞાદિક સમસ્ત સત્કર્મ, પ્રજા પાલણ અર્થે એહ ધર્મ;
યજ્ઞે કરી યજો દેવ સોય, તે દેવ તમને પ્રસન્ન હોય. ૩૧
ઈમ અન્યોઅન્યે હોયે યજન, પછે અતિશે સુખ પામે મન;
યજ્ઞકર્મ કરી યજતાં દેવ, સુખ આપે તે ત્યાં અવશ્યમેવ. ૩૨
સ્ત્રી પુત્ર પશુ આભરણ પ્રમુખ, આપે દેવ તે સઘળાં સુખ;
વૃષ્ટિ કરી દેવે નીપજાવ્યાં અન્ન, અન્ને કરી સર્વ હોયે પ્રસન્ન. ૩૩
તે અન્ન દેવને સમર્પે નહિ, ચોરતણી પેરે દંડ્ય તે સહી;

---

૨૪ શરીરસિદ્ધિ ઇ૦—તેને શરીરની પણ સિદ્ધિ હોય નહિ. અર્થાત્ તે જીવી પણ શકે નહિ.

૨૭ અહંકાર ઇ૦— કર્મ કરતાં તે કર્મનો કર્તા હું છું, એવો અહંકાર તથા તે કર્મના ફળની ઇચ્છા રાખીશ નહિ. ૩૩ આભરણ—અલંકાર. પ્રમુખ—વગેરે.

યજ્ઞ કરી દેવને યજે જેહ, નરમાહી અતિ ઉત્તમ તેહ ૩૪
યજ્ઞ કરતા શેષ રહે અન્ન, તેહને જે કો કરે અશન,
તેહ સર્વ પાપથકો મૂકાય, સાધુ કરી તેને સહુ ગાય ૩૫
પિંડ પોષણ કરવા જે જન, અન્ને નિપાવે નાના ભોજન,
દેવાદિકનુ યજન નવ કરે, કંઠ પર્યંત ઉદર તે ભરે ૩૬
નિશ્ચે તે જાણો પાપ રૂપ, તે પડે પાપિષ્ટ ઘોર અંધકૂપ,
ઇંદ્રી અર્થે નિપાવે અન્ને જેહ, કેવળ પાપ ભક્ષ કરે તેહ ૩૭
અન્નથકી સર્વ ભૂતજ હોય, પર્જન્ય અન્ન ઉપજાવે સોય,
યજ્ઞથકે પર્જન્ય ઉપજે, યજ્ઞે સર્વ કર્મ ઉપજે ૩૮
કર્મ સકળ તે વેદ ઉપાય, પરબ્રહ્મથી વેદ પ્રગટ થાય,
પરબ્રહ્મ તે સર્વ ગત જાણુ, નિત્યે યજ્ઞ વિષે પરમાણુ ૩૯.
એમ પરબ્રહ્મથી ઉપન્યા સર્વ કર્મ, અને કર્મે પામીજે પરબ્રહ્મ,
એવો કર્મમાર્ગ જે મોહે પરહરે, તે પાપી ભૂમિને ભારજ કરે ૪૦
ઇંદ્રી આસક્ત હોય નર જેહ, સતકર્મ આચરે નહિ તેહ,
અસતકર્મ વિષે જેહની પ્રવૃતિ, તે પાપ રૂપની નોંધે શુદ્ધ મતિ ૪૧
ચિત્ત શુદ્ધિને અર્થે વીર, સતકર્મ કરવા તે ધીર,
ચિત્ત શુદ્ધિએ આવે નિજ જ્ઞાન, નિજજ્ઞાને ટળે અભિમાન ૪૨
આત્મરત કહિયે તેહને, કહીં આસક્તિ નોહે જેહને,
આત્મરસે તૃપ્તિ જેને હોય, તેહને લહેર ન ઉપજે કોય ૪૩
આત્મલાભે સંતુષ્ટ જે થયા, તે અનેક કલ્પના કરતા રહ્યા,
અર્જુન જે હોય આત્મારામ, તેહને નહિ કર્મ સાથે કામ ૪૪

---

૩૪ દેહ્ય—દેવા યોગ્ય ૩૫ અશન કરે—ખાય ૩૬ અને—અનવડે યજન—પૂજન ૩૮ કર્મ ઇ૦—સકળ કર્મ વેદે ઉપજાવ્યા છે સરગત—સર્વત્ર વ્યાપી રહેલો

૪૩ આત્મરત—પરમાત્મામા આસક્ત ૪૪ આત્મારામ—આત્મ સુખમાંજ આનંદ માનનારા

યદ્યપિ સતકર્મ જો કરે, તો કાઈ મનમા હર્ષ ન ધરે,
ન કરે તો કાઇ હાણ્ ન હોય, જીવનમુક્ત આત્મરત સોય     ૪૫
અર્જુન તારે કર્મનો છે અધિકાર, કરે કર્મ કહુ છુ નિરધાર,
જેમ હુ કહુ ત્યમ કરે કર્મ, ઇમ કરતા પામીશ પરબ્રહ્મ     ૪૬
સતકર્મ નિરતર કરે, ફળ ઇચ્છા મન માહે ન ધરે,
ઇશ્વર પરાયણ બુદ્ધિ કરે જેહ, અભય પરમપદ પામે તેહ     ૪૭
વળી સતતણો સદાચાર હરિ કહે, ઇમ જાણી સતકર્મ ગ્રહે,
સત મુક્ત સર્વગત તે હોય, તોયે સતકર્મ ન છાડે સોય     ૪૮
જનક પ્રમુખ ક્ષત્રી તે બહુ, કર્મ કરી મુક્તિ પામ્યા તે સહુ,
તે માટે કહુ છુ કરે કર્મ, ગૃહસ્થને તો મુખ્ય એહુ ધર્મ     ૪૯
યદ્યપિ તારે ઇચ્છા નહિ, તોયે લોકસગ્રહાર્થે કરવા સહી,
જેમ જનકાદિકે કર્મ તે કરચા, ફળ સઘળા મનથી પરહરચા     ૫૦
જે મહાજ્ઞાની આત્મરત સર્વ, તેણે કર્મ કરચા મૂકી ફલગર્વ,
તેહને કર્મ કરચાનુ શુ પ્રયોજન, એવુ તુ પૂછીશ અર્જુન     ૫૧
સતપુરૂષ જે ધર્મ આચરે, ઈતર જન વળતા તેહ કરે,
મહાપુરૂષ પ્રમાણે કર્મ જેહ, લોક માટી પ્રવર્તે તેહ     ૫૨
ત્યહા પ્રત્યક્ષ પ્રમાણ તુ જો મુજને, વળીવળી અર્જુન કહુ તુજને,
મુજને કશો મનોરથ નહિ, તોયે સતકર્મ કરૂ તે સહી     ૫૩
ત્રેલોક્યમાહે કર્ત્તવ્ય મારે નથી, સત સત્ય પારથ કહુ કથી,

---

૪૮ સત ઇ૦—સત પુરૂષો સદા મુક્ત અને સર્વગત ( સર્વ સ્થાનમા જનારા ) હોયછે  ૫૦ લોક સગ્રહાર્થે—લોકને સદાચારનો માર્ગ ગ્રહણ કરાવવા માટે

૫૧ આત્મરત—પરમાત્મામાજ પ્રીતિવાળા  ફળ ગર્વ—ફળ અને ગર્વ અથવા ફળ સબધી ગર્વ  ૫૨ ઇતિર— બીજા  પ્રમાણે—પ્રમાણ માને

પ્રાપ્તિ અપ્રાપ્તિ મારે કહો કશી, તોયે ધર્મ કર્મ કરૂં હું હશી ૫૪
નિત્ય નિયમિત સમસ્ત સતકર્મ, ગૃહસ્થના પાળુ સર્વે ધર્મ,
કર્મ ના'ચરૂ જો અર્જુન, તો સતકર્મ ન કરે કોય જન ૫૫
મારી ચાલ્ય ચાલે સર્વ કોય, પછે તેહનો નાશજ હોય,
જો હુ કર્મ કરૂ નહિ મિત્ર, તો એ લોક વર્તે યત્ર કુત્ર ૫૬
યત્ર કુત્ર વર્તે જેણે એવ, ત્યારે વર્ણસ કર હોયે અવશ્યમેવ,
વર્ણસ કરે નાશ પામે સહુ, પછે પ્રજાનો હણનાર હુ હોઉ ૫૭
લોક શિક્ષાને અર્થે મહાનત, સદા સતકર્મ કરે સિદ્ધાત,
મૂર્ખ કરે વિદ્વાસ કર્મ કરે પણ મનનો ટાળો હરિ ઉચ્ચરે ૫૮
મૂર્ખ ફળ ઈચ્છા મને ધરે, પ ડિત ઇચ્છા મૂકી કર્મ કરે,
જ્ઞાની ફળ વાચ્છે નહિ કોય, લોકસ ગ્રહાર્થ કરે કર્મ સોય ૫૯
મૂર્ખ ફળ વાચ્છે અવશ્યમેવ, અને કર્મ કરે મન ધરી અહમેવ,
જ્ઞાનીને અહ મમત્વ ન હોય, લોકતણે અર્થે કરે તે સોય ૬૦
આત્મ વિદ્યાને જાણે જેહ, સાવધાન થઈ કરે કર્મ તેહ,
જેહને નથી ઉપન્યો નિર્વેદ, (તે)તેહની બુદ્ધિને ન ઉપજાવે ભેદ ૬૧
જે કર્મ જડ વિષે અજ્ઞાન, તેહને કર્મ દૃઢાવે વિદ્વાન,
તેહની શ્રદ્ધાનો તે ભ ગ નવ કરે, વિદ્વાન કર્મ સ્વય આચરે ૬૨

---

૫૫ નાચરૂ —ન આચરૂ ૫૬ યત્રકુત્ર—જ્યા ત્યા—ગમે તેમ ૫૭ જેણે મેવ—જે વેળા ૫૮ પણ ઈ૦—પણ હરિ કહે છે કે તેમા મનનો ટાળો ( તફાવત ) છે

૬૦ અહ મમત્વ— હુંપણુ ને મારાપણુ ૬૧ નિર્વેદ —વૈરાગ્ય તેહની ઈ૦—તેવા માણુસની બુદ્ધિને વિદ્વાનોએ કર્મ કરવાથી ભ્રમિત ન કરવી

૬૨ કર્મજડ ઇ૦—કર્મ કરવુ એજ પરમાર્થ સમજેલા એવા જે અજ્ઞાની પુરૂષો છે તેમને વિદ્વાનોએ કર્મ કરવામાજ દૃઢ કરવા સ્વય—પોતે અર્થાત્ વિદ્વાન ( જ્ઞાની ) પણ પોતે કર્મ આચરે

કર્મ સંગીની બુદ્ધિનો કરે ભેદ, તે ઉભયથકો થાયે ઉચ્છેદ;
તેહને કર્મબ્રહ્મનો ભોગ ન હોય, વિદ્વાન ઈમ વિચારે સોય. ૬૩
મૂર્ખ પંડિત ગત જૂજવી, તે વિસ્તારી કહું તુજ કવી;
પંડિત તે યથારથ લહે, મૂર્ખ તે વિપરિત જો કહે. ૬૪
પ્રકૃતિતણા ગુણ કરે તે કર્મ, મિશ્ર ઉચ્ચાવચ ધર્માધર્મ;
દેહ અભિમાની મૂર્ખ જન જેહ, અહં કર્ત્તા કરી માને તેહ. ૬૫
અકર્ત્તાને કર્ત્તા કહે મૂઢ, પણ જ્ઞાની લહે પરમાર્થજ ગૂઢ;
તત્વવિત્ તત્વ તે ગ્રહે, ગુણ કર્મનો વિભાગ તે લહે. ૬૬
ગુણ ગુણ શું પ્રવૃત્તિ કરે, ઇમ માનતા નિઃશંક તે ફરે;
નિત્ય મુક્ત જ્ઞાની તે જાણ, અને નિત્ય બંધ મૂરખ પ્રમાણ. ૬૭
પ્રકૃતિતણે ગુણ મોહ્યા જેહ, કર્મતણાં ફળ ઇચ્છે તેહ;
જેહને દેહ ઈંદ્રિ વિષે આસક્તિ હોય, મંદપ્રજ્ઞ અહંકારી સોય. ૬૮
જે કર્મતણું કરે અભિમાન, મહામૂર્ખ તે કહે ભગવાન;
તેહને અન્ય માર્ગે પ્રેરવા નહિ, આત્મવિદે રહેવું મુન્ય ગ્રહી. ૬૯
વિષયી પાર તે પામે જ્યમ, નિત્યે તેણે કરવું ભાઇ ઇમ;
કર્મ સમર્પણ મુજને કરે, ફળ ઇચ્છા મન માંહી ન ધરે. ૭૦
અહ મમતા આશા તજી ધીર, તાપ પરહરી યુદ્ધ કર વીર,

---

૬૩ કર્મસંગી—કર્મમા આસક્તિવાળો બુદ્ધિનો ભેદ કરવો—બુદ્ધિ ફેરવવી ઉભય—બન્ને લોક કર્મબ્રહ્મનો—કર્મનો કે બ્રહ્મનો ૬૫ પ્રકૃતિ ઇ૦—મિશ્રકર્મ, ઉચ્ચકર્મ, અવચ ( અધમ ) કર્મ, ધર્મરૂપ કર્મ, અધર્મરૂપ કર્મ, એ સૌ પ્રકૃતિના ગુણો કરે છે અહ કર્ત્તા—હુ કરનારો

૬૬ તત્વવિત્—તત્વને જાણનારો અકર્ત્તાને ઇ૦—જે અકર્ત્તા છે તેને મૂઢ પુરૂષ કર્ત્તા કહે છે ૬૮ મંદપ્રજ્ઞ—ઓછી બુદ્ધિવાળો ૬૯ આત્મવિદે—આત્માને જાણનારાએ

આચરે મિત્ર આપણો સ્વધર્મ, સેવકની પેરે કરે કર્મ. ૭૧
આપાપણાં કર્મ આચરવાનું ફળ જેહ, સાંભળ અર્જુન કહું તુજ તેહ;
મારા મતને જે અનુસરે, તે નર ભવસાગર સુખે તરે. ૭૨
તજી અસૂયા શ્રદ્ધા મન ધરી, મુજને યજે સ્વકર્મે કરી;
તે કર્મ શુભાશુભથી મૂકાય, સત્ય સત્ય કહે ત્રિભુવનરાય. ૭૩
સમ્યક્ મન મારો નવ આદરે, વળી આદરતાની અસૂયા કરે;
યદ્યપિ તે સર્વજ્ઞ હોય, પણ મહામૂર્ખ નષ્ટચેતન સોય. ૭૪
જે મારા ધર્મની અવગણના કરે, અને વિષય ધર્મ વિષે પરવરે;
પંડિતથકા મહામૂર્ખ તે જાણુ, નિશ્ચે નાશ પામ્યા પ્રમાણુ ૭૫
એવો કોણ છે જગદીશ, જે તમારી અસૂયા કરે ઈશ,
એવડો અન્યાય તેહ કાં કરે, સુણી વાક્ય કૃષ્ણજી ઉચરે. ૭૬
જ્ઞાની પંડિત જોગી જેહ, પ્રકૃતિ અનુસારે વર્તે તેહ,
પ્રકૃતિને અનુસારે કરી, ચેષ્ટા સર્વ કરે ફરી ફરી ૭૭
કાં જ્ઞાની કાં મૂરખ હોય, પ્રકૃતિ સ્વભાવ ન મૂકે કોય,
પ્રકૃતિની આશ્રયે સહી, તેહને નિવારણ લાગે નહિ ૭૮
એહ પુરૂષ પુરૂષારથ જ્યારે કરે, ત્યારે પ્રકૃતિ પાછી સંવરે,
પ્રકૃતિ સ્વભાવ પરહરે જેહ, આત્મારત મહાયોગી તેહ ૭૯
શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ, એ ઇંદ્રી વિષયશું જ્યાં લગે સંબંધ,

---

૭૧ સેવકની પેરે—જેમ કોઇ શેઠનો નોકર તેના ફરમાવ્યા પ્રમાણે કામ કરે તેમા તેને અહંમમત્વ રહેતું નથી, તેમ તુ સ્વધર્મનો સેવક થઇને તેની આજ્ઞા પ્રમાણે કર્મ કર

૭૩ અસૂયા—બીજાનો ઉત્કર્ષ ન સહન કરવાનો ગુણ શુભાશુભથી—શુભ અશુભ થકી ૭૪ નષ્ટચેતન—અનાત્મવાન્—જડ

૭૮ તેહને ઇ૦—અર્થાત્ પ્રકૃતિને અટકાવવાનો યત્ન નિષ્ફળ છે

ત્યાં લગે રાગદ્વેષ તે હોય, તેણે કરી પામે સર્વ મોહ્ય. ૮૦
આત્મમાર્ગના અંતરાય એહ, રાગદ્વેષ મહારિપુ તેહ;
આત્મજ્ઞાનલક્ષણનિધિ હરે, નિજ માર્ગથો અલગો કરે. ૮૧
મમ માર્ગશું જેહને હોય રંગ, તેણે એહનો ન કરવો સંગ;
રાગદ્વેષ મૂકી અર્જુન, સ્વધર્મ વિષે સ્થિર કરે તે મન. ૮૨
આપણો ધર્મ ગુણરહિત જો હોય, તોયે ઉત્તમ ગતિ આપે સોય;
સ્વધર્મ આચરતાં જો હોય નાશ, તો પામે તે ઉત્તમ પદવાસ. ૮૩
પરધર્મ અતિ ઉત્તમ જો હોય, તોયે ક્યમે ન આદરવાં સોય;
પરધર્મ તે ભય આપે ઘણો, તું પાળ્ય સ્વધર્મ મિત્ર આપણો. ૮૪
અર્જુનને આશંકા ઘણી, મુજ કહો કૃષ્ણ ત્રિભુવન ધણી;
અધર્મ વિષે પ્રેરે છે જેહ, સ્વામી મુજને દેખાડો તેહ. ૮૫

## અર્જુન ઉવાચ.

કેનો પ્રેર્યો પુરૂષ કરે પાપ, એહને નથી ઇચ્છા ગ્રહેવા સંતાપ;
અણઇચ્છે તે થકો કરે કર્મ, ત્યહાં પ્રેરક કોણ કહો પરબ્રહ્મ. ૮૬
પાપફળ દેખે સુણે જેહ, વળી વળી આચરતાં તેહ;
એ આશ્ચર્ય લાગે મુજ ઘણું, કારણ કહો સ્વામી તેહ તણું. ૮૭

## શ્રીભગવાન ઉવાચ.

સુણ્ય અર્જુન પૂછ્યું તેં જેહ, અનર્થનું કારણ તો એહ;
એક કામ અને બીજો ક્રોધ, એ સદા સર્વદા કરે વિરોધ. ૮૮
રજોગુણથી ઉપન્યા એહ જાણ, દુઃપૂર મહાપાપી પ્રમાણ;

---

૮૧ આત્મજ્ઞાન ઇ૦—આત્મજ્ઞાન રૂપી નિધિને તે (રાગદ્વેષ) હરેછે, ને પુરૂષને નિજ માર્ગથો (આત્માના માર્ગથી) અળગો કરેછે.

મહાવૈરી તું જાણે એહ, વિશ્વ સમસ્તને દુઃખ દે જેહ. ૮૯
જ્યમ ધૂમ અગ્નિને આચ્છાદી રહ્યો, અને મેલે આદર્શ મલિન તે થયો;
ગર્ભ આવર્યો ઓરે જેમ, કામ ક્રોધે વિશ્વ આવર્યું તેમ. ૯૦
વળી જ્ઞાનીનું જ્ઞાન આવરી રહ્યા, નિત્યવેરી જ્ઞાનીએ એહ કહ્યા;
દુઃસહ દુઃપૂર એ હરણ ન થાય, અનળની પેરે હરે તે ગાય. ૯૧
અર્જુન ભણે કહો ભગવાન, કામરૂપ શત્રુનાં સ્થાન;
જેણે સ્થાનક રહે કામ, તેહ દેખાડો પ્રગટ પ્રભુ હામ. ૯૨
ઉભય ઇંદ્રી મન બુદ્ધિ વિષે જેહ, કામશત્રુ રહે સ્થાનક એહ;
એણે સ્થાનક રહેતો થકો મોય, દેહીને ઉપજાવે મોહ. ૯૩
જ્ઞાન આવરી રહ્યો તે વીર, તેહને દંડ દે તું ધીર;
કામતણાં સ્થાનક તો જેહ, તે જીત્યે જીતાયે તેહ. ૯૪
પ્રથમ ઇંદ્રીનો સંયમ કરો, પછે મન બુદ્ધિ વિષે સંવરો;
એણીપેરે કામતણો કરે નાશ, જે પાપ રૂપ સદાય પ્રકાશ. ૯૫
પુરૂષઋષભ તું જેહને જોઇ, વધ્ય વૈરી સાવધાન તે થઈ;
જે જ્ઞાન વિજ્ઞાનનો નાશજ કરે, તું રખે એહના વધથકો ઓસરે. ૯૬
મોડી મોડી શત્રુ તે જીત, અર્જુન તેહની કહું તુજ રીત;
એ દેહથકે ઇંદ્રી બળવાન, ઇંદ્રીથકે બળિયું મન મહાન. ૯૭
મનથકે તે બુદ્ધિ બળવંત, બુદ્ધિથકે બળિયો ભગવંત;
તે ભગવંતને રહેતાં શર્ણ, હોયે વશ ઇંદ્રિયશુ અંતઃકર્ણ. ૯૮

---

૮૯ દુપૂર—પૂર્ણન થાય એવા. ૯૦ આદર્શ—આરસી આવર્યો—ઢાંક્યો ૯૧ ગાય—ગો (ઇંદ્રિયો)ને (?) ૯૨ કામ—ઇચ્છા—વાસના. ૯૩ ઉભય ઇંદ્રી—જ્ઞાનેંદ્રિયો અને કર્મેંદ્રિયો ૯૫ સંયમ કરો—કબજે કરો. મન ઇ૦—મનને બુદ્ધિમાં એકત્ર કરો—અર્થાત્ મનમાં સંકલ્પનો બુદ્ધિવડે વિવેક કરી કર્ત્તવ્યાકર્ત્તવ્યનો નિશ્ચય કરો.

૯૬ પુરૂષઋષભ—પુરૂષમાં સિંહ જેવા વધ્ય—માર—હણ. વૈરી—(કામરૂપી).

જળ મૃતિકાએ દેહ શુદ્ધ કરે, ઇંદ્રી વિષયથકાં સંવરે;<br>
પ્રાણાયામે મન સ્થિર હોય, વિજ્ઞાને બોધવ્ય બુદ્ધિ સોય. ૯૯<br>
એણીપેરે કંદર્પનો જય કરી, નિજરૂપ સમરે કહે હરિ;<br>
મને કરી મન સ્થિર કરે, આત્મ સમાધિ નિરંતર ધરે. ૧૦૦<br>
ત્રીજે કર્મયોગ તે કહ્યો, કૈવલ્યતાનો ઉપાય તે લહ્યો;<br>
કહે નરહરિ મતિ મારી મંદ, પણ હરિકૃપાએ હવો પદબંધ. ૧૦૧<br>
અંતર્યામી સર્વાવાસ, તેણે હૃદયકમળમા કરયો પ્રકાશ,<br>
ઉપજાવ્યું તેવું કહું સહી, કહે નરહરિ કાંઇ જાણું નહિ. ૧૦૨

इति श्रीमहाभारते भीष्मपर्वणि श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णाऽर्जुनसंवादे कर्मयोगो नाम तृतीयोऽध्यायः ॥ ३ ॥

---

૯૯ ઇંદ્રી ઇ૦—તેમ વિષયથી ઇંદ્રિયોને પાછી વાળી લે બોધવ્ય—જાગ્રત કર

# અધ્યાય ૪ થો.

## રાગ પૂર્વછાયો.

બે અધ્યાયે જે વર્ણવ્યો, ભાઈ કર્મયોગ અતિ સાર;
નિજ જ્ઞાન જેહો પામિયે, વામિયે દુઃખ સંસાર. ૧
ઉપજાવવા અર્જુનને, વળી વિશેષે વિશ્વાસ,
પ્રત્યય કારણ કૃષ્ણજી, કરે કર્મયોગનો સમાસ ૨
એ કર્મયોગને અનુસરી, પામ્યા જ્ઞાનયોગ બહુ સંત,
જ્ઞાનતણી ઉત્કૃષ્ટતા, કહે ચોથે ભગવંત ૩

## શ્રીભગવાન ઉવાચ.

એ કર્મયોગ અવ્યય સદા, કહ્યો અધ તુજને મેં જેહ,
સૃષ્ટિની આદે સૂર્યને, મેં કહ્યો કર્મયોગ એહ ૪
સૂર્યે વૈવસ્વત મનુને કહ્યો, મનુએ કહ્યો ઈક્ષ્વાકુને એહ,
ઇમ સૂર્યથકે ચાલ્યો આવતો, ગ્રહ્યો રાજઋષિએ તેહ ૫
ઘણો કાળ જતેથકે, તે હવો કર્મયોગ ગ્લાન,
તે આજ મેં તુજને કહ્યો, મમ વાયક સત્ય માન ૬
તું ભક્ત સખા જાણી કરી, મેં કહ્યુ રહસ્ય ઉત્તમ,
અર્જુન એહો અનુભવે, થઇએ જ્યમ છે ત્યમ . ૭
પુરાતન કર્મયોગ એ, મેં કહ્યો વિવસ્વાનને જેહ,
સુણી વાયક અર્જુનને, ઉપન્યો મન સંદેહ ૮

---

૨ પ્રત્યય—વિશ્વાસ ૪ અવ્યય—નાશ ન પામે એવો ૬ ગ્લાન—ગ્લાનિ પામેલો—નાશ પામવા જેવો ૭ રહસ્ય—ગુપ્ત વાત ૮ વિવસ્વાન—સૂર્ય

જળ મૃતિકાએ દેહ શુદ્ધ કરે, ઇંદ્રી વિષયથકાં સંવરે;
આણુયામે મન સ્થિર હોય, વિજ્ઞાને બોધવ્ય બુદ્ધિ સોય. ૯૯
એણીપેરે કંદર્પનો જય કરી, નિજરૂપ સમરે કહે હરિ;
મને કરી મન સ્થિર કરે, આત્મ સમાધિ નિરંતર ધરે. ૧૦૦
ત્રીજે કર્મયોગ તે કહ્યો, કૈવલ્યતાનો ઉપાય તે લહ્યો;
કહે નરહરિ મતિ મારી મંદ, પણ હરિકૃપાએ હુવો પદબંધ.-૧૦૧
અંતર્યામી સર્વાવાસ, તેણે હૃદયકમળમાં કરચો પ્રકાશ;
ઉપજાવ્યું તેવું કહ્યું સહી, કહે નરહરિ કાંઇ જાણું નહિ. ૧૦૨

इति श्रीमहाभारते भीष्मपर्वणि श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे कर्मयोगो नाम तृतीयोऽध्यायः ॥ ३ ॥

---

૯૯ ઇંદ્રી ઇ૦—તેમ વિષયથી ઇંદ્રિયોને પાછી વાળી લે બોધવ્ય—જાગ્રત કર

એવું સુણીને કહે ભગવાન, સાંભળો અર્જુન થઇ સાવધાન;
જ્યારે જ્યારે ધર્મનો હોયે નાશ, અધર્મ જગતમાં હોય પ્રકાશ. ૧૬
ત્યારે અર્જુન હું દિવ્ય રૂપ ધરૂં, ધર્મતણી તે રક્ષા કરૂં;
અધર્મતણો તે દેઉં ઠામ, રૂપ ધરી હું કરૂં એ કામ. ૧૭
વળી સાધુતણી રક્ષાને કાજ, દિવ્ય દેહ ધરૂં કહે મહારાજ;
દુષ્ટતણો તે કરવા નાશ, (ત્યારે) ઉત્તમ રૂપ તે કરૂં પ્રકાશ. ૧૮
ધર્મ સ્થાપવાને અર્જુન, યુગ યુગ પ્રત્યે પ્રગટ કરૂં તન;
ધરી અવતાર કરૂં તે ઇમ, હું સદાં સર્વદા છું જેમ ત્યમ. ૧૯
જન્મ કર્મ મારાં દિવ્ય જેહ, તત્વે કરી જાણે તો તેહ;
તેહને પુનરાગમન ન હોય, મારા સ્વરૂપને પામે સોય. ૨૦
મારો માર્ગ સદા તે જાણે, અર્જુન એ નિશ્ચે મન આણે;
મારા માર્ગને જે અનુસરચા, તે અનેક સંત ભવાર્ણવ તરચા. ૨૧
રાગદ્વેષ રહિત ભય ક્રોધ, સમદર્શી શીતલ અવિરોધ;
અહંમમતા મદ લોભ નહિ, માન અપમાન સરખાં દ્વંદ્વ સહી. ૨૨
જેનાં મન મારે વિષે રમે, મુજ વિણુ અવરવાર્ત્તા નવ ગમે;
તપ જ્ઞાને કરી સમર્પણ જેહ, મારે આશ્રય સદા રહે તેહ. ૨૩
પરમ પવિત્ર જેહના અંત કરણ, તે સદા સર્વદા રહે મમ શરણ;
એવા ઉત્તમ અનેક મહંત, તે પરમપદ પામ્યા બહુ સંત. ૨૪
અર્જુન કહે સુણો ભગવાન, સ્વામી તમારે સર્વ સમાન;
તો તમે સર્વને પદ આપો આપણું, અજાણ થકો હું એમ ભણું. ૨૫

---

૨૦ તત્વ કરી—ખરેખરી રીતે

૨૧ ભવાર્ણવ—સંસાર રૂપી સમુદ્ર. ૨૨ રહિત—વિના. રાગદ્વેષ તથા ભયક્રોધ વિનાના શીતળ—શાંત અવિરોધ-કોઇની સાથે વિરોધ નહિ કરનારા. દ્વંદ્વ--માન અપમાન વગેરે દ્વંદ્વ (જોડાં).

## અર્જુન ઉવાચ.

વસુદેવ થકી હવડાં હવો, તારો કારાગૃહમાં જન્મ;
સૂર્ય હવો કંઈ કાળનો, કહો એ વાત માનીએ કેમ? ૯
અર્જુન કહે એ વાતનો, મુજ કેમ આવે વિશ્વાસ;
અર્જુનનો સંદેહ ટાળવા, કરે નિજરૂપ કૃષ્ણ પ્રકાશ. ૧૦

## શ્રીભગવાન ઉવાચ.

### ચોપાઇ.

મારી અસંખ્ય લીલા અવતાર, અને તુંએ અવતર્યો છે બહુ વાર;
તે સર્વે હું જાણું સહી, પણ તું તારા જન્મ જાણે નહિ. ૧૧
મારી જ્ઞાનશક્તિ અનાવૃત સદા, નિજ લાભે અંતર્ગત મુદા;
ધર્માધર્મે મિત્ર તારૂં જ્ઞાન, આવરાયું ઇમ કહે ભગવાન. ૧૨
તે માટે અર્જુન તું જીવ, અને હું તે નિત્ય નિરંજન શિવ;
મુજને અજન્મ અવ્યય તે જાણ, આત્મસ્વરૂપ મુને પરમાણ. ૧૩
સર્વ ભૂતનો સ્વામી હુંય, નિશ્ચે જાણ અર્જુન તો તુંય;
હું પ્રકૃતિ ગુણ સર્વ વશ કરી, કરૂં મહાન કર્મ લીલાવપુ ધરી. ૧૪
હું પ્રાકૃતની પેરે અવતરૂં નહિ, મારી ગતિ તે ભિન્ન છે સહી;
પ્રભુલીલાઅવતારક્યારેધરોતમો,તે સાંભળવા ઇચ્છા કરૂં અમો. ૧૫

એવું સુણીને કહે ભગવાન, સાંભળો અર્જુન થઇ સાવધાન;
જ્યારે જ્યારે ધર્મનો હોયે નાશ, અધર્મ જગતમાં હોય પ્રકાશ. ૧૬
ત્યારે અર્જુન હું દિવ્ય રૂપ ધરૂં, ધર્મતણી તે રક્ષા કરૂં;
અધર્મતણો તે કેડું ઠામ, રૂપ ધરી હું કરૂં એ કામ. ૧૭
વળી સાધુતણી રક્ષાને કાજ, દિવ્ય દેહ ધરૂં કહે મહારાજ;
દુષ્ટતણો તે કરવા નાશ, ( ત્યારે ) ઉત્તમ રૂપ તે કરૂં પ્રકાશ. ૧૮
ધર્મ સ્થાપવાને અર્જુન, યુગ યુગ પ્રત્યે પ્રગટ કરૂં તન;
ધરી અવતાર કરૂં તે ઇમ, હું સદાં સર્વદા છું જેમ ત્યમ. ૧૯
જન્મ કર્મ મારાં દિવ્ય જેહ, તત્વે કરી જાણે તો તેહ;
તેહને પુનરાગમન ન હોય, મારા સ્વરૂપને પામે સોય. ૨૦
મારો માર્ગ સદા તે જાણે, અર્જુન એ નિશ્ચે મન આણે;
મારા માર્ગને જે અનુસરયા, તે અનેક સંત ભવાર્ણવ તરયા. ૨૧
રાગદ્વેષ રહિત ભય ક્રોધ, સમદર્શી શીતલ અવિરોધ;
અહંમમતા મદ લોભ નહિ, માન અપમાન સરખાં દ્વંદ્વ સહી. ૨૨
જેનાં મન મારે વિષે રમે, મુજ વિણ અવરવાર્ત્તા નવ ગમે;
તપ જ્ઞાને કરી સમર્પણ જેહ, મારે આશ્રય સદા રહે તેહ. ૨૩
પરમ પવિત્ર જેહનાં અંતઃકરણ, તે સદા સર્વદા રહે મમ શરણ;
એવા ઉત્તમ અનેક મહંત, તે પરમપદ પામ્યા બહુ સંત. ૨૪
અર્જુન કહે સુણો ભગવાન, સ્વામી તમારે સર્વ સમાન;
તો તમે સર્વને પદ આપો આપણું, અજાણ થકો હું એમ ભણું. ૨૫

---

૨૦ તત્વ કરી—ખરેખરી રીતે.

૨૧ ભવાર્ણવ—સંસાર રૂપી સમુદ્ર. ૨૨ રહિત—વિના. રાગદ્વેષ તથા ભયક્રોધ વિનાના શીતળ—શાંત અવિરોધ-કોઇની સાથે વિરોધ નહિ કરનારા. દ્વંદ્વ—માન અપમાન વગેરે દ્વંદ્વ ( જોડાં ).

જેહને જેહતણો અર્થ હોય, મુને તે અર્થ પામવા ઉપાસે સોય;
હું તેહને તે ફળ આપું સદા, જેણે કરી પામે અતિ મુદા. ૨૬
જો એ લોક મારા માર્ગને અનુસરે, તો તે ભવસાગર સુખે તરે;
મારે નામે અશુભ સર્વ ટળે, પણ તેહની ભાવના તેહને ફળે. ૨૭
જો તમો સર્વના આત્મા ઇશ, તો મોક્ષ અર્થે શે ન પ્રેરો જગદીશ;
સમસ્ત કરે તમારી સેવ, એહ વાક્ય સુણી એમ કહે કૃષ્ણદેવ. ૨૮
કર્મતણી સિદ્ધિ વાચ્છે જેહ, અન્ય દેવનું યજન કરે તેહ;
દેવથકી ફળ સદ્ય તે હોય, વળી વળી દેવ ઉપાસે સોય. ૨૯
ઉતાવળી સિદ્ધિ હોયે તેહને, દેવ વિષે આસક્તિ જેહને;
મનુષ્ય લોક જે કર્મ આચરે, તો તે ફળ ઇચ્છા મન ધરે. ૩૦
જે જેહને અર્થે કરે કર્મ, હું તેહને તે આચરાવું ધર્મ;
તેહની શ્રદ્ધાનો ન કરૂં ભંગ, હું સર્વ કર્ત્તા અને સદા અસંગ. ૩૧
હું ચતુર્વર્ણ સૃષ્ટિ કરૂં સહી, પણ મારે વિષે વિષમતા નહિ;
ગુણ કર્મ વિભાગે કરી, હું સર્વ સૃષ્ટિ કરૂં ફરી ફરી, ૩૨
સમસ્તનો કર્ત્તા મુને જાણ, કર્ત્તાથકો અકર્ત્તા પ્રમાણ;
હું અવ્યય અવિનાશી અપાર, મુને ભજતાં ટળે સંસાર. ૩૩
સૃષ્ટિ કરતાં મુને પુણ્ય ન હોય, ભાજતાં પાપ સ્પર્શે નહિ કોય.
મુને કર્મફળની ઇચ્છા નથી, સત્ય સત્ય પારથ કહું કથી. ૩૪
અસંગ અકર્ત્તા જાણે મુને જેહ, કર્મ બંધાયે નહિ તેહ;
અનેક રચના કરતા સહી, પણ ઇશ્વરને વિષમપણું નહિ. ૩૫
પૂર્વે નિરૂપ્યો કર્મ યોગ જેહ, અર્જુન પ્રત્યે વિષ્ણુ કહે તેહ;

---

૨૯ યજન—પૂજન. ૩૨ ચતુર્વર્ણ—બ્રાહ્મણ વગેરે ચાર જાતિ. વિષમતા—ઓછાવત્તાપણું.

પૂર્વે હુવા મુનિ સનતકુમાર, તેણે કર્મયોગ કીધો નિરધાર ૩૬
મુક્તિ પામવાને અર્થે મિત્ર, તે કર્મ કરી થયા પરમ પવિત્ર,
ઈમ જાણી કરીને તુ કર્મ, મુક્તિ અર્થે આચરવો ધર્મ ૩૭
જનક પ્રમુખ અનેક તે જાણ, તે કર્મ કરી પામ્યા નિર્વાણ,
ઈમ જાણી મિત્ર કર્મ તુ કરે, ફળ ઇચ્છા ચિત્ત માહે મ ધરે ૩૮
જે સત્યયુગ ત્રેતાએ સંત કહ્યા, તેય કર્મ કરી અતિ ઉત્તમ થયા,
તત્વજ્ઞાનીને વચને કરી, જાણી કર્મ કરાવે કહે હરિ ૩૯
કર્મતણુ છે દુર્જ્ઞેયપણુ, ત્યા પંડિત મોહ પામે છે ઘણુ,
કર્મ અકર્મ વિકર્મ તો જેહ, અર્જુન સમ્યક્ જાણવા તેહ ૪૦
એ સર્વે હુ કહીશ તુજને, તુ અતિ વહાલ સદા મુજને,
જે કર્મ જાણ્યે સંસારદુઃખ ટળે, આત્મા પરમાત્મા માહે ભળે ૪૧
વર્ણાશ્રમતણો જે ધર્મ, શ્રુતિ સ્મૃતિ બોલ્યા તેહ કર્મ,
વળી ફળ તજી ઇચ્છાએ કરે, કર્મ નામ તે હરિ ઉચ્ચરે ૪૨
નિષિદ્ધ આચરણ આચરે જેહ, વિકર્મ નામ તો ભણિયે તેહ,
આપ પરને જે ન સોહાય, વિકર્મ નામ મહાપુરૂષ તે ગાય ૪૩
સતકર્મ સઘળા આચરે, ફળ અહંકાર મૂકી કૃત્ય કરે,
અથવા વિષ્ણુને સમર્પે જેહ, અકર્મ નામ તો ભણિયે તેહ ૪૪
ગહનગતિ તો એ કર્મની સહી, સહસા કરે ને ઓછાયે નહિ,
જેહને કૃપા કરે દેવાધિદેવ, તેહને પ્રીત આવે અવશ્યમેવ ૪૫

---

૩૬ નિરધાર—નક્કી ૩૮ નિર્વાણ—મોક્ષ ૪૦ દુર્જ્ઞેયપણુ—અર્થાત્ કર્મ શુ ને અકર્મ શુ, તેનો નિર્ણય કરવામા પંડિતો પણ મોહ પામે છે કર્મ—વેદે વિધાન કરેલુ કર્મ અકર્મ—કર્મનો અભાવ વિકર્મ—નિષિદ્ધ કર્મ

૪૩ આપ ઇ૦—જે કર્મ પોતાને કે બીજાને હિતકારી નથી તે વિકર્મ જાણવુ

કર્મ વિષે અકર્મ જે હોય, અકર્મ વિષે કર્મ લહે સોય;
તે મનુષ્ય માંહે મહાબુદ્ધિમંત, તે યોગી સકળ કર્મકૃત્ સંત. ૪૬
દેહમાં આત્મા આત્મામાં દેહ, ઓતપ્રોત ઇમ જાણે જેહ;
હરિમાં વિશ્વ વિશ્વમાં હરિ, ઇમ જાણે તે બુદ્ધિજ ખરી. ૪૭
દેહ ઇંદ્રી કૃત્ય સઘળાં કરે, અંતર કશો અભિલાષ ના ધરે;
સાક્ષી થકો વર્તે ભાઇ જેહ, બુદ્ધિમંત જોગી તો તેહ. ૪૮
સર્વ ઇંદ્રીના આરંભ જે સોય, કામ સંકલ્પ વિવર્જિત હોય;
જ્ઞાનાગ્નિ દહે સર્વ કર્મ, તે પંડિત પામે પરબ્રહ્મ. ૪૯
પંડિત લોક અર્થે કર્મ કરે, ફળ અહંકાર મન માંહે ન ધરે;
આત્મ લાભે તૃપ્તિ નિત્ય હોય, નિરાશ્રય મહાયોગી સોય. ૫૦
તે કર્ત્તાયકા અકર્ત્તા જાણ, જેણે જીવતાં પદ પામ્યું નિરવાણ;
જીવનમુક્તતણો જે દેહ, નિશ્ચે જાણ્ય અકર્ત્તા તેહ. ૫૧
જેને આશા તૃષ્ણા નહિ લગાર, તત્વજ્ઞાની તે નિર્ધાર;
જે દેહેંદ્રિય શું જીતે ચિત્ત, તમો નિશ્ચે જાણો તે તત્વવિત્ત. ૫૨
બાહ્ય મધ્ય વિષય પરહરે, શરીરધારવુ અર્થે કૃત્ય કરે;
યથા લાભે સંતુષ્ટ જે થાય, તેહ કરતો કર્મ નવ લહેવાય. ૫૩
ઇચ્છા વિના લાભ જે હોય, જ્ઞાની આનંદે અનુભવે સોય;

સદા સંતુષ્ટ જેહનાં મન, અર્જુન બ્રહ્મવિદ્યાના એવાં ચિન્હ ૫૪
શીતોષ્ણાદિકે સરખો જેહ, જીવનમુક્ત સંન્યાસી તેહ;
મદ મત્સર અભિમાન ન હોય, સમદર્શી સર્વાત્મા જોય ૫૫
સિદ્ધ અસિદ્ધ વિષે સમચિત્ત, અર્જુન જાણ તે જીવનમુક્ત,
ઇમ સમ થઇ કૃત્ય કરે જેહ, કર્મે બધાયે નહિ તેહ ૫૬
લોક સંગ્રહાર્થે સતકર્મ કરે, ફળ અહંકાર મમતા પરહરે,
વર્ણાશ્રમ દર્શન દેહ લિંગ, જોગી તેહનો ન કરે સંગ ૫૭
ચિત્ત વિષે ગ્રહ્યુ કેવળ જ્ઞાન, તેને કરી તજે તે સર્વ અભિમાન,
પરમેશ્વરાર્પણ બુદ્ધિએ કર્મ કરે, લોક માહે એણી પેરે વિચરે ૫૮
પરમેશ્વરપર ચિત્ત જેહના, સમસ્ત કર્મ લય પામે તેહના,
જે આત્મસ્વરૂપ વિષે લીન હોય, તેને ભિન્ન ન ભાને કોય ૫૯
જ્ઞાની એણી બુદ્ધિએ કૃત્ય કરે, તે બુદ્ધિ કૃષ્ણ પ્રેમે ઉચ્ચરે
હવે બ્રહ્મતર્પિતા તે બ્રહ્મ, અગ્નિહોત્ર બ્રહ્મ સર્વ કર્મ ૬૦
ઇમ સર્વ વિષે બ્રહ્મ ભાવ કરે જેહ, બ્રહ્મભાવે બ્રહ્મ પામે તેહ,
સઘળે ભાવના જેહને સમ, આત્મદર્શી કરે કર્મ ઇમ ૬૧
કર્મદર્શી વળી સાધનવંત, તે અનેક યજ્ઞ કરે બહુ સંત,
અધિકારીને ભેદે કરી, બહુ યાજ્ઞિક દેખાડે હરિ ૬૨
કેટલા દેવને ઉદ્દેશી કરી, બેઠા યજ્ઞકર્મ દીક્ષા ધરી,
કર્મફળ સંગી જન જેહ, ઇંદ્રાદિ દેવને યજે તેહ ૬૩

---

૫૫ સરખુ—(જે મનુષ્ય) સમદર્શી—સર્વત્ર સમાન દ્રષ્ટિથી જોનાર ૫૭ વર્ણ—બ્રાહ્મણ વગેરે ચાર આશ્રમ—બ્રહ્મચર્ય વગેરે ચાર દર્શન—સાંખ્યદર્શન વગેરે ૭ દેહલિંગ—તપ્તમુદ્રા, કાષાય વસ્ત્ર વગેરે શરીરે ધારણ કરવાના ચિન્હ

૬૦ બ્રહ્મતર્પિત—બ્રહ્મને તૃપ્ત કરનાર—બ્રહ્મને અર્પણ કરનાર ૬૩ દેવો ઉદ્દેશી—ઇંદ્રાદિક દેવને પ્રસન્ન કરવાનો હેતુ રાખીને

બ્રહ્મવિદ્ બ્રાહ્મણ યજ્ઞ ઇમ કરે, બ્રહ્માર્પણ બુદ્ધિએ કર્મ આચરે;
જ્ઞાની કર્મ યજ્ઞ કરે ઇમિ સહી, જેહને કશી કામના નહિ. ૬૪
શબ્દાદિક જે વિષય વિકાર, તે ઇંદ્રી અગ્નિમાં હોમે નિર્ધાર;
શ્રોત્રાદિક ઇંદ્રી ઉભય જેહ, સંયમાગ્નિ વિષે હોમે તેહ. ૬૫
ઇંદ્રી સમસ્તના વિષય પરહરે, સંન્યાસી યજ્ઞ એહ કરે;
શાસ્ત્ર વિરોધે વર્ત્તવું નહિ, વળી અર્જુન યજ્ઞ એહ જાણે સહી. ૬૬
સર્વે ઇંદ્રીતણાં જે કર્મ, પ્રાણાદિક વાયુના ધર્મ;
આત્મસંયમાગ્નૌ હોમો સર્વ, સ્થિર કરી મન મેલી ગુણ ગર્વ. ૬૭
આત્મસંયમાગ્નો તેહનું નામ, જે રાખે નિશ્ચળ ચિત્ત ઠામ;
જ્ઞાનરૂપીએ વાયકે કરી, આત્મસંયમાગ્નિ દીપે કહે હરિ. ૬૮
એ જીતાત્મા વૈરાગી જેહ, નિત્યે યજ્ઞ કરે તે એહ;
વળી દ્રવ્યયજ્ઞ તપયજ્ઞ કરે તે સંત, યોગયજ્ઞ આચરે મહંત. ૬૯
કો જ્ઞાન સ્વાધ્યાય યજ્ઞ કરે, તે સર્વે સમ્યક્ વ્રત આચરે;

---

૬૫ ઇંદ્રીઅગ્નિમાં—ઇંદ્રિયો રૂપી અગ્નિમા. અર્થાત્ ભોગકાળે પણ આસક્તિ તજીને વિષયોને ભોગવે છે. અગ્નિમાં નાખેલાં બીજ ઉગવા પામતાં નથી તેમ આસક્તિ તજીને ભોગવેલા વિષયો વાસના ઉત્પન્ન કરતા નથી. ઉભય—( જ્ઞાનેંદ્રિયો તથા કર્મેંદ્રિયો ). સંયમાગ્નિ—કબજે રાખવા રૂપી અગ્નિ .

૬૭ આત્મસયમાગ્નૌ—આત્માને વિષે મનને એકાગ્ર કરવા રૂપ અગ્નિમાં. અર્થાત્ ધ્યેય સ્વરૂપને જાણીને તેમાં મન એકાગ્ર કરી ઇંદ્રિયોનાં તથા પ્રાણાદિકના કર્મ શમાવે છે.

૬૮ દીપે—પ્રજ્વલિત થાય. ૬૯ જીતાત્મા—મન જેણે કબજે રાખ્યું છે એવો. દ્રવ્યયજ્ઞ—ધનાદિકવડે કરીને કરેલો યજ્ઞ. તપયજ્ઞ—તપરૂપી યજ્ઞ. યોગયજ્ઞ—સમાધિ રૂપી યજ્ઞ. સ્વાધ્યાયયજ્ઞ—વેદપાઠ રૂપી યજ્ઞ.

તીર્થ વિષે જે દીજે દાન, દ્રવ્યયજ્ઞ તેહનું અભિધાન. ૭૦
શીતોષ્ણ વાત વૃષા સર્વ સહે, તપયજ્ઞ કૃષ્ણજી તેહને કહે;
અષ્ટાંગ સાધે સમબુદ્ધિ ધરે, યોગયજ્ઞ હરિ તે ઉચ્ચરે. ૭૧
વેદશાસ્ત્ર ભણે સહસ્ર નામ, સ્વાધાય યજ્ઞ તો એનું નામ;
જે પરસ્પરે બ્રહ્મચર્ચા હોય, જ્ઞાનયજ્ઞ તમો જાણો સોય. ૭૨
વ્રત પાળે તે આપાપણાં, એવા ધર્માત્મા છે ઘણા;
વળી કેટલા યોગી ઇમ કરે, અપાનને લેઇ પ્રાણમાં ધરે. ૭૩
અપાનમાં મૂકે વળી પ્રાણ, અને બેહુની ગતિ રોધે નિર્વાણ;
તે પ્રાણાયામ પરાયણ હોય, પૂરક કુંભક રેચક કરે સોય. ૭૪
વળી અલ્પ આહાર કરે કો સંત, હોમે પ્રાણ પ્રાણમાં રહી એકાંત;
એ સર્વે યાજ્ઞિક તે કહ્યા, યજ્ઞે કરી નિ:પાપ તે થયા. ૭૫
યજ્ઞશેષ ભોગવતા જેહ, બ્રહ્મ સનાતન પામે તેહ;
જે અજ્ઞાને કરી યજ્ઞ કરે, તે અનેક યોનિ વિષે અવતરે. ૭૬

---

૭૦ અભિધાન—નામ ૭૧ અષ્ટાંગ—યોગનાં આઠ અંગ—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન ને સમાધિ ૭૩ અપાનને લ૦—અપાન વાયુને ઉંચો ચઢાવીને પ્રાણવાયુ સાથે એકત્ર કરેછે. આ ક્રિયા રેચક વખતે થાય છે.

૭૪ અપાનમાં—પેટમાં વાયુ ભરીને પૂરક કરતી વખતે પ્રાણવાયુ નીચો ઉતારી અપાનની સાથે એકત્ર કરેછે. આ ક્રિયા પૂરક વખતે થાયછે. બેહુની ગતિ રોધે—પ્રાણ તથા અપાનની ગતિને અટકાવે. આ ક્રિયા કુંભક વખતે થાયછે મતલબ કે પૂરક, કુંભક તથા રેચક કરીને પ્રાણ તથા અપાનની ગતિ રોકીને પ્રાણાયામ કરેછે

૭૫ હોમે પ્ર૦—પ્રાણમા પ્રાણ હોમે છે. આહાર કમી કરવાથી બળનો ક્ષય થાયછે ને તેમ ઇંદ્રિયોની વૃત્તિઓનો એની મેળે લય થાયછે, તેને પ્રાણનો હોમ માનેછે ૭૬ યજ્ઞશેષ—યજ્ઞ કરતા શેષ રહેલું અન્ન.

તેહને આ લોકે સુખ નહિ, બ્રહ્માએ એહ વાણી કહી;
યજ્ઞ કરતાં સત્વશુદ્ધિ હોય, સત્વશુદ્ધિએ મુક્તિ પામે સોય. ૭૭
બહુ યજ્ઞ પ્રગટ તે કરયા, તે બ્રહ્માના મુખથી વિસ્તર્યા;
એ સર્વે યજ્ઞકર્મ તું જાણુ, ઇમ જાણ્યે પામીશ નિર્વાણ. ૭૮
માનસ વાચક કાયિક સોય, નૈષ્કર્મ્ય એહમાં એકે ન હોય;
યજ્ઞ સર્વ જાણે કર્મ રૂપ, આત્મા નૈષ્કર્મ્ય બ્રહ્મ સ્વરૂપ. ૭૯
સકળ યજ્ઞ નિરૂપણ કરી, હવે જ્ઞાનયજ્ઞ વિસ્તારે હરિ;
સર્વેપે ઉત્તમ તે જ્ઞાન, વળી વળી શ્રીમુખે કહે ભગવાન. ૮૦
દ્રવ્યમય યજ્ઞ જે જે કહ્યા, તે તે દેવથકી સુખે લહ્યા;
જ્ઞાનયજ્ઞ સર્વેપે શ્રેય જાણ, જે સદ્ય પમાડે પદ નિર્વાણ. ૮૧
બ્રહ્મજ્ઞાન પામે જેણે એવ, કર્મ સમાપ્તિ હોયે અવશ્યમેવ;
જ્યમ ચંદ્રાદિક તેજસ્વી જેહ, અર્ક આગળે ન શોભે તેહ. ૮૨
જ્યમ દુગ્ધાદિક રસ ભલા કહેવાય, અમૃત આગળ તે નવ પોસાય,
જ્યમ વાવ તડાગ કૂપાદિક નીર, તે મહા જળમાં લીન હોયે વીર. ૮૩
એમ રિદ્ધિ સિદ્ધિ સ્વર્ગ સુખ બહુ, તે જ્ઞાનમાંહે લય પામે સહુ;
અતિ આદરે કરી અર્જુન વીર, કૃષ્ણ પ્રત્યે એમ પૂછે ધીર. ૮૪
જે જ્ઞાનતણો એવડો મહિમાય, તે કયમ પામે ત્રિભુવનરાય;
અર્જુનની વિનતિ તે સુણી, ઈમ બોલ્યા વૈકુંઠના ધણી. ૮૫
જે સર્વે નિરંતર એક બ્રહ્મ જોય, તત્વદર્શી જ્ઞાની તે સોય;
જ્યાં પરમ કૃપાળ સદ્ગુરૂ હોય સંત, ત્યહાં જાવું નિશ્ચય કરી ચંત. ૮૬
અનેક પેરે પ્રણીપત્ય તે કરી, મર્યાદાએ રહેવું કહે હરિ;
જે જે મંશય હોયે મનતણા, તે તે પ્રશ્ન કરવા ભાઈ ઘણા. ૮૭

---

૭૯ નૈષ્કર્મ્ય— નિષ્કર્મપણું. ૮૧ શ્રેય—કલ્યાણ રૂપ.

મૂકીને અષ્ટ મદ અહમેવ, સાધુ પુરૂષની કીજે સેવ;
જ્ઞાની જ્ઞાન ઉપદેશ જે કહે, અને તત્વ જ્ઞાન હૃદે ગ્રહી રહે. ૮૮
તત્વતણો મહિમા અતિ ઘણો, કોયે પાર ન લહે તેહતણો;
તત્વજ્ઞાન જાણે અર્જુન, વળતું મોહ પામે નહિ મન. ૮૯
જ્યમ હવડાં તું પામે છે મોહ, પણ ત્યારે તેહનો લેશ ન હોય;
વળી જ્ઞાન દૃષ્ટિને મહિમાએ કરી, જ્યમ છે ત્યમ દેખીશ ફરી ફરી. ૯૦
સર્વમાં આત્મા આત્મામાં સર્વ, એમ જોતાં ટળશે મોહ ગર્વ;
વળી જ્ઞાનની મોટમ છે જેહ, તું સાવધાન થઈ સાંભળ્ય તેહ. ૯૧
માનસ વાચિક કાયિક જેહ પાપ, સાંસર્ગિક વળી શોક સંતાપ;
જ્ઞાનરૂપીએ નાવે નિરધાર, સુખે દુઃખાર્ણવનો હોયે પાર. ૯૨
જ્ઞાન પાપ ટાળે તતકાળ, તે દૃષ્ટાંતે કરી કહે કૃપાળ;
જ્યમ વૃદ્ધિ પામ્યો વૈશ્વાનર જેહ, કાષ્ઠ માત્રને ભસ્મ કરે તેહ. ૯૩
ત્યમ જ્ઞાનાગ્નિ શમ દમાદિકે કરી, વૃદ્ધિ પામ્યોથકો કહે હરિ;
તે સર્વ કર્મ બાળી ભસ્મજ કરે, સત્ય સત્ય કૃષ્ણજી ઉચ્ચરે. ૯૪
એહ જ્ઞાનતણો અધિકારી જેહ, મુજને સ્વામી કહીએ તેહ;
જ્યમ જે ઉઝવે તેનું પર્વ, ત્યમ જ્ઞાનતણા અધિકારી સર્વ. ૯૫
જ્ઞાન સરખું પવિત્ર નહિ કોય, વળી વળી અર્જુન કહું છું સોય;
અનેક સાધન જે બોલ્યાં ઘણાં, તે સર્વે કિંકર જ્ઞાનજતણાં. ૯૬
જે જ્ઞાનતણી અતિ મોટમ કહી, તે જ્ઞાન કર્મે પામે સહી;
કર્મયોગ વણ કહે ભગવાન, હૃદે ન આવે આત્મજ્ઞાન. ૯૭
કર્મે ચિત્ત ઇંદ્રી હોયે શુદ્ધ, ચિત્ત શુદ્ધિએ જન હોયે પ્રબુદ્ધ;
પ્રબુદ્ધને અતિ શ્રદ્ધા ઉપજે, શ્રદ્ધાવંત ગુરૂસંતને ભજે. ૯૮

---

૮૮ અષ્ટ મદ—વિદ્યા, ધન, કુળ, અધિકાર, જુવાની, રૂપ, બળ, અને સહાય, એ આઠ વાતાનો મદ.

૯૩ વૈશ્વાનર—અગ્નિ ૯૫ ઉઝવે—'લાજવે' એવો પાઠ છે.

ગુરૂમંતને રૂપે મમ ભક્ત, (અને) ઇંદ્રી વિષે ઉપજાવે વિરક્ત;
મમ ભક્તિએ પામે વિજ્ઞાન, વિજ્ઞાને હોય દૃષ્ટિ સમાન. ૯૯
સમદર્શી પામે પરમ શાંતિ, ઇમ કર્મયોગે ભાજે ભવભ્રાંતિ;
થોડે કાળે કહે ભગવાન, કર્મયોગે પામે નિજ જ્ઞાન. ૧૦૦
જ્ઞાન પામવા સંશય કરે, તેહનો અર્થ એકે નવ સરે,
અજ્ઞાની અશ્રદ્ધાવંત જેહ, સંશયાત્મા ભણિજે તેહ. ૧૦૧
સંશયાત્માને નહિ સુખનો લેશ, તે સદા સર્વદા ભોગવે કલેશ;
એવું બોલે વિશ્વાવાસ, સંશયાત્મા પામે વિનાશ. ૧૦૨
યોગે કરી સર્વ કર્મ છાડે, કેવળ જ્ઞાનશુ પ્રીતિ માંડે;
જ્ઞાને કરી સંશય સર્વ ટાળે, આત્મા પરમાત્મા એક નિહાળે ૧૦૩
આત્મવંતને કર્મજ કોય, કર્મ બંધાયે નહિ સોય;
અજ્ઞાને ઉપન્યો સંશય જેહ, જ્ઞાન ખડ્ગે કરી નાશ કરે તેહ. ૧૦૪
આત્માનો સંશય સર્વે છેદ, કર્મયોગ કરી ધર નિર્વેદ,
હવે ઊઠ અર્જુન તું વીર, પાળ સ્વધર્મ થા મહાધીર. ૧૦૫
ચોથે કર્મસંન્યાસ કહ્યો સાર, જેણે ટળે સર્વ સંશય વિકાર;
શ્રીકૃષ્ણ કૃપાએ હોયે પદબંધુ, કહે નરહરિ હરિકરૂણાસિંધુ. ૧૦૬
અંતર્યામી સર્વાવાસ, તેણે હૃદયકમળમાં કર્યો પ્રકાશ;
ઉપજાવ્યું તેવું કહ્યું સહી, કહે નરહરિ કાંઇ જાણું નહિ. ૧૦૭

इति श्रीमहाभारते भीष्मपर्वणि श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णाऽर्जुनसंवादे कर्मसंन्यासयोगो नाम चतुर्थोऽध्यायः ॥ ४ ॥

---

૯૯ વિરક્ત—વિરક્તિ—' વૈરાગ 'ના અર્થમાં ૧૦૫ નિર્વેદ—વૈરાગ
૧૦૬ કર્મસંન્યાસ—કર્મ તજવાનો પ્રકાર પદબંધુ—પદબંધ

# અધ્યાય ૫ મો.

## રાગ પૂર્વછાયો.

મિશ્ર વચન સુણી કૃષ્ણનાં, અર્જુન વિચારે એમ;
કર્મ કરૂં કે કર્મ તજું, હવે મેં કરવું કેમ ? ૧

કૃષ્ણે કર્મ કરવાં કહ્યાં, વળી તજવાં કહ્યાં નિરધાર;
અર્જુન વિચારે આપશું, હવે શો કરવો વિચાર? ૨

મૂકી ઘટવટ મનતણી, અને સ્થિર કરી રાખું ચિત્ત;
કૃષ્ણ કહે હવે તે કરૂં, સાચું એહ સિદ્ધાંત. ૩

## અર્જુન ઉવાચ.

કર્મ સન્યાસ તમો કહો, વળી કહો કર્મ યોગ સાર;
એ બેહુમાં શ્રેય જેણે હોયે, તે મુજને કહોને નિરધાર. ૪

જ્ઞાન સ્વરૂપ આનંદઘન, હે સર્વજ્ઞ ! સર્વાવાસ !
શ્રેયનું સાધન મુજ કહો, સ્વામી હું છું તમારો દાસ. ૫

---

૧ મિશ્ર—" સર્વ કર્મનો જ્ઞાનમાં અંતર્ભાવ થાય છે " ઈત્યાદિ વચનોવડે કર્મનો ત્યાગ કરવા રૂપ વચન તથા " જ્ઞાન ખડ્ગવડે સંશય કાપીને કર્મ કર " ઈત્યાદિ વચનોવડે કર્મ કરવા રૂપ વચન, એવાં મિશ્ર વચન.

૩ મૂકી—'મૂંક્ત' એવો પાઠ છે. ઘટવટ—સંકલ્પવિકલ્પ. ૪ કર્મ-સંન્યાસ—કર્મત્યાગ. કર્મયોગ—કર્મ કરવાં. ૫ આનંદઘન—સર્વત્ર આનંદથી ભરપૂર.

## શ્રીભગવાન ઉવાચ.

### ચોપાઇ.

અર્જુનનું વાયક તે સુણી, વળતું કહે ત્રિલોવન ધણી;
આપણા મનનું ગમતું જેહ, પંચમે કૃષ્ણ દ્રઢાવે તેહ. ૬
કર્મસંન્યાસ કર્મયોગ મિત્ર, એ ઉભય માર્ગ તો પરમ પવિત્ર;
મુક્તિમાર્ગ સદા એહ જાણ, અર્જુન એહ નિશ્ચે મન આણ. ૭
જ્ઞાન વિના કર્મનો કરે ત્યાગ, તેપે કર્મ આચરિયે તે એક માર્ગ;
કર્મ તજ્યાપે કર્મ જે કરે, અતિ ઉત્તમ હરિ તેહ ઉચ્ચરે. ૮
જ્ઞાન વિના કર્મ તજે જે કોય, તેનો એકે અર્થ ન હોય;
જ્ઞાને કરી કર્મ સંન્યાસે જેહ, અતિ ઉત્તમ તો ભણિયે તેહ. ૯
આત્મજ્ઞાન સદા જેહને, સંન્યાસી કહિયે તેહને;
દુઃખતણો જે દ્વેષ નવ કરે, સુખતણી સ્પૃહા પરહરે. ૧૦
શીતોષ્ણાદિક દ્વંદ્વ મોહ જેહ, તેણે પરાભવિયે નહિ તેહ;
એવો સંન્યાસી જે હોય, સુખે બંધનથી મૂકાએ સોય. ૧૧
મહાબાહો સુણે તું અર્જુન, એવાં ઉત્તમ જ્યાં હોયે ચિન્હ;
તેને તું સંન્યાસી જાણ, જીવનમુક્ત તેહ પરમાણ. ૧૨
કર્મયોગ અને સંન્યાસ, અર્જુન એહનો એક સમાસ;
ઉત્તમ મધ્યમ એહમાં કહે, તેહ નર મૂર્ખ કાંઇએ નવ લહે. ૧૩
જ્ઞાનયોગ અને કર્મયોગ, એ બેહુનો એક પ્રયોગ;
અર્જુન જે કો મૂરખ હોય, પૃથક્ પૃથક્ કરી કહે સોય. ૧૪

---

૯ સંન્યાસે—તજે. ૧૧ પરાભવિયે—પરાભવ પમાડિયે ૧૩ એહનો સ૦—અર્થાત્ એકજ વાતમા બેયનો સમાવેશ થાય છે— બન્ને એકજ છે. એહમા—કર્મયોગમા ૧૪ પૃથક્—જુદા.

પણ પંડિત તો ઇમ બોલે નહિ, જેની દૃષ્ટિ યથારથ સહી;
સમ્યક્પેરે આચરે એક જેહ, તો ઉભયતણું ફળ પામે તેહ. ૧૫
જ્ઞાનયોગે પદપ્રાપ્તિ જે હોય, કર્મયોગે પામિયે સોય;
જ્ઞાનકર્મનું ફળ તે એક, ઇમ જાણે તે જ્ઞાન વિવેક. ૧૬
જે ઈશ્વરને અર્થે કરે કર્મ, તે ગૃહસ્થ થકો સદા નિષ્કર્મ;
સાંખ્યયોગી પદ પામે જેહ, કર્મયોગી લહે સ્થળ તેહ. ૧૭
જે શુદ્ધ ચિત્ત વિણુ કરે સંન્યાસ, તેહને આત્મસુખ ન હોયે પ્રકાશ;
કર્મયોગે કરી ચિત્ત શુદ્ધ થાય, રાગાદિક સર્વે દોષ જાય. ૧૮
શુદ્ધ અંતઃકર્ણ મુનિ જેહ, ઉતાવળો બ્રહ્મ પામે તેહ;
કર્મયોગ વિણુ કહે ભગવાન, ન આવે અર્જુન બ્રહ્મજ્ઞાન. ૧૯
કર્મયોગ યુક્ત જે વીર, નિર્મળ બુદ્ધિ તે કહિયે ધીર;
જીતમન જીતેંદ્રિ હોયે જેહ, વિશુદ્ધ આત્મા ભણિયે તેહ. ૨૦
જેને ભિન્ન ન ભાસે કોય, સર્વ ભૂતનો આત્મા સોય;
તે લોક શિક્ષાર્થ કર્મ આચરે, તેહને કર્મબંધન નવ કરે. ૨૧
તત્વવિત્ ઇમ માને સહી, અમો કર્મના કર્ત્તા નહિ;
અહંકારરહિત જે જન, પરમાત્મા વિષે તેહનાં મન. ૨૨
જ્ઞાનેંદ્રિ પંચ કર્મેંદ્રિ પંચ જેહ, વળી પ્રાણ અંતઃકર્ણની વૃત્તિ તેહ;
એ આપણાં કાર્ય સર્વ કરે, તત્ત્વવેત્તા અહંકાર નવ ધરે. ૨૩
તત્વવિદને કર્મ લાગે નહિ ક્યમ, અર્જુન તેણે ત્યાં કરવું ઇમ;
તે બ્રહ્મને અર્થે કર્મ કરે, ફળ અહંકાર મનથી પરહરે. ૨૪

---

૧૮ રાગાદિક—પ્રીતિ વગેરે. ૨૦ જીતમન—મન જેણે જીતેલું એવો.
૨૩ પ્રાણ—પ્રાણ, અપાન, સમાન, ઉદાન ને વ્યાન. ૨૪ તત્વવિદ—તત્વને જાણનાર.

જ્યમ પદ્મપત્રને જળ સ્પર્શ ન થાય, ત્યમ તે નર કર્મે ન લેપાય;
મારી આજ્ઞા પાળે જન જેહ, કર્મે બંધાયે નહિ તેહ. ૨૫
મન બુદ્ધિ કાય ઇંદ્રિયે કરી, યોગી કર્મ કરે કહે હરિ;
ફળ તજ્યે આત્મશુદ્ધિ હોય, અર્જુન વળી વળી કહું છું સોય. ૨૬
જે કર્મયોગના પાલણહાર, તે એણીપેરે કરે નિરધાર,
અર્જુનને આશંકા થઈ, સ્વામી કર્મ બાંધે કર્મ છોડે સહી. ૨૭
યુક્ત કર્મફળ છાંડે સદા, તે ઇશ્વરાર્થ કરે ધરી મુદા,
એણી પેરે કર્મ કરે જન જેહ, મોક્ષલક્ષણસ્થિતિ પામે તેહ ૨૮
અહંમમતા જેણે મન ગ્રહી, તે અયુક્ત કર્મફળ ઇચ્છે સહી;
તે નર કર્મફળે બંધાય, સત્ય સત્ય કહે વૈકુંઠરાય. ૨૯
નિર્મળ ચિત્તે લેવો સંન્યાસ, જ્યાં સ્ફુરે નહિ કશો વિષય વિલાસ;
વિવેક બુદ્ધિયુકત જે સંત, તે જીતેંદ્રિય કહિયે મહંત. ૩૦
નવ દ્વાર સંયુક્ત જે દેહ, સુખે બેશી રહે ત્યાં તેહ;
જેણે સર્વ કર્મ મનથી સંન્યાસ, જે અનેક પરાપૂર્વે અભ્યાસ. ૩૧
કરે કરાવે નહિ તે કર્મ, તે જાણે સમ્યક્ પરબ્રહ્મ,
જ્યમ ઇશ્વર ત્યમ તેને જાણ, અર્જુન એવો નિશ્ચય આણ ૩૨
પ્રભુને કર્ત્તવ્ય કર્મ ન હોય, કર્મફળ ઉપજાવે ન સોય,
સ્વભાવે પ્રવૃત્ત સર્વે હોય, ઇશ્વર સાક્ષીવત્ બેઠો જોય. ૩૩

---

૨૮ યુક્ત—ઇશ્વરમાં નિષ્ઠાવાળો પુરૂષ મોક્ષલક્ષણસ્થિતિ—મોક્ષરૂપ સ્થિતિ

૨૯ અયુક્ત—ઇશ્વરમાં આસક્તિ વિનાનો ૩૦ સ્ફુરે નહિ—મનમાં ઉપડી આવે નહિ

૩૧ જેણે ઇ૦—જેણે સર્વ કર્મનો મનથી સંન્યાસ ( ત્યાગ ) કર્યો છે, અને જેને અનેક પરાપૂર્વથી ( મતલબ કે અનેક જન્મથી ) એવોજ અભ્યાસ છે ૩૩ સ્વભાવે—સ્વભાવ ( પ્રકૃતિ )વડે

સુખ દુઃખ કર્મ વિષે પ્રેરે જેહ, મારી યોગમાયા તો તેહ;
જન્મ મરણ સુખ દુઃખ સર્વે કર્મ, કર્તવ્ય સર્વ માયાનો ધર્મ. ૩૪
વિભૂતિ સઘળે તે વ્યાપક મહી, તે પુણ્ય પાપ કે'ને આપે નહિ;
જ્ઞાન આવર્યું અજ્ઞાને કરી, તેણે જન મોહ પામે ફરી ફરી. ૩૫
તે માટે વિપરીત તે કહે, અજ્ઞાને કરી કાંઈ ન લહે,
આત્મા જ્યમ છે ત્યમનો ત્યમ, નિરૂપાધિને કર્મ લાગે કયમ? ૩૬
ઇશ્વરને સાનિધ્ય અઘ સર્વે જાય, સ્મરણ કરી પવિત્ર તે થાય;
ઇશ્વર પાપ પુણ્ય ન લહે, તે દૃષ્ટાંત પ્રગટ કરી કહે ૩૭
જ્યમ શીત ભય અને અ ધકાર, તે અગ્નિજ્યોત્સ્ના હરે નિરધાર;
તે અગ્નિને સ્પર્શે નહિ કોય, ત્યમ ઇશ્વર સર્વથી અલગો સોય. ૩૮
અજ્ઞાની મોહ પામે જ્યમ, જ્ઞાનીને વ્યામોહ નહિ ત્યમ,
જ્ઞાની તે જ્યમ છે ત્યમ લહે, જ્ઞાની તે જ્યમ છે ત્યમ રહે. ૩૯
જ્ઞાને કરી જ્યારે અજ્ઞાન જશે, ત્યારે આદિત્ય જ્ઞાન ભાસશે,
આત્મજ્ઞાન પ્રકાશ જ્યારે હોય, ત્યારે પ્રગટ પરમાત્મા ભાસે સોય. ૪૦
પરબ્રહ્મ વિષે બુદ્ધિ જેહની, એકાત્મનિષ્ઠા હોયે તેહની,
તે પરમેશ્વર પરાયણ થઇ, જ્ઞાનદૃષ્ટિ તે વિચરે સહી. ૪૧
જે ઘટે કેવળ આત્મધર્મ, તેણે જ્ઞાન કરી ધોયા અઘકર્મ;
પુનરાવૃત્તિ તેહની નવ હોય, અભય પરમ પદ પામે સોય ૪૨
અર્જુન કહે સુણો ભગવાન, જે ઘટે કેવળ આત્મજ્ઞાન,
કેઇ પેરે તત્વ તે દેખે ધીર, તે અનુભવ કહો મુજ યાદવવીર. ૪૩

---

૩૫ વિભૂતિ—મહત્તા ૩૬ વિપરીત—ખરાથી ઉલટું ૩૭ સાનિધ્ય—પાસે અઘ—પાપ ૩૮ જ્યોત્સ્ના—પ્રકાશ તે ઇ૦—'તે અગ્ની જાતના હરે નિર્ધાર' એવો પાઠ છે ૪૨ જે ઘટે—જેના દેહ રૂપી ઘટમા પુનરાવૃત્તિ—ફરીને જન્મ લેવાપણું.

સત્વ રજ તમયુક્ત જે દેહ, તે સર્વ વિષે સમ બુદ્ધિ કરે જેહ;
ભિન્ન ભાવ ન હોય જેહને, તત્વજ્ઞાની કહિયે તેહને.　　　૪૪
વિપ્ર ગૌ હસ્તી શ્વપચ ને શુનિ, સઘળે સમદૃષ્ટિ કરે તે મુનિ;
એક બ્રહ્મ વિના નથી કો અન્ય, પંડિતને ભાસે નહિ ભિન્ન.　૪૫
આકાશવત્ વ્યાપક બ્રહ્મ જેહ, સઘળે સરખું શોભે તેહ;
પંડિત તે બ્રહ્મ એહ બુદ્ધિ ખરી, છે ચૈતન્ય બ્રહ્મ રહ્યો સર્વ ભરી. ૪૬
સમગ્ર સંસાર જીત્યો તેણે જન, સમતત્વ વિષે સદા જેહનાં મન;
જે ઘટે કેવળ બ્રહ્મ વિચાર, સફળ જન્મ તેહનો નિર્ધાર.　　૪૭
જીવ સમસ્તમાં ઉત્તમ તેહ, અર્જુન એહમાં નહિ સંદેહ;
સકળ સાધન તેણે કીધાં સહી, જેહને બ્રહ્મ વિણ બીજું ભાસે નહિ. ૪૮
નિર્દોષ સમ સર્વત્ર તે બ્રહ્મ, તે બ્રહ્મ જાણ્યે ભાજે ભવભર્મ;
તે સદા સર્વદા બ્રહ્મ વિષે જાણ, તે સર્વોત્તમ કહે શારંગપાણ. ૪૯
સ્થિર થઇ જન સાંભળજો સહુ, હવે બ્રહ્મ પામ્યાનું લક્ષણ કહું;
જે પ્રિય પામ્યે કાંઇ હર્ષ ન ધરે, અપ્રિય પામ્યે શોક નવ કરે. ૫૦
સ્થિર બુદ્ધિ તે જાણે જન, જેહનું શુભાશુભે વળે નહિ મન;
અસંમૂઢ ભાઈ તેહનું નામ, જેને નહિ મનોરથ કામ.　　　૫૧
જેના દ્વૈતભાવ વિષય સર્વ ગયા, તે બ્રહ્મવિદ વિષે સ્થિર થયા;
બ્રહ્મરસે કદી તૃપ્ત જે જન, તે યોગીનાં એવાં ચિન્હ.　　　૫૨

---

૪૪ સત્વ રજ તમયુક્ત—ત્રણે ગુણ વાળા ( દેહ ). ૪૫ શ્વપચ—ચાંડાળ. શુનિ—કૂતરો—કૂતરી ૪૬ પંડિત ઇ૦—સર્વત્ર બ્રહ્મ છે એવી ખરી બુદ્ધિ જેની છે તે પંડિત જાણવો. અથવા પંડિત એજ બ્રહ્મ છે એ બુદ્ધિ ખરી ( સારી ) છે.

૫૧ અસંમૂઢ—મોહ નહિ પામેલો. ૫૨ દ્વૈતભાવ—જગત્ અને બ્રહ્મ ભિન્ન છે એવી ભાવનાને દ્વૈતભાવ કહે છે. વિષમ દૃષ્ટિ વગેરે દ્વૈતભાવના વિષય છે. એ દ્વૈતભાવના સર્વે વિષય જેના ગયા છે, તે પુરૂષો બ્રહ્મવિદ્ ( બ્રહ્મવેત્તાઓ )ની ગણનામાં સ્થિર થયા છે.

વિષય માંહે ચિત્ત ન હોયે જેહનું, વિદિત આત્મા નામ તેહનુ,
સમ્યક્ આત્મા જાણે જેહ, અક્ષય સુખ ભોગવે જન તેહ ૫૩
યોગે કરી મુક્ત જે સદા, તે બ્રહ્મસુખે કરી પામે અતિ મુદા,
બ્રહ્મસુખે જેહના મન ઠરે, તે વિષય ભોગની વાત નવ કરે ૫૪
વિષય સમસ્ત ઇદ્રિયના ભોગ, તે સદા દુ ખરૂપ મહારોગ,
આદ્ય તવ ત એ સર્વ જાણુ, ત્યા પ ડિત રમે નહિ નિર્વાણુ ૫૫
મુક્તિ માર્ગના અ તરાય એહ, કામ ક્રોધ મહારિપુ તેહ,
યત્ન કરી વશ કર તે ધીર, પછે આત્મ સુખ ભોગવ્ય તુ વીર ૫૬
આત્મ સુખ પામ્યો જેહ જન, આત્મા વિષે સદા મગન ,
જેણે વિષયભોગ સઘળા પરહર્યા,તે અ તર્ગત આત્મા વિષે ધર્યા ૫૭
આત્મ પ્રકાશ સદા જેહને, મહાયોગી કહિયે તેહને,
બ્રહ્મભૂત તે યોગી જાણુ, તે પામે અચળ બ્રહ્મ નિરવાણુ ૫૮
અર્જુન એવા મુનિજન જેહ, મુજને નિશ્ચે પામે તેહ,
જેને પાપતણો નહિ લેશ, નિવર્ત્યો મોહ દ્વૈત કલેશ ૫૯
ઇદ્રિ વિષય સકળ પરહરે, સર્વભૂતને હિત આચરે,
જેને વિષે વિષમતા નહિ, બ્રહ્મનિર્વાણુ તે પામે સહી ૬૦
કામ ક્રોધ મદ મત્સર ત્યાગ, દેહાદિક વિષે વૈરાગ,
નિશ્ચલ ચિત્ત સદા જેના હોય, જીવનમુક્ત યતિ તે સોય ૬૧

---

૫૩ વિદિતઆત્મા—આત્મવેત્તા ૫૫ આદ્ય તવ ત—આદિવાળા ને અ તવાળા ૫૭ અ તર્ગત ઈ૰—તે વિષય ભોગ સઘળા જેણે આત્મામા ધર્યા—માન્યા છે

૫૮ બ્રહ્મભૂત—બ્રહ્મરૂપ થયેલો ૬૦ બ્રહ્મનિર્વાણુ—બ્રહ્મને વિષે લય ( પામે છે )—મોક્ષ ( પામે છે )

વિદિત આત્મા યોગી જેહ, બ્રહ્મનિર્વાણ વિષે રમે તેહ;
જે નિરંતર એક આત્મા જોય, વિદિત આત્મા ભણિયે સોય. ૬૨
એ આત્મવિદનો માર્ગ કહ્યો, તે કૃષ્ણકૃપાએ સંતે લહ્યો,
વળી ધ્યાન યોગ તે મોક્ષનું અંગ, તે અર્જુન પ્રત્યે કહે શ્રીરંગ. ૬૩
બાહ્ય સ્પર્શ વિષયના ફંદ, જે શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ;
તે સમસ્ત વિષય છાંડવા મિત્ર, એણીપેરે કરવું ચિત્ત પવિત્ર. ૬૪
સ્થિર આસને બેશી એકાંત, નિશ્ચલ કરવું ચંચળ ચંત,
ભ્રૂમધ્યે ચક્ષુ તે મેહેલ્ય, ખેચરી મુદ્રાએ નિત્ય ખેલ્ય. ૬૫
મુખ નાસિકા મધ્ય વહે પ્રાણ, અધોગત અપાન તે જાણ;
એહુને તું સમ કરી રાખ્ય, અર્જુન મારી વિનતિ દાખ્ય ૬૬
મન બુદ્ધિ ઇંદ્રિય જીતે જેહ, મુનિ મુક્તિપરાયણ તેહ;
ભય ક્રોધ ઇચ્છા જેહને નહિ, જેને સદા એ બુદ્ધિ મુક્ત તે સહી ૬૭
જે એવો મુજને જાણી ધ્યાય, તે સંસાર ક્લેશથી સદ્ય મૂકાય,
યજ્ઞ તપનો ભોક્તા તે હું ય, અર્જુન નિશ્ચય જાણે તુંય. ૬૮
મુને સર્વ લોકનો મહેશ્વર જાણ, સર્વ ભૂતનો સુહૃદ પ્રમાણ;
એવો સર્વોત્તમ મુને જાણે જેહ, પરમ શાંતિપદ પામે તેહ ૬૯

---

૬૪ બાહ્ય—બહારના સ્પર્શ—ઇંદ્રિયોના વિષયો બાહ્ય સ્પર્શ જે વિષયના ફંદ છે, એવો અન્વય કરવો ૬૫ ભ્રૂ—ભૃકુટી ખેચરી મુદ્રા—દૃષ્ટિ ભૃકુટીમાં રાખી મૂકવી તે

૬૬ મુખ ઇ૦—મુખ ને નાસિકાની મધ્યે પ્રાણવાયુ વહેછે અને અપાન વાયુ અધોગત ( નીચેના ભાગમાં ) વહે છે તે એઉને સમાન કરી રાખ —બન્ને નાસિકામાંથી સમાન વાયુ વહે એમ કર

૬૮ ધ્યાય—( મારૂં ) ધ્યાન કરે ભોક્તા—ભોગવનાર—ગ્રહણકરનાર

પંચમે પ્રકૃતિ યોગ તે કહ્યો, તે કૃષ્ણ કૃપાએ સંતે લહ્યો;
કર જોડી કહે નરહરિ દાસ, કૃષ્ણજી પૂરે મનની આશ. ૭૦
અંતરયામી સર્વાવાસ, તેણે હૃદેકમળમાં કરયો પ્રકાશ;
ઉપજાવ્યું તેવું કહ્યું સહી, કહે નરહરિ કાંઈ જાણું નહિ. ૭૧

इति श्रीमहाभारते भीष्मपर्वणि श्रीमद्भगवद्गीता-सूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णाऽर्जुनसंवादे प्रकृतियोगो नाम पंचमोध्यायः ॥ ५ ॥

## અધ્યાય ૬ ઠો.

### રાગ પૂર્વછાયો.

છઠ્ઠે આત્મ સંયમ કહે, ભાઈ અર્જુનને ભગવાન,
ચંચલ મન નિશ્ચળ હોય, તે ગ્રહેજો થઈ સાવધાન. ૧
સાધન જે જે બોલિયા, અને બોલશે વળી જેહ,
નિરધારી તમે જાણજો, સત્વશુદ્ધિ અર્થે તેહ ૨
સભય સવિષય યોગ એ, તેનું આવે એણી પેરે જ્ઞાન,
ભય ફળને લોભે કરી, હોય મન સાવધાન ૩
ભય કરી વિકર્મથી ઓસરે, અને ફળ લોભે કરે સત્કર્મ;
સત્કર્મે સત્વશુદ્ધિ હોયે, સત્વશુદ્ધિએ પામે પરબ્રહ્મ ૪
સત્કર્મે સત્વશુદ્ધિ હોયે, સત્વ શુદ્ધિએ આવે સદ્ય જ્ઞાન,
જ્ઞાની નિર્ભય જાણિયે, જ્ઞાને ગળે અભિમાન ૫
મળ્યો નિરૂપાધિ ઉપાધિને, કહાવે તે શિવ જીવ,
ઉપાધિ ટળે એ વસ્તુ છે, નહિ જીવ એ શિવ ૬

---

૨ સત્વશુદ્ધિ—સત્વ ગુણની શુદ્ધિ ૩ સભય ઇ૦—એ યોગ ( કર્મ-યોગ ) સભય ( ભય સહિત ) છે તથા સવિષય ( વિષયફળ સહિત ) છે તેનુ જ્ઞાન આ પ્રકારે આવે છે—થાય છે તેનો અર્થ આ પ્રમાણે છે, ભયફળ ઇ૦—ભયના યોગથી તથા ફળના લોભથી મન સાવધાન રહેછે શી રીતે સાવધાન રહે છે તે કહેછે ભયે ઇ૦ વિકર્મ—નિષિદ્ધ કર્મ

૫ જ્ઞાની ઇ૦—" જ્ઞાને જે ભાઈ જાણિયે " એવો પાઠ છે ૬ મળ્યો ઇ૦—નિરૂપાધિ ( આત્મ તત્વ ) ઉપાધિ ( માયા તત્વ )ને મળ્યો, ત્યારે તે શિવ ( બ્રહ્મ ) ટળીને જીવ કહાવે છે વસ્તુ—તત્વ

આપણુપાના અજ્ઞાનથી, એ આપણુપે અવરાય,
આપણુપાને જ્ઞાને કરી, આપણુપે શુદ્ધ થાય ૭
શીઘ્ર થઇ જન આદરો, કરો આપણુપુ સાવધાન,
સત્ક્રિયા આચરતે ઘડે, આવે આત્મજ્ઞાન. ૮

## શ્રીભગવાન ઉવાચ.

## ચોપાઇ.

તેહ સન્યાસી કર્મયોગી જેહ, કર્મફળને આશ્રય નહિ તેહ,
ફળ તજ્યે સન્યાસી હોય, કર્તા માટે કર્મયોગી સોય ૯
તે ગૃહસ્થ માટે ક્રિયા સર્વ કરે, જ્ઞાની માટે કર્મફળ પરહરે,
તે કર્તાથકા અકર્તા જાણ, અર્જુન એવો અનુભવ આણ ૧૦
કર્મયોગ અને સન્યાસ, એ બેહુનો એક સમાસ,
વેદશાસ્ત્ર વળી કહે એમ, પંડિત જાણે જ્યમ છે તેમ ૧૧
ફળ તજી સત્કર્મ કરે જેહ, જોગી માટી જે વિરલા તેહ,
જે ફળ અહંકારતણો કરે નાશ, તે પરમાર્થ અર્જુન સન્યાસ ૧૨
જે કર્મયોગ આચરે અર્જુન, ધ્યાનયોગ તે પામે જન,
જે ધ્યાન યોગની ઇચ્છા કરે, તે પ્રથમ કર્મ યોગ આચરે ૧૩
કર્મ કરતા યોગારૂઢ હોય, પછી શમો ગુણ પામે સોય,

---

૭ આપણુપુ—પોતાનું સ્વરૂપ આપણ્પે—પોતાની મેળે અવરાય—ઢંકાય ૯ તેહ ઇ૦—અહીંથી અધ્યાય શરૂ થાયછે

૧૨ પરમાય ઇ૦—હે અર્જુન—પરમાર્થેત (ખરેખર જોતા) સન્યાસ તેનેજ કહેછે ૧૪ શમો ગુણ—શમ ગુણ યોગારૂઢ થવાની( યોગને માર્ગે ચઢવાની ) ઇચ્છાવાળાએ પ્રથમ કર્મ કરવા તથા તેમ કરતા જ્યારે તેને શમ ગુણ પ્રાપ્ત થાય ત્યારે તે યોગને માર્ગે ચઢ્યો એમ જાણવુ

યોગારૂઢનું લક્ષણુ જેહ, સાંભળ અર્જુન કહું તુજ તેહ. ૧૪
જ્યારે ઇંદ્રીતણા વિષય પરહરે, કર્મતણી ઇચ્છા નવ કરે;
સર્વ સંકલ્પ તજે જે કોય, યોગારૂઢ સંન્યાસી સોય. ૧૫
યોગારૂઢ [ હોય ] આત્મા જેહ, આત્માને ઉદ્ધરે ત્યાં તેહ;
સંસાર વિષે બોળ્યું આપે આપ, ત્યાંક્ષણુ ભોગવે શોક સંતાપ. ૧૬
આત્મા આત્માનો બંધુ પ્રમાણુ, આત્મા આત્માનો રિપુ જાણુ;
આત્મા આત્મારત જ્યારે હોય, બંધુ લક્ષણુ ત્યાં ભણિયે સોય. ૧૭
આત્મા અનાત્માશું કરે પ્રીત, રિપુ આત્માતણી એહ રીત;
તું આત્મા આત્માનો બંધુ કરે, અર્જુન એહ હૃદે અનુભવ ધરે.૧૮
દેહ ઇંદ્રી મન વશ જેહને, જીતાત્મા કહિયે તેહને;
ત્યાં અહંકારતણો નહિ લેશ, પ્રશાંત તેહને કહે વિશ્વેશ. ૧૯
જે આપ પરમાંહે વસ્તુજ લહે, પરમાત્મ સમાધિ કૃષ્ણુ તે કહે;
તેને શીતોષ્ણુ સુખ દુઃખ સમાન, તથા વળી માનાપમાન. ૨૦
વળી યોગારૂઢનું લક્ષણુ જેહ, સાંભળ્ય અર્જુન કહુંછું તેહ;
જ્ઞાન વિજ્ઞાને તૃપ્ત જેનાં મન, સર્વથકી અલગા જેહ જન. ૨૧
જીતેંદ્રિય યોગી તેહ જાણુ, સદા તેહ સાવધાન પરમાણુ;
•જેહને સુવર્ણ લોહ અશ્મ તુલ્ય હોય, યોગારૂઢ સંન્યાસી સોય.૨૨
જે સર્વ ભૂત વિષે સમદૃષ્ટિ કરે, તે ઉત્તમ યોગી હરિ ઉચ્ચરે;
સુહૃદ મિત્ર ઉદાસી જીવ, ત્યાં સદા સર્વદા જાણે શિવ. ૨૩
મધ્યસ્થ દ્વેષ્ય વળી બંધુ વર્ગ, આ સર્વ બ્રહ્મ પાતાળ ભૂ સ્વર્ગ;

---

૧૬ સંસારમાં આપે (પોતેજ) પોતાને બોળનારો છે. ત્યાં ક્ષણ—'ત્યાંકણે' ના અર્થમાં. ૨૦ વસ્તુ—(આત્મા રૂપી.)

૨૨ અશ્મ—પથરો. જેને સોનું, લોઢું ને પથરો સમાન હોય. ૨૩ સુહૃદ—વાહાલા. ઉદાસી—તટસ્થ—તિરાહિત. શિવ—પરમાત્મા.

મહાસાધુ મહાપાપી જેહ, તે ઉભય મધ્ય દેખે મુને તેહ. ૨૪
ઈમ સર્વ વિષે કરે દૃષ્ટિ સમાન, કો કાળે ન હોયે દ્વૈતનું ભાન;
અર્જુન નિરધારે કહું એહ, સર્વપે અતિ ઉત્તમ તેહ. ૨૫
યોગારૂઢ પામે બ્રહ્મ જ્ઞાન, જ્ઞાને હોય તે દૃષ્ટિ સમાન,
તે યોગ પામવાનો જે ઉપાય, અનુક્રમે કહે ત્રિભુવનરાય. ૨૬
દેહ ઇંદ્રી અંતઃકરણ જેહ, જોગીએ નિરંતર જીતવા તેહ;
એકાંત વિષે તેણે રહેવું જઇ, એકાકી જીત ચિત્ત મૌન ગ્રહી. ૨૭
આશા તૃષ્ણા તજવી સહી, વિષયપરિગ્રહ રાખવો નહિ;
અભ્યાસપર જોગી મન કરે, વળી આસનનો વિધિ હરિ ઉચ્ચરે. ૨૮
પવિત્ર દેશ વિષે અર્જુન, ત્યાં જઇ કરવું સ્થિર આસન;
અતિ ઉંચુ અતિ નીચું નહિ, જ્યમ આત્મા સુખ પામે સહી. ૨૯
સમ ભૂમિ ઉપરે કુશ પાથરે, વળી તે ઉપર મૃગચર્મજ ધરે;
શુદ્ધ વસ્ત્ર તે ઉપરે ધરી, તેણે આસને બેસવું કહે હરિ. ૩૦
ત્યહાં બેશી એકાગ્ર મન કરે, સંકલ્પ વિકલ્પ સહુ પરહરે;
સમસ્ત ઇંદ્રીતણી વૃત્તિ તજે, એક ચિત્તે પરમેશ્વરને ભજે. ૩૧
ઇમ આસન બેશી યોગીજન, યોગ વિષે પ્રયોજે મન;

---

૨૪ મધ્યસ્થ—મિત્ર નહિ તેમ શત્રુ પણ નહિ એવો મનુષ્ય. દ્વેષ્ય—અપ્રિય. મુને—પરમાત્માને. દ્વૈત—બેપણું

૨૭ એકાકી—એકલો. જીતચિત્ત—ચિત્ત જેણે વશ કર્યું છે એવો. મૌન—મુનિપણું—વાણી બંધ કરી રહેવું તે. ૨૮ વિષયપરિગ્રહ—વિષયોનું સાહિત્ય. અભ્યાસ ઈ૦—જોગી પોતાના મનને અભ્યાસ પરાયણ કરે.

૩૦ સમ—સરખી—ખાડા ટેકરા વિનાની. કુશ—દર્ભ—દર્ભની સાદડી.

આત્મવિશુદ્ધિ તેહનું નામ, જે નિશ્ચલ ચિત્ત સદા રહે ઠામ. ૩૨
મસ્તક કોટ અને વળી કાય, એ સમ રાખ્યે યોગીએ યોગ થાય;
સ્થાણુવત્ સ્થિર થાવું સહી, દિશ વિદિશ પ્રત્યે જોવું નહિ. ૩૩
આપણી નાસિકાનું અગ્ર જોય, ઇમ કરતાં મન તે સ્થિર હોય;
શાંત ચિત્ત સર્વ ભય પરહરી, રહેવું બ્રહ્મચર્ય આદરી. ૩૪
એકાગ્ર ચિત્ત મારે વિષે ધરે, મારૂં સ્મરણ નિરંતર કરે;
મારૂં સ્મરણ વાંચ્છે જન જેહ, યુક્ત યોગી ભણીજે તેહ. ૩૫
ઈમ સદા મત્પર જે યોગી જન, તેહનું નિર્મળ નિશ્ચળ હોય મન;
રહે મર્યાદામાં મન જેહનું, હોય સ્વાત્મરત સદા તેહનું. ૩૬
શાંતિ નિર્વાણ પરમપદ જેહ, મારી દિશને પામે તેહ;
સમાધિને અનુસરચા જે કોય, મોક્ષમાર્ગ તો પામે સોય. ૩૭
એહ માર્ગ મુજને આધીન, મુજથકો નહિ તે ભિન્ન;
મુજને સદ્ય પમાડે એહ, અર્જુન એમાં નહિ સંદેહ. ૩૮
સર્વ મર્યાદા હોય જેહને, ઉત્તમ યોગ આવે તેહને;
ઘણો આહાર જે યોગી કરે, તો તેહને ભાઈ યોગ ન ઠરે. ૩૯
ભૂખ્યો રહે તો યોગ ન થાય, મન તે આહાર પૂઠે ધાય;
ઘણી નિદ્રાએ ન આવે યોગ, અતિ જાગ્યે [ પણ ] વાધે રોગ. ૪૦
સાવધાન હોય યોગી જેહ, અર્જુન યોગને પામે તેહ;
જેને યુક્ત આહાર ને યુક્ત વિહાર, તેહને યોગ આવે નિરધાર ૪૧
પાણી વાયુ સુખે વર્તે ઠામ, યુક્ત આહાર તો તેહનું નામ;

---

૩૨ પ્રયોજે—યોજે. આત્મવિશુદ્ધિ ઇ૦—અંતઃકરણની શુદ્ધિ. મતલબ કે એવી આત્મવિશુદ્ધિ થવા માટે યોગ કરવો. ૩૩ સ્થાણુ—ઝાડનું ઠુંઠું.
૩૫ યુક્ત—યોગમાં યોજાયલો. ૩૬ સ્વાત્મરત—આત્માને વિષે આસક્ત. ૩૭ દિશ—દશા—સ્થિતિ. ૩૯ મર્યાદા—( નિયમ રૂપી ). ૪૧ યુક્ત—નિયમિત.

ઈંદ્રી સકળ ચેષ્ટા અલ્પ કરે, યુક્ત વિહાર હરિ તે ઉચ્ચરે. ૪૨
જાગ્રત નિદ્રા યુક્તજ હોય, અર્જુન યોગ તે પામે સોય;
થોડું જાગે થોડું સૂએ, ક્ષણ ક્ષણ પ્રત્યે તત્ત્વને જુએ. ૪૩
એવી પેરે યોગીને યોગ હોય, દુઃખ સઘળાં સદ્ય ટાળે સોય,
યોગ આવ્યો તે કયમ જાણિયે, કહો કિયે ચિન્હે તે પરમાણિયે. ૪૪
જ્યારે ચિત્ત સમ્યક્ સ્થિર થયું, આત્મા વિષે નિશ્ચળ થઈ રહ્યું;
સ્પૃહા મન ઉપજે જેવારે કશી, યોગારૂઢની દશા છે અશી ૪૫
કામકામના જ્યારે શમે, ત્યારે યોગીનુ મન બ્રહ્મમા રમે;
જેહો પામ્યો યોગ પરમ પવિત્ર, તેહનાં એવા લક્ષણ મિત્ર. ૪૬
આત્મનિષ્ઠ હોય જેહનું મન, કૃષ્ણજી કરે તેહનું વર્ણન,
નિવાત સ્થાન દીપક જેહ, અર્જુન શિખા ચલે નહિ તેહ ૪૭
ત્યમ જોગીનું મન ડોલે નહિ, આત્મા વિષે મગન થયો સહી;
જેહનું સદા એકાગ્ર ચ ત, તે આત્મરત જોગી મહ ત. ૪૮
વિષય થકો ચિત્ત પામે વિરામ, સેવે યોગ સદા નિષ્કામ,
ત્યારે ચિત્ત નિશ્ચલ તો હોય, પછી આત્મા વિષે આત્માને જોય. ૪૯
આત્મા જોતાં ટળે દુ ખ દ્વ દ્વ. તે સદા અનુભવે પરમાન દ,
આત્મસુખ પામ્યું મન જેહ, અતિસ તુષ્ટ ગળિયાત તેહ ૫૦

---

૪૨ પાણી ઈ૦—જઠરમા પાણી અને વાયુ વગેરેને પોત પોતાના ઠામે સુખે કરીને વર્તવાનુ (ગતિ કરવાનુ) બની આવે એવા આહારને યુક્ત આહાર કહેછે

૪૩ જાગ્રત ઈ૦—જેનુ જાગવુ ને ઊંઘવુ પણ નિયમિત હોય ૪૫ અશી—એવી ૪૬ કામકામના—મનોરથની ઇચ્છા ૪૭ આત્મનિષ્ઠ—આત્મામા સ્થિતિવાળું નિવાત સ્થાન—પવન વગરનુ સ્થાન શિખા—જ્યોતિ ૪૮ ચત—ચિત્ત ૫૦ ગળિયાત તેહ—"રગિઆયત નેહ" એવો પાઠ છે.

આત્મસ્વરૂપ વિષે સુખ ઘણું, કયી પેરે વર્ણન કરૂં તેહતણું;
આત્યંતિક સુખ જેણે લહ્યું, તેહનું મન અમન ત્યાં થયું. ૫૧
તે સુખ ઇંદ્રિય ગ્રહ્યું ન જાય, બુદ્ધિએ તેહનું માન ન થાય;
તો વાણીએ વક્તવ્ય કેઇ પેરે કરે, ત્યાં બુદ્ધીંદ્રી તે નવ સંચરે. ૫૨
તે સુખ જાણે જીવ જેણી વાર, ત્યારે પામે આનંદ અપાર;
પરમાર્થ સુખ પામ્યે નવ ચળે, તે યોગી તેહમાંહિ ભળે. ૫૩
એ સુખ અતિ દુર્લભ તે જાણ, એવું બોલે શારંગપાણ;
જે ઉપરાંત અધિક સુખ નથી, જોયું વિવિધ પેરે મેં કથી. ૫૪
જેહ પામી વળી પામવું નહિ, પરમાર્થ પરમતત્વ તે સહી;
આત્મ સ્વરૂપ વિષે રહે જેહ, મહાદુઃખે ચળે નહિ તેહ. ૫૫
એ યોગાભ્યાસતણું ફળ કહ્યુ, મહાનુભાવ યોગીએ લહ્યુ;
એ સુખનો કરવો અભ્યાસ, એવું બોલે શ્રીવિશ્વાવાસ. ૫૬
એ યોગતણે સંયોગે કરી, સકળ દુઃખ ટળે કહે હરિ,
કાયરપણું ચિત્તનું પરહરો, યોગતણો અભ્યાસજ કરો. ૫૭
કરતા યોગતણો અભ્યાસ, હોય નિર્મળ નિશ્ચલ ચિત્ત પ્રકાશ;
ચિત્તતણા સંકલ્પ કામ ભોગ, વિષય સમસ્ત કરીને વિયોગ. ૫૮

---

૫૧ આત્યંતિક—અસતની પરિસીમાનું. અમન થયુ—( મનનો તેમા લય થવાથી ) ૫૨ માન—માપ અસલમા એમ છે કે, " सुखमात्यतिक यत्तद्बुद्धिग्राह्यमतींद्रियम् "—" ઇંદ્રિયો જેને જાણી શકે નહિ, પણ કેવળ ( જ્ઞાનરૂપ ) બુદ્ધિથીજ જેનુ ગ્રહણ થઇ શકે એવું જે આત્યંતિક સુખ, તે એ છે " તે સુખ વાણીએ કરીને વક્તવ્ય ( બોલવા જેવું ) શી રીતે કરાય ? ૫૩ પરમાર્થ—વસ્તુતઃ—ખરેખર

૫૬ મહાનુભાવ—મોટા પ્રભાવવાળા ૫૮ વિયોગ કરીને—મતલબ કે તજીને.

તન્ય સર્વ અશેષ વિકાર, વિવેકવતી બુદ્ધિ ધરી નિરધાર,
મન સહિત ઇંદ્રી જે ગ્રામ, તેહને વશ કરી પામ વિશ્રામ ૫૯
જો મન સ્થિર થાય નહિ વીર, તો ધારણા કરી સ્થિર કીજે ધીર,
શનૈ શનૈ વિષયનો કર ત્યાગ, બુદ્ધિ ધૈર્ય ધરી તીવ્ર વેરાગ ૬૦
એણી પેરે મનને વશ કરે, આત્મસ્વરૂપ વિષે લેઇ ધરે,
આત્મા વિષે મગન જ્યારે હોય, વળતુ કાંઈ ન ચિંતવે સોય ૬૧
અતિ ચંચળ અસ્થિર મન જેહ, જે જે પદાર્થ ભણી જાયે તેહ,
ત્યાં ત્યાંથી પાછું સંવરી, આત્મા વિષે રાખો સ્થિર કરી ૬૨
ઇમ વળી વળી મન વશ કરે જેહ અર્જુન અતિ સુખ પામે તેહ,
પ્રશાંત મન જેહનુ હોય, ઉત્તમ સુખ પામે યોગી સોય ૬૩
જેહ પુણ્ય પાપ રહિત ગુણકર્મા, તે જીવનમુક્ત જોગી પરબ્રહ્મ,
આત્મરત હોય જે મંત, તે ઉત્તમ સુખ પામે મહંત ૬૪
જેહ પ્રકાર તે પ્રકાર મે કહ્યો, અર્જુન હૃદયે જેણે ગ્રહ્યો,
તેના પાપ વિષય વિઘ્ન સર્વ ટળે, જેહનુ મન પરબ્રહ્મશુ મળે ૬૫
જેણે મુજશુ કીધો અતિ સ્નેહ, અનંત સુખ ભોગવે ત્યાં તેહ,
જે સુખની તુલા ન આવે કોય, બ્રહ્માનંદ સુખ ભણિયે સોય ૬૬
જેનુ યોગે કરી નિર્મળ ચિત્ત થયુ, તેણે તત્વ યથારથ લહ્યુ,
તે ઇશ્વર વિષે વિશ્વને જોય, વિશ્વ વિષે ઇશ્વર લહે સોય ૬૭
ઇશ્વર વિના પદારથ નથી, સત્ય સત્ય અર્જુન કહુ કથી,
સમદર્શી કહિયે તેહને, ભિન્નભાવ ન હોય જેહને ૬૮

---

૫૯ અશેષ—તમામ ૫૮ ગ્રામ—સમુદાય ૬૦ શનૈ શનૈ—ધીમે ધીમે બુદ્ધિ ઇ૦—બુદ્ધિમા ધીરજ રાખીને ને તીવ્ર વૈરાગ્ય ધરીને

૬૩ પ્રશાંત—અતિ શાંત રહિત—પુણ્યપાપ તથા શુભાશુભકર્મથી રહિત ૬૬ તુલા—બરોબરી

ભૂતમાં આત્મા આત્મામાં ભૂત, ઇમ જાણે તે મુનિ અવધૂત;
સમદર્શી પુરૂષ જેહ હોય, તેહની તુલાએ ન આવે કોય. ૬૯
સર્વ ભૂતનો આત્મા તે હુંય, અર્જુન નિશ્ચે જાણે તુંય;
આ સર્વ ભૂત મારે વિષે જોય, મુજથું પ્રથક્ ન ભાસે કોય. ૭૦
જે સર્વ ભૂતમાં નિહાળે મુજને, તે આત્મદર્શી કહું હું તુજને;
હું તેહને જોઉં તે મુજને જોય, હું તે વચ્ચે અંતર નવ હોય. ૭૧
તે તે હુંય ને હુંય તે તેહ, અર્જુન એહમાં નહિ સંદેહ;
જે સર્વ ભૂતમાં મુજને જોય, એક દૃષ્ટે નિહાળે જે કોય. ૭૨
વાસુદેવ બુદ્ધિએ સર્વને ભજે, ભિન્નભાવ અંતરથી તજે:
એવો સમદર્શી પુરૂષ જે મિત્ર, તેહ કદાચિત્ કર્મ કરે જો વિચિત્ર. ૭૩
તોયે તે મુજથી અલગો ન થાય, અર્જુન તે મુજ માંહિ સમાય;
તેહને મેં મારૂં પદ આપ્યું સહી, અહીં કાંઇ સંશય કરવો નહિ. ૭૪
તે જ્ઞાનીથકો સર્વને હિત કરે, તે સર્વોત્કૃષ્ટ કૃષ્ણજી ઉચ્ચરે;
તે આપણપાની ઉપમા સર્વત્ર, સુખદુઃખ સરખાં દેખે મિત્ર. ૭૫
જેણે આપણપું સુખ પામે સહી, તે કૃત્ય કહેને કરવું નહિ;
જેણે આપણપું સુખ પામે સદા, તે સર્વને આચરાય ધરી મુદા. ૭૬
એવો સમદર્શી સંત તો જેહ, મુજને અતિ વલ્લભ તો તેહ;
સર્વપે ઉત્તમ તેહ જાણ, જેને દર્શને પામે પદ નિર્વાણ. ૭૭
અર્જુનને આશંકા થઈ, વળી કૃષ્ણ પ્રત્યે એમ પૂછે સહી;

---

૬૯ ભૂત—પ્રાણી પદાર્થ વગેરે. ૭૦ મુજથું—મારાથી પૃથક્—જુદું. ૭૧ હું તે વચ્ચે—મારી વચ્ચે ને તેની વચ્ચે ૭૫ તે ઇ૦—તે આપણપાની (પોતાની) ઉપમાએ સર્વત્ર દેખે—સહુને પોતાના જેવાં જાણે ૭૬ આપણપું—આત્મા.

સમબુદ્ધિલક્ષણ યોગ જ્યમ થાય, હું પૂછું તેહતણો ઉપાય. ૭૮

## અર્જુન ઉવાચ.

જેહ યોગ તમે ઉચ્ચર્યો, તે અમે કેઇ પેરે જાયે કર્યો;
સમ બુદ્ધિ કરવી મન સ્થિર કરી, ચાંહાં એવું નથી દેખતો શ્રીહરિ. ૭૯
એ ચંચલ મન દહો દિશે ધાય, કહો કૃષ્ણ તે ક્યમ સ્થિર થાય;
મન ચંચળ નિરધારે એહ, દ્દઢ ઉન્મત્ત મહાબળિયું તેહ. ૮૦
તેહનો નિગ્રહ કહો ક્યમ હોય, વાયુતણી પેરે દુષ્કર સોય;
જો એ વાયુને દંડ દેવાય, તો તો સ્વામી મન વશ થાય. ૮૧
અર્જુનનાં વાયક ને સુણી, વળતું બોલ્યા ત્રિભુવન ધણી;
મિત્ર સાચું કહ્યું તેં એહ, પણ ઉપાયવશ થાયે તેહ. ૮૨

## શ્રીભગવાન ઉવાચ.

અર્જુન એમાં સંશય નહિ, ચંચલ મન દુર્નિગ્રહ સહી;
અભ્યાસે વૈરાગે કરી, સુખે મન વશ થાયે અરિ. ૮૩.
મહદભ્યાસ તેહનું નામ, જે આત્મા વિણ ઠાલો નહિ ઠામ;
ઇમ જોતાં મન કહો ક્યાં જાય, ઉપજંતુ તે પાછું સમાય. ૮૪.
વૈરાગ્ય તેહને જાણો સહી, વિષયતણું સ્મરણ જ્યાંહાં નહિ;
નિર્વિષયતું મન રહે ઠામ, તેહને દુઃખ દેઈ ન શકે કામ. ૮૫.
અસ્થિર મન સદા રત ભોગ, તેહને દુઃખ ન હોયે વિયોગ;

---

૭૮ સમબુદ્ધિલક્ષણ—સર્વત્ર સમાન બુદ્ધિ રાખવી, એવું જેનુ લક્ષણ છે એવો ( યોગ ). ૮૦ નિરધારે—નક્કી.

૮૧ નિગ્રહ—કબજે ૮૩ દુર્નિગ્રહ—કબજે ન થાય એવું અરિ—શત્રુ રૂપી( મન ) ૮૪ મહદભ્યાસ—મોટો અભ્યાસ

આત્મજ્ઞાન તેહને આવે નહિ, મારી મતિ અર્જુન એ સહી. ૮૬
અભ્યાસ વૈરાગ્યયુક્ત જેહ જન, વશ કીધું જેણે ચંચળ મન;
તે ઉપાય કરતાં પામે જ્ઞાન, તેહને દુઃખતણું નહિ ભાન. ૮૭
અજીતાત્મા વિષયરત જેહ, ક્યમે જ્ઞાન ન પામે તેહ;
જીતાત્મા પામે સદ્ગતિ, મારી તો અર્જુન એહ મતિ. ૮૮
તત્વજ્ઞાન કાંઈ પામ્યું નહિ, મન મર્ણ કાળે યોગથી ચળ્યું સહી;
અપકવ જોગીની ગતિ જેહ, મુજને કૃષ્ણજી કહિયે તેહ. ૮૯

## અર્જુન ઉવાચ.

યત્નને અણકરતો જેહ યતિ, તેહના મન વિષે શ્રદ્ધા ભલી હતી;
મર્ણ સમય મન ચળ્યું યોગથી, અને યોગતણી સિદ્ધિ પામ્યું નથી ૯૦
તે કોણ ગતિ પામે શ્રીકૃષ્ણ, એ પ્રગટ કરી કહો મુજ વિષ્ણ,
અનેક પદાર્થ વિષે થયું ભ્રાંત, વળી મોહે કરી અવશ થયું ચિત્ત. ૯૧
જેણે યોગતણી સિદ્ધિ પામી નહિ, તે કોણ ગતિ પામે સહી;
તે ઉભય લોકથકો ભ્રષ્ટ થાય, યોગકર્મથકો તેહ જાય. ૯૨
કે કેવળ પામે તે નાશ, મહાબાહો એનો કરો સમાસ;
જે બ્રહ્મમાર્ગ વિષે મૂઢ થયો, એવો અપ્રતિષ્ઠિત યોગી ક્યાં ગયો? ૯૩

---

૮૬ સદા રત ભોગ—સદૈવ ભોગમા આસક્ત તેને દુઃખનો વિયોગ ન હોય—તેનું દુઃખ મટે નહિ

૮૮ અજિતાત્મા—મન જેણે જીત્યું નથી એવો વિષયરત—વિષયમા આસક્ત. જિતાત્મા—મન જેણે જીત્યુ છે એવો ૯૦ અણ કરતો—નહિ કરતો.

૯૧ ભ્રાંત—ભ્રમિત અવશ—અસ્વાધીન ૯૩ સમાસ કરો—ખુલાસો કરો અપ્રતિષ્ઠિત—સ્થિર નહિ થયેલો

એ સંશય મારો પરહરો, સ્વામી યથાર્થ મર્મ ઉચ્ચરો;
તમ વિના એ સંશય નવ ટળે, જો કોટિક મહા પંડિત તે મળે. ૯૪

## શ્રીભગવાન ઉવાચ.

અર્જુનનાં વાયક તે સુણી, વળતું બોલ્યા ત્રિભુવનધણી;
યોગભ્રષ્ટનો નાશ ન હોય, ઉત્તમ જન્મ તે પામે સોય. ૯૫
શુભ કર્મના કરતા જેહ, દુર્ગતિ કયમે ન પામે તેહ.
સદ્ગતિ પામે તે નિર્ધાર, અર્જુન ત્યાં કરવો નહિ વિચાર. ૯૬
અશ્વમેધાદિક મતકર્મ જે કરે, તેણે પુણ્યે કરી જ્યાહા સંચરે;
યોગ ભ્રષ્ટ પદપામે સોય, જ્યાહા અનેક દિવ્ય નાના ભોગ હોય.૯૭
અલ્પ પુણ્યે જ્યારે રોય અર્જુન, પછે ઈહ લોક આવે તેહ જન,
શુચિ શ્રીમ તતણે ઘરે તેહ, યોગભ્રષ્ટ ધરે ત્યા દેહ ૯૮
જેણે થોડો કાળ યોગ આચર્યો, તેહનો એહ સમાસ [મેં] કરયો;
જેણે ઘણો કાળ યોગ અભ્યશો, તેહનો માર્ગ કહુ સુણય અશો. ૯૯
અથવા જોગીને કુળે તેહ, કે બુદ્ધિવંત ઘરે પામે દેહ,
યોગભ્રષ્ટ અવતરે એણે ઠામ, વળતો ત્યાથી જાય સ્વધામ ૧૦૦
બુદ્ધિવંત યોગી ઘરે અવતાર, તે દુર્લભ પામે એણે સંસાર,
ત્યાહા કારણ તે કહે ભગવાન, તે સાભળજો થઈ સાવધાન. ૧૦૧
યોગીને કુળે અવતર્યો જેહ, પૂર્વ યોગ અભ્યાસે વળી તેહ;
ઘણું યત્ન કરતો જેહ જન, તે સમ્યક્ સિદ્ધ હોય કુરૂનંદન ૧૦૨

---

૯૭ નાના—વિધવિધના ૯૮ શુચિ—પવિત્ર ૯૯ અભ્યશો—અભ્યાસ કર્યો.

પૂર્વાભ્યાસને બળે કરી, યોગી મુક્તિપદ પામે ફરી;
મુજને જાણવા યોગ આચરે જેહ, શબ્દ બ્રહ્મને અતિવર્તે તેહ. ૧૦૩
યોગ વિષે યત્ન કરે ઘણું, સમગ્ર પાપ જાયે તેહતણું;
યોગાભ્યાસ કરે જે કોય, પરમ પવિત્ર ચિત્ત જેહનું હોય. ૧૦૪
અનેક જન્મને સંસ્કારે કરી, તે આત્મજ્ઞાન પામે કહે હરિ;
આત્મજ્ઞાને દિવ્ય ગતિ હોય, પરમ મુક્તિપદ પામે સોય. ૧૦૫
વ્રત સકળ કરતા જેહ જન, તેહપે અધિક યોગી અર્જુન;
વેદશાસ્ત્રવિત્ જ્ઞાની તે જાણ, તેપે યોગી અધિક પ્રમાણ. ૧૦૬
વેદોક્ત કર્મ કહ્યાં સર્વ જેહ, તેપે યોગી અધિક કહું એહ;
આત્મજ્ઞાન સદા જેહને, મહાયોગી કહિયે તેહને. ૧૦૭
તે માટે અર્જુન હવે તુંય, જોગી થા નિશ્ચે કહું હુંય;
અષ્ટાંગયોગ કર્ત્તા જેહ જન, તેપે મમ ભક્ત અધિક અર્જુન. ૧૦૮
જે મારૂં સ્મર્ણ નિરંતર કરે, અને મન મારા ચરણ વિષે ધરે;
શ્રદ્ધાપૂર્વક જે મુજને ભજે, દંભ અહંકાર રિપુ વિષય તજે. ૧૦૯
એવો મારો ભક્ત જે હોય, સર્વપે અતિ ઉત્તમ સોય;
છઠ્ઠે આત્મ સંયમ જોગ કહો, તે કૃષ્ણ કૃપાએ સંતે લહો. ૧૧૦

---

૧૦૩ શબ્દ બ્રહ્મને—વેદને. અર્થાત્ વેદમાં કહેલાં કર્મનાં ફળ જે સ્વર્ગાદિ તેને. અતિવર્ત્તે—ઉલ્લંઘે. મતલબ કે સ્વર્ગાદિ કરતાં અધિક ફળ પામે છે. ૧૦૬ વેદશાસ્ત્રવિત્—વેદ તથા શાસ્ત્રને જાણનારો.

૧૦૭ તેપે—તે કર્મ કરનારાઓથી. ૧૦૮ કર્ત્તા—આચરનારો. ૧૦૯ રિપુ—કામાદિક ષડ્વર્ગ.

અંતર્યામી સર્વાવાસ, તેણે હૃદયકમળમાં કર્યો પ્રકાશ;
ઉપજાવ્યું તેવું કહ્યું સહી, કહે નરહરિ કાંઇ જાણું નહિ. ૧૧૧

इति श्रीमहाभारते भीष्मपर्वणि श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णाऽर्जुनसंवादे सांख्ययोगो नाम षष्ठोऽध्यायः ॥ ६ ॥

# અધ્યાય ૭ મો.

## રાગ પૂર્વછાયો.

કૃષ્ણ વચન સુણી પાંડુપુત્ર, અતિ પામ્યો પરમાનંદ;
ઉત્તમ સાધન કૃષ્ણે કહ્યું, જેણે ટળે સમગ્ર તે દ્વંદ્વ. ૧
તપસી જ્ઞાની કર્મીથકા, જોગી અધિક તે જાણ;
અર્જુન તું યોગી થા, ઈમ કહ્યું શારંગપાણ. ૨
અષ્ટાંગ યોગ જે આચરે, વળી બીજા જે સાધનવંત;
તેપે મમભક્ત અતિ ભલા, ઈમ કહ્યું શ્રીમુખ શ્રીકાંત. ૩
અર્જુને મન માંહે ઇમ ધર્યું, હું પૂછું કૃષ્ણને એમ;
સ્વામી તમો કેવા અછો, અને ભજન તે થાય કેમ? ૪
અર્જુનના મન માંહલી, જાણી અંતર્યામીએ વાત;
શિષ્યને સુખ ઉપજાવવા, ઇમ બોલ્યા જગતાત. ૫
સપ્તમે પ્રભુજી અર્જુનને, કહે જ્ઞાન યોગ અતિસાર;
જેહ જાણ્યે સંશય ટળે, મળે આદિ પુરૂષ ઉદાર. ૬

### શ્રીભગવાન ઉવાચ.

### ચોપાઈ.

મારે વિષે આસક્ત જેહનાં મન, પારથ જોગી તેહ સંપન્ન;
યોજે મારે વિષે મન જેહ, મારે આશ્રય સદા રહે તેહ. ૭
મારા ભક્તને સંશય નહિ, તે સમગ્ર સ્વરૂપ મારૂં લહે સહી;
મારો ભક્ત જાણે મુજને, તે સ્વરૂપ પ્રકાર કહું તુજને. ૮

---

૧ સમગ્ર—બધા. દ્વંદ્વ—સુખદુ ખાદિના જોડા. ૪ અછો— છો. અર્થાત્ તમારૂં સ્વરૂપ કેવું છે! ૬ આદિ પુરૂષ—પરમાત્મા.

સકળ ગુણે સંપન્ન જે રૂપ, તેહને ભજતા ભક્ત હોય તદ્રૂપ;
સકળ સાધનતણું ફળ એહ, જેમ ચર્ણ વિષે ઉપજે અતિ સ્નેહ. ૯
ઈમ જાણી ભક્ત મુજને ભજે, મનથી માયા અવિદ્યા તજે;
જેણે પ્રકારે સ્વરૂપ જણાય, તેહ પ્રકાર કહે વૈકુંઠરાય. ૧૦
જ્ઞાન વિના જે નવ જાણિયે, જ્ઞાને પ્રગટ તે પરમાણિયે;
જ્ઞાનતણી મોટમ અતિ કહી, તે જ્ઞાનને પ્રગટ કહે હરિ સહી. ૧૧
વિજ્ઞાન સહિત અર્જુન જેહ જ્ઞાન, તે તુજને કહું સુણ્ય થઈ સાવધાન;
જે જાણ્યા પછી કાંઈ જાણવું નથી, સત્ય સત્ય અર્જુન કહું કથી. ૧૨
સમસ્ત પુરૂષાર્થનું ફળ એહ, તત્વજ્ઞાન પામે જે તેહ;
જ્ઞાને પુરૂષ સર્વજ્ઞ જ હોય, જ્ઞાને યથાર્થ સ્વરૂપ લહે સોય. ૧૩
ધર્મ અર્થ અને સાધે કામ, અર્જુન મનુષ્ય તો તેહનું નામ;
એવાં મનુષ્યનાં સહસ્ર બહુ હોય, તેમા મુક્તિ અર્થે યત્ન કરે કોય. ૧૪
મોક્ષાર્થી વળી મળે અતિ ઘણા, તેમા કોએક જ્ઞાતા તત્વ તેતણા;
તત્વે કરી જાણે મુજને જેહ, અર્જુન જાણજ વીરલા તેહ. ૧૫
સ્થૂલ સૂક્ષ્મ મારૂં લહે રૂપ, અને વળી જાણે સત્ય સ્વરૂપ;
ક્ષર અક્ષર અનક્ષર જે લહે, તત્વવેત્તા હરિ તેહને કહે. ૧૬
ભૂમિ આપ અનલ અને વાય, ખ મન બુદ્ધિ અહં કાર કહેવાય;
ભિન્ન પ્રકૃતિ અષ્ટધા એહ, સ્થૂલ રૂપ ક્ષર જાણે તેહ. ૧૭

---

૯ ચર્ણ વિષે—હરિના ચરણ વિષે ૧૦ અવિદ્યા—અજ્ઞાન ૧૨ વિજ્ઞાન—અનુભવ સહિત જ્ઞાન—અપરોક્ષ જ્ઞાન જ્ઞાન—પરોક્ષ જ્ઞાન ૧૩ પુરૂષાર્થ—ધર્મ, અર્થ, કામ, મોક્ષ, એ ચાર ૧૪ સહસ્ર બહુ હોય—અનેક હજાર હોય કોય—એકાદ

૧૭ ક્ષર, અક્ષર ને અનક્ષર ( અક્ષરાતીત ), એ ત્રણમાથી પ્રથમ ક્ષરનુ સ્વરૂપ વર્ણ્યું છે ભૂમિ ઇ૦ આપ—જળ અનળ—અગ્નિ ખ—આકાશ ભિન્ન—ભેદ પામેલી મતલબ કે મારી પ્રકૃતિ ભૂમિ વગેરે આઠ

એ અષ્ટથકી જે અન્ય પ્રકૃત્ય, અતિ ઉત્કૃષ્ટ તે જાણે સત્ય;<br>
તે જીવ ભૂત મારી કળા સહી, જે આ જગત સઘળું ધરી રહી. ૧૮<br>
અતિ વિશુદ્ધ ચેતન્ય જે જાણ, સૂક્ષ્મ અક્ષર તેહ પ્રમાણ;<br>
સૃષ્ટિતણાં કારણ એ બેહુ, જેણે કરી ઉપજે વિશ્વ સહુ. ૧૯<br>
પ્રકૃતિ પુરૂષથકે ભૂત હોય, સમસ્ત ભૂતને ધરે તે સોય;<br>
જગત સમગ્ર પ્રકટ હું કરૂં, વિશ્વ સમસ્તને હું સંવરૂં. ૨૦<br>
સ્થૂલ સૂક્ષ્મ અક્ષર જેહ, મુજથકી ઉપજે ભાઇ તેહ;<br>
અતિ સૂક્ષ્મ આ અનક્ષર હુંય, મેં સર્વથા વ્યાપ્યું જાણ સત્ય તુંય. ૨૧<br>
મુજથો પરમ ઉત્કૃષ્ટ કો નહિ, સત્ય સ્વરૂપ મુજને જાણે સહી;<br>
મુજથકે કિંચિત્ ભિન્ન નથી કોય, મારે વિષે આ વિશ્વ સર્વે જોય. ૨૨<br>
સૂત્ર આધારે મણિગણ જેમ, મારે વિષે વિશ્વ પ્રોત છે તેમ;<br>
હુંમાં વિશ્વને વિશ્વમાં હુંય, અર્જુન નિશ્ચે જાણે તુંય. ૨૩<br>
અર્જુન ભણે સુણો ભગવાન, જ્યમ મારે હૃદે રહે અખંડિત ધ્યાન;

---

રૂપમા વેહેચાયલી છે—એ બધાનુ મૂળ સ્વરૂપ એ મારી પ્રકૃતિ છે સ્થૂળ ઇ૦—એજ મારૂ સ્થૂળ રૂપ છે તથા તેજ મારૂ ક્ષર ( વિનાશી )રૂપ છે

. ૧૮ પ્રકૃત્ય—પ્રકૃતિ જીવભૂત—જીવરૂપે થયેલી કળા—વિભાગ ૧૯ સૂક્ષ્મ ઇ૦—તે જીવ એ મારૂ સૂક્ષ્મ સ્વરૂપ છે તથા એ મારૂ અક્ષર ( અ-વિનાશી ) સ્વરૂપ છે

૨૦ પ્રકૃતિ—ભૂમિ આદિકનુ મૂળ કારણ પુરૂષ—આત્મા ભૂત—ભૂમિ આદિક ભૂત—પ્રાણી માત્ર.

૨૧. સ્થૂલ ઇ૦—સ્થૂલ ક્ષર તથા સૂક્ષ્મ અક્ષર એ બે મારાથી ઉપજે છે અનક્ષરનુ સ્વરૂપ વર્ણવે છે સૂક્ષ્મ જીવ કરતા પણ અતિ સૂક્ષ્મ હુ અનક્ષર ( અક્ષરાતીત ) છુ વ્યાપ્યુ—( જગત્ ) અહીં અતિ સૂક્ષ્મ કહેવાનો એ અભિપ્રાય છે કે મન તેમા પ્રવેશ કરી શકતું નથી.

૨૩ મણિગણ—મણકાનો સમૂહ પ્રોત—પરોવાયલુ.

સ્વામી સર્વ ભૂતમાં તમો રહો, મુજને તે સ્વરૂપ પ્રગટ કરી કહો.૨૪<br>
અર્જુનની વિનતિ તે સુણી, વ્યાપક સ્વરૂપ કહે ત્રિભુવન ધણી;<br>
સર્વ ભૂતમાં રહેછે જ્યમ, ભક્ત પ્રત્યે પ્રભુજી કહે ત્યમ. ૨૫<br>
ઉદકમાંહે રસ તે હુંય, કુંતીપુત્ર સત્ય જાણે તુંય;<br>
ચંદ્ર સૂર્ય વિષે જેહ કાંત, તે તે હું જાણે સિદ્ધાંત. ૨૬<br>
સર્વ વેદ માંહે જે ઓંકાર, તે તે હું જાણે નિરધાર;<br>
આકાશ માહે શબ્દ જેહ, અર્જુન મારૂં સ્વરૂપ તો તેહ. ૨૭<br>
નર માંહે નરેંદ્ર તે હુંય, સાચું મિત્ર માનજે તુંય;<br>
પૃથ્વી વિષે પુણ્ય ગંધ જેહ, પાર્થ! મારૂં સ્વરૂપ તો તેહ. ૨૮<br>
વૈશ્વાનર વિષે મુજને જાણ, દેદીપ્ય તેજ તે હું પરમાણ;<br>
સર્વ ભૂતનું જીવન જે આય, તે તે હું કહે શ્રીજદુરાય. ૨૯<br>
તપસ્વીનું તપ તે હું સહી, જેહમા દ્વંદ્વ દુઃખ મોહ નહિ;<br>
સર્વ ભૂતતણું હું બીજ, મુજને સનાતન જાણીને રીઝ. ૩૦<br>
બુદ્ધિવંતની બુદ્ધિ જે સાર, તે તે હું જાણે નિર્ધાર,<br>
તેજસ્વી વિષે જેહ તેજ, તે મારૂં જાણી આણે હેજ. ૩૧<br>
કામરાગવર્જિત બળ જેહ, બળિયા વિષે અર્જુન હું તેહ;<br>
ભૂત વિષે અવિરૂદ્ધ જે ધર્મ, તે તે હું સમજે એહ મર્મ. ૩૨<br>
ભરતર્ષભ તું સાભળે વાત, કંદર્પ તે ત્યા હું સાક્ષાત;

---

૨૬ રસ—રસ નામની તન્માત્રા કાંત—કાંતિ ૨૮ પુણ્ય—ઉત્તમ. ૨૯ વૈશ્વાનર—અગ્નિ આય—આયુષ્ય અથવા આય (આ) જીવન તે મારૂં સ્વરૂપ છે. ૩૦ સનાતન—અનાદિ કાળથી ચાલતુ આવેલુ.

૩૨ રાગ—પ્રીતિ વર્જિત—વિનાનુ અવિરૂદ્ધ ઇ૦—અવિરૂદ્ધ એવો ધર્મ હુ છુ તથા તે ધર્મમા કામ તે મારૂ સ્વરૂપ છે, એવો અર્થ અહીં થાય છે. અસલમા "धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ" "ધર્મને અવિરૂદ્ધ એવો કામ મારૂ સ્વરૂપ છે" એમ છે.

સત્વ રજ તમતણા ભાવ બહુ, મુજ થકા ઉપજે તે સહુ. ૩૩
ગુણ સઘળા મારે વિષે જાણ, પણ મુજને ગુણાતીત પ્રમાણ;
અર્જુન ભણે સુણો શ્રીકાંત, જો સઘળે પ્રગટ તમો સિદ્ધાંત. ૩૪
તોયે લોક તમને કાં જાણતા નથી, તેહ કારણ કહો મુજ કથી;
એ જીવ સમસ્ત ત્રિગુણમય હોય, અને ત્રિગુણે તે ઉપજાવ્યા સોય. ૩૫
ત્રિગુણતણા ભાવ બહુ જેહ, તેણે ભાવે સર્વ વ્યાપ્યા તેહ;
ગુણ ભાવે મોહ્યા જેહ જન, તેણે કરી મુજ ન લહે અર્જુન. ૩૬
હું ગુણાતીત સ્વયં પ્રકાશ, અતિ ઉત્કૃષ્ટ અવ્યય અવિનાશ;
એ જીવ સમસ્ત પ્રકૃતિવશ હોય, તો તે મુજ ક્યમ જાણે સોય. ૩૭
અર્જુન કહે સુણો જગદાધાર, ક્યમ પામે જીવ પ્રકૃતિનો પાર;
વળતું વચન કહે ભગવાન, તે સાંભળજો જન થઇ સાવધાન. ૩૮
અર્જુન જે દૈવી ગુણમયી, મમ માયા દુરત્યય સહી;
મારૂં શરણ પામે જન જેહ, દુસ્તર મહાસુખે તરે તેહ. ૩૯
મુજને સર્વાંતર્યામી જાણી ધ્યાય, તે સર્વ કલેશથી સદ્ય મૂકાય;
પણ જેહનાં મન અવિદ્યામાં રમે, વિષયી પાર પામે નહિ ક્યમે. ૪૦
નરમાંહી અધમતા તેહ, પાપ કર્મ આચરે નિત્ય જેહ;
અવિવેકી મૂર્ખ જેહ જન, જેહનાં રમે વિષયમાં મન. ૪૧
માયાએ હરચાં જેહનાં જ્ઞાન, તેહનાં મન ઇંદ્રી નહિ સાવધાન;
અસુરભાવને આશ્રયી રહ્યા, મુજથકા વિમુખ તે થયા. ૪૨

---

૩૩ ભરતર્ષભ—ભરતકુળમાં શ્રેષ્ઠ. કંદર્પ–કામ. ૩૪ ગુણાતીત–ગુણને ઉલ્લંઘી ગયેલા–નિર્ગુણ. કેમકે ગુણોમાં બ્રહ્મસત્તા રહી છે, પણ બ્રહ્મસત્તામાં ગુણો નથી. ૩૭ મુજ–મને. ૩૮ દુરત્યય– દુઃખે કરીને નાશ પામે એવી. દુસ્તર –દુઃખે કરીને તરવા જેવી ( માયા ).

૪૨ અસુરભાવને—અસુરભાવ કેવા લક્ષણથી ઓળખવો તે વિષે આગળ કહેવાશે.

એવા પાપિષ્ટ મુજને જાણે નહિ, પુણ્યવંત મુને પામે સહી,
યેન કેન ઉપાયેન જંત, મુજને ભજે તેહ પુણ્યવંત. ૪૩
ચતુર્વિધિ લોક મુજને ભજે, તે પુણ્યવંત મુજને તો યજે,
એક આતુર જીજ્ઞાસુ વળી જાણ, ત્રીજો અર્થાર્થી પ્રમાણ ૪૪
ચોથો જ્ઞાની તે અતિ સાર, ભરતર્ષભ જાણે નિર્ધાર,
ત્રિવિધિ તાપ પીડે જેહને, આતુર ભક્ત કહિયે તેહને ૪૫
ઈશ્વર જાણવાને ભજે જેહ, જીજ્ઞાસુ ભક્ત કહિયે તેહ,
ધન પુત્રની કામના ગ્રહી, તે અર્થાર્થી ભક્ત જાણે સહી ૪૬
જે યથાર્થ જાણી ભજે મિત્ર, તે જ્ઞાની ભક્ત મહાપરમ પવિત્ર,
જ્ઞાની ભક્ત વલ્લભ મુજને, સત્ય સત્ય હુ કહુ તુજને ૪૭
જે તત્વજ્ઞાની મારો ભક્ત હોય, તે ત્રણેપે અતિ ઉત્તમ સોય,
મારે જ્ઞાની અને જ્ઞાનીને હુય, અર્જુન નિશ્ચે જાણે તુય ૪૮
કેવળ ચિંતન જ્ઞાની માહરૂ કરે, અને મુજને જ્ઞાની નવ વીસરે,
જ્ઞાની મુજને વીસારે નહિ, તે માટે અતિ વલ્લભ સહી ૪૯
મુજને ભજે તે ઉત્તમ જાણ, એવુ બોલે તે સારંગપાણ,
યેન કેન ભાવે અર્જુન, મુજને ભજે તે મોટા જન ૫૦
જ્ઞાની મારો આત્મા હોય, મારે વિષે રહે નિરંતર સોય,

---

૪૩ યેન કેન ઉપાયેન—જે તે ઉપાયથી જંત—પ્રાણી

૪૪ ચતુર્વિધિ—ચાર પ્રકારના આતુર—રોગી (પીડાવાળો) જિજ્ઞાસુ—આત્મજ્ઞાનની ઇચ્છાવાળો અર્થાર્થી—ભોગના સાધન ભૂત અર્થ (દ્રવ્યાદિક) ની ઇચ્છાવાળો

૪૫ ત્રિવિધિ—અધ્યાત્મ (આત્મા—મન સંબંધી), અધિભૂત (બીજા કોઈ પ્રાણી પદાર્થથી ઉત્પન્ન થયેલી પીડા), અધિદૈવ (દૈવના સંબંધથી થયેલી પીડા) એવા ત્રણ પ્રકારના તાપ

૫૦ યેન કેન ભાવે—જે તે ભાવથી—ગમે તેના ભાવથી

મારો ઉત્તમ મત તો એહ, અર્જુન એમાં નહિ સંદેહ. ૫૧
વાસુદેવ પરબ્રહ્મ ચિદ્રૂપ, જ્ઞાની તન્મય હોય તદ્રૂપ;
બ્રહ્મભાવને અનુસરી સંત, મારી ઉત્તમ ગતિ પામે મહંત. ૫૨
વળી જ્ઞાનીને સ્તવે ભગવાન, જેહને નહિ દ્વૈતનું ભાન;
અનેક જન્મને સંસ્કારે કરી, જેણે આત્મજ્ઞાન નિષ્ઠા મન ધરી ૫૩
સત્ય શાસ્ત્ર શ્રવણ સત્સંગ, અત્સાધન સદ્ગુરૂ પ્રસંગ;
એણે એણે ઉપાયે કરી, આત્મજ્ઞાન આવે કહે હરિ. ૫૪
તે આત્મજ્ઞાને કરી પામે મને, અર્જુન સત્ય કહું હું તને;
જે આ સર્વ વાસુદેવ કરી ગ્રહે, આત્મજ્ઞાની કૃષ્ણ તેહને કહે ૫૫
એકાત્મજ્ઞાન હૃદે જેહને, મહામોટા કહિયે તેહને;
મમ ભક્તિસુકૃત ન હોય જેને ઘણું, તેને દુર્લભ દર્શન જ્ઞાનીતણું. ૫૬
ઉપાધિએ વિશ્વ સર્વ મોહ્ય, જ્ઞાનીને ઓળખે જન કોય;
જ્ઞાનીને સદા બ્રહ્મવિચાર, ઉપાધિ પ્રવર્ત્તે ત્યાં નહિ લગાર. ૫૭
પ્રકૃતિતણે વશ વર્ત્તે જેહ, સંસારના ભોગ વાચ્છે તેહ;
સ્ત્રી પુત્ર પશુ ધન સ્વર્ગ, મોહ્યા મૂઢ ઈચ્છે ત્રૈવર્ગ. ૫૮
તે અન્ય દેવની ઉપાસના કરે, તે તે નિયમ વિધિ આચરે;
જેનો જ્ઞાન વિવેક કામે કરયો નાશ, તેહને અન્યદેવ વિષે વિશ્વાસ. ૫૯

---

૫૩ સ્તવે—વખાણે ૫૫ આ સર્વ ઇ૦—જે આ સર્વ વિશ્વ વાસુદેવ ( ભગવાન્ ) છે, એમ મનવડે ગ્રહે (માને) છે ૫૬ એકાત્મજ્ઞાન—સર્વત્ર એક આત્માજ છે એવુ જ્ઞાન ભક્તિસુકૃત—ભક્તિ રૂપી પુણ્ય

૫૮ ત્રૈવર્ગ—ધર્મ, અર્થ, કામ, એ ત્રણને ત્રિવર્ગ કહે છે તે તે નિયમ વિધિ—તે તે અન્ય દેવની ઉપાસનાના નિયમનો વિધિ કામે—વિષયની ઇચ્છાએ અંતરયો ઇ૦—અંત કરણમા રહીને ત્યાથી હુ તેને તેવી રીતે પ્રેરણા કરૂ છુ

જે જેહ દેવતણો ભક્ત હોય, શ્રદ્ધાપૂર્વક પૂજે તેહને સોય;
તેહની શ્રદ્ધા ચળે નહિ જ્યમ, અંતરથી હું પ્રેરૂં ત્યમ. ૬૦
હું તેહને શ્રદ્ધા ઉપજાવું ઘણી, જ્યમ અત્યાદરે પૂજા કરે દેવતણી,
અજ્ઞાનીની બુદ્ધિનો ન કીજે ભંગ, અર્જુનને ઇમ કહે શ્રીરંગ. ૬૧
કામ અભિલાષી પુરૂષ ત્યાં જેહ, અન્ય દેવ વિષે શ્રદ્ધા ધરે તેહ,
શ્રદ્ધાયુક્ત થકા યજે દેવ, તેહથી ફળ પામે અવશ્યમેવ. ૬૨
મારા નિપાયા જેહ ભોગ, તેહશું તેહ પામે સંયોગ,
દેવથકી ફળ જે જે હોય, નિશ્ચે નાશવંત તો સોય. ૬૩
અલ્પ બુદ્ધિયુક્ત નર જેહ, અન્ય દેવને ઉપાસે તેહ;
દેવને યજે તે દેવલોક જાય, મુજને ભજે તે મારો ભક્ત થાય. ૬૪
મારો ભક્ત મારે પદ રમે, જ્યાહાથકો તે ચળે નહિ કયમે,
મંદભાગી લોકની ગતિ જોય, કાચ કારણ મહામણિ તજે સોય. ૬૫
અર્જુન ભણે સુણો વૈકુંઠરાય, મુજને એ આશ્ચર્ય તે થાય,
એ લોક તમને કાં ન ભજે ઈશ, તેહ કારણ કહો જગદીશ. ૬૬
એ મૂર્ખ લોક જાણે નહિ મને, એ સાચુ મિત્ર કહું હું તને;
હું અવ્યક્ત ક્યમે કળાઉં નહિ, મુને મૂર્ખ વ્યક્ત કરી માને સહી. ૬૭
પરમ ભાવ મારો નવ લહે, પછે વિપરીત તે મુજને કરી કહે;
હું અવ્યય ઇશ્વર અનંત, મારો અભિપ્રાય ન લહે જંત. ૬૮

---

૬૧ ન કીજે ભંગ—અર્થાત્ તેની શ્રદ્ધાવાળી બુદ્ધિ ચલાયમાન ન કરવી ૬૨ યજે—પૂજે

૬૩ નિપાયા—ઉપજાવ્યા મતલબ કે કામનાવાળા પુરૂષો જે બીજા દેવોને પૂજે છે તેમને પણ તે દેવરૂપે થઇને હું જ ભોગ (ફળ) આપું છું તેહશું—તે ભોગ સાથે સંયોગ પામે—અર્થાત્ તેમને ભોગ મળે

૬૭ અવ્યક્ત—દેહાદિ વ્યક્તિ વિનાનો વ્યક્ત—મત્સ્ય, કૂર્માદિ દેહવાળો

૬૮ મારો પરમ ભાવ—મારા સર્વોત્કૃષ્ટ વાસ્તવિક સ્વરૂપને વિપરી

મૂર્ખલોક મુજને ભજે નહિ, એ અર્જુન નિશ્ચે જાણે સહી;
તમારા સ્વરૂપનું અજ્ઞાન, તે શા માટે લોકને ભગવાન. ૬૯
યોગમાયાએ આવરયા જેહ, મુજને મૂઢ ન દેખે તેહ;
હું સકળ લોકને કરૂં પ્રકાશ, સર્વ ભૂતમાં મારો નિવાસ. ૭૦
હું અજ અવ્યય અકળ અખંડ, વ્યાપક પૂરણ પિંડ બ્રહ્માંડ;
મુજને મારા ભક્ત લહે સોય, અર્જુન અન્ય ન જાણે કોય. ૭૧
બ્રહ્મા આદિ કીટ પર્યંત, તે સમગ્ર સર્વ હું જાણું જંત;
ભૂત ભવિષ્ય અને વર્તમાન, જીવ સમસ્તતણું જે સ્થાન. ૭૨
તે સર્વે હું જાણું સહી, પણ મુજને તે કો જાણે નહિ;
એક ભક્ત વિના અર્જુન, મારૂં સ્વરૂપ ન લહે કો જન. ૭૩
અજાણપણાનું કારણ જેહ, અર્જુન પ્રત્યે કહે હરિ તેહ;
ઇચ્છા દ્વેષ દ્વંદ્વ મોહે કરી, સર્વ ભૂત મૂક્યું આવરી. ૭૪
વળી વળી પામે તે સંસાર, પરંતપ હું કહું નિરધાર;
સ્વર્ગ વિષે જે મોહ્યા જીવ, તે સમીપથકો નવ જાણે શિવ. ૭૫
જ્યમ મોહ થકો એ જીવ મૂકાય, અર્જુન તે પૂછે ઉપાય;
પુણ્ય કર્મતણે મહિમાય, વાસના સહિત પાપ સર્વ જાય. ૭૬
મુને દૃઢ વ્રતે ભજે જે કોય, દ્વંદ્વ મોહથો વિમુક્ત તે હોય;
[illegible]ારી ભક્તિ કરચે હોય જેહ, એક ચિત્તે સાંભળે તું તેહ. ૭૭
[illegible]રા મરણ ગર્ભવાસ ક્લેશ, તે મુજને ભજતાં ન રહે લેશ;

---

ત—દેહધારી વગેરે ભાવવાળો. અવ્યય—નિર્વિકાર. યોગમાયા—અઘટિત વસ્તુને ઘટિત કરવા રૂપ ચમત્કારિક પ્રભાવ શક્તિ.

૭૧ અજ—અજન્મ. વ્યાપક ઈ૦—હું પિંડબ્રહ્માંડમાં પૂર્ણ વ્યાપક છુ. ૭૪ દ્વેષ—અણગમો ૭૫ પરંતપ—શત્રુને તપાવનાર. તે ઈ૦—તે જીવો બ્રહ્મ પોતાના સમીપમાં છે તથાપિ તેને જાણતા નથી.

મારે આશ્રય રહે જે કોય, સમગ્ર બ્રહ્મરૂપ લહે સોય. ૭૮
બ્રહ્મપ્રાપ્તિનું જેહ સાધન, તેહ જાણ્યે બ્રહ્મ પામે જન;
અધિભૂત અધિદૈવ અધિયજ્ઞ, તે સર્વ મુજને કહે તજ્જ્ઞ. ૭૯
સમસ્ત યજ્ઞનો ભોક્તા હુંય, અર્જુન નિશ્ચે જાણે તુંય;
મારા સ્વરૂપને જાણે જેહ, મુજને નિશ્ચે પામે તેહ. ૮૦
તેહને મર્ણ સમે હું આવું અંત, હું ભક્તને મૂકું નહિ સિદ્ધાંત;
અતિરોગી અવશ જો હોય, તોય મુજને પામે સોય. ૮૧
સપ્તમે જ્ઞાનયોગ હરિ કહ્યો, તે કૃષ્ણ કૃપાએ સંતે લહ્યો,
એહ કરજોડી નરહરિ વદે, એ અનુભવ જન રાખો હૃદે. ૮૨
અંતર્યામી સર્વાવાસ, તેણે હૃદયકમળમા કર્યો પ્રકાશ,
ઉપજાવ્યું તેવું કહું સહી, કહે નરહરિ કાંઈ જાણું નહિ. ૮૩

इति श्रीमहाभारते भीष्मपर्वणि श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे ज्ञानयोगो नाम सप्तमोऽध्यायः ॥ ७ ॥

---

૭૮ જરા—વૃદ્ધાવસ્થા ૭૯ અધિભૂત ઈ૦—અધિભૂત, અધિદૈવ, અધિયજ્ઞાદિ શબ્દોના અર્થ આગળ કહેનામા આવશે. તજ્જ્ઞ—તેને જાણનારા.

# અધ્યાય ૮ મો.

## રાગ પૂર્વછાયો.

શ્રીકૃષ્ણે શ્રીમુખે કહ્યો, ભાઇ જ્ઞાનયોગ નિષ્કર્મ,
અધ્યાત્મનો જ્ઞાતા જે હોયે, તેહ પામે પરબ્રહ્મ ૧
અષ્ટમે પુરૂષયોગ કહે, ભાઇ અર્જુનને ભગવાન,
પરમપદ જેણે પામિયે, વામિયે મોહ અજ્ઞાન. ૨

## અર્જુન ઉવાચ.

પુરૂષોત્તમ મુજ બ્રહ્મ કહો, અને અધ્યાત્મ કહો કર્મ,
અધિભૂત અધિદૈવ કહો, કૃપા કરી કહો એ મર્મ ૩
અધિયજ્ઞ એહ દેહ વિષે, કહો કોણ તે મધુસૂદન,
પ્રયાણ કાળે કહો સંત જન, કેવું કરે ચિંતન ૪
અર્જુનના વાયક સુણી, ઇમ બોલ્યા શ્રીભગવાન,
યથાક્રમે ઉત્તર કહે તે, શ્રહેજો થઇ સાવધાન ૫

## શ્રીભગવાન ઉવાચ.

અક્ષર તે પરબ્રહ્મ એહ, જેહનો કહિયે નાશ ન હોય,
સર્વપે ઉત્તમ સદા, બ્રહ્મકેવલ્ય સોય ૬
જ્યાહા હવો ત્યાહા તેહવો, ભાઈ વસ્તુ સ્વભાવજ જેહ,
દેહે દેહ પ્રતિ ચૈતન્ય જેહ, અધ્યાતમ તો તેહ ૭

---

૧ અધ્યાત્મ—આત્મા સબંધી ૨ પુરૂષયોગ—પરમાત્મા પુરૂષનો યોગ ૩ મુજ કહો ઇ૦—બ્રહ્મ, અધ્યાત્મ, કર્મ, અધિભૂત, અધિદૈવ, અધિયજ્ઞ, એ શું છે? ૪ પ્રયાણ કાળે—મૃત્યુ સમયે ભક્તને—પ્રાણી માત્રે

ભૂતને જન્મ મરણ જે, વિસર્ગ તે હતું જાણ;
દેવને ઉદ્દેશે જે કીજિયે, કર્મ તેહ પરમાણ. ૮
અધિભૂત તેહ તું જાણજે, ભાઈ જેહનો હોયે નાશ;
જે આદિ પુરૂપ પરમાતમા, અધિદેવ તે અવિનાશ. ૯
સર્વ યજ્ઞ સર્વ દેહનો, ભાઈ ભોક્તા મુજને જાણ;
અધિયજ્ઞ અર્જુન હું, એહ નિશ્ચે મન આણ. ૧૦
અંતકાળે સ્વામી તુજને, કેવો ચિંતવે ચતુર સુજાણ;
અર્જુન એમ જે પૂછિયું, તે કહેછે પુરૂપપુરાણ. ૧૧

## ચોપાઇ.

અંતકાળે મુજને સ્મરતા જેહ, અર્જુન જે કો છાંડે દેહ;
મારૂં પદ તે પામે સહી, અહીં કાંઈ સંશય કરવો નહિ. ૧૨
એવા સ્વરૂપનું કરવું સ્મર્ણ, જે જલધર શ્યામ સવર્ણ;
પીતાંબર પહેર્યા અતિ સાર, મુકુટ કુંડળ કરે ઝાતકાર. ૧૩.
સુંદર કપોળ અને શુકલ કેશ, સુંદર કર્ણ નાસિકા નરેશ;
સુંદર હાસ્ય શ્રીકાંતનું હોય, જન ઉપરે કૃપાદૃષ્ટિ જોય. ૧૪
મૃગમદતિલક સોહે અતિ ભાળ, કમલનયન મુખ પ્રેમ રસાળ;
અધર પ્રવાલ દંત દાડમ કળી, મુખ પદ્મ જન મધુકર આવલિ. ૧૫
કંઠ કૌસ્તુભ વૈજયંતી જાણ, તે ગ્રીવાએ શોભે નિર્વાણ;
કર કંકણ કટિસૂત્ર મોતીહાર, અંગદભૂષણ નેપુર ઝમકાર. ૧૬

---

૧૩ જળધર ઈ૦—જળધર ( મેઘ )ના જેવા વર્ણવાળું જે શ્યામ છે.
૧૫ મૃગમદ—કસ્તુરી જન—ભક્તજન

૧૬ વૈજયંતી—એ નામનો હાર. ગ્રીવા—ડોક કટિસૂત્ર—કંદોરો.
અંગદ—બાજુબંધ

શ્રીવત્સલાંછન શોભા ઘણી, સુંદરવર વૈકુંઠનો ધણી;
ચંપકમાળા તુલસી વનમાલ, તે અમરથી ભક્તે તતકાળ. ૧૭
સુંદર હૃદે સુખ શોભા જોઈ, ભક્ત જન રહ્યા તે મોહી;
શંખ ચક્ર ગદા પદ્મ પાણ, * * * * ૧૮
સનકાદિક પ્રમુખ મુનિ જેહ, જય જય શબ્દ કરે સર્વે તેહ;
ચરણકમળ યુગલ અતિ ગાર, જેની લક્ષ્મી સેવા કરે નિર્ધાર. ૧૯
છત્ર ચામર પાદુકા સિંહાસન, અનેક ઉપહાર ગ્રહી રહ્યા ગજન,
પાર્ષદ ગરૂડ અને નંદ સુનંદ, વળી સેવકતણાં ઊભા છે વૃંદ ૨૦
ધ્રુવ પ્રલ્હાદ અંબરીશ તું માન, નારદ શુક શંભુ ધરે ધ્યાન;
અનેક ભક્ત જેહને નિરંતર ધ્યાય, એવા લક્ષ્મીકાંતને જે આરાધાય. ૨૧
એવો જગતમંગળ અવતાર હું જેહ, મારૂં સ્મરણ કરતાં તજે દેહ;
તેહને વળી ગર્ભવાસ ન હોય, મારૂં વૈકુંઠપદ પામે સોય ૨૨
તું મ કરીશ મનમાં સંશય લગાર, વળી વળી અર્જુન કહું નિરધાર;
અંતકાળે જે જે સ્મરે જન, તેહ તેવો હોય અર્જુન. ૨૩
જેને જેનું સ્મરણ તો હોય, તે તન્મયતાને પામે સોય;
કારણ સઘળું ભાવનાતણું, અર્જુન તુને કહું શું ઘણું ? ૨૪
મરણ સમય મન હોયે જેવુ, નિશ્ચે તે તો થાયે તેવું,
તેણે સમય હૃદે આવે જેહ, તેણે ભાવે તેવો હોય તેહ ૨૫
તે માટે તુજ કહુ વાર વાર, વિષ્ણુસ્મર્ણ કરવુ નિરધાર,
સર્વકાળ વિષે અર્જુન, મારૂ તે કરવુ ચિંતન. ૨૬

---

૧૮ આ કડીનુ છેલ્લુ ચરણ અસલમા નથી ૧૯ સનકાદિક પ્રમુખ—સનક વગેરે મુનિઓમા શ્રેષ્ઠ યુગલ—બે

૨૦ પાદુકા—પાવડીઓ ઉપહાર—ભેટ પાર્ષદ—વૈકુંઠમા રહેલા હરિના સેવક

૨૧ આરાધાય—'આહાગય' એવો પાઠ છે ૨૨ જગતમંગળ—જ૦

સ્વધર્મ મિત્ર આપણો આચરે, મારૂ ચિંતન કરતો યુદ્ધ કરે,
મનબુદ્ધિ અર્પણ કરે મુજને, ઇમ કર્મ બંધન ન હોયે તુજને ૨૭
મારે સ્મરણે મુને પામીશ સહી, અહીં કાંઇ સંશય કરવો નહિં,
અભ્યાસે મારૂ રહે ધ્યાન, અર્જુનને ઇમ કહે ભગવાન ૨૮
અભ્યાસયોગયુક્ત ચિત્ત જેહ, અન્યમાર્ગે નવ જાયે તેહ,
જે જ્ઞાન ધ્યાન ચિંતન પર હોય, પરમ પુરૂષ દિવ્ય પામે સોય ૨૯
વળી પરમ પુરૂષનું કહે ભગવાન, રાખો નિરંતર ને હૃદયા ધ્યાન,
કવિ પુરાણ કહિયે તેહને, સર્વજ્ઞ ઉત્તમપણું જેહને ૩૦
સર્વતણો શાસ્તા ત્યાં જેહ, શુભાશુભ ફળદાતા તેહ,
સૂક્ષ્મપે સૂક્ષ્મ અતિ જાણ, તે સ્મરચે સનાતનપદ નિર્વાણ ૩૧
જે સર્વ સરજે સર્વ માંહે રહ્યો, તે કેવો કોણે ન જાયે કહ્યો,
તેહની કૃપાએ તેહ જણાય, અર્જુન અન્ય નથી ઉપાય ૩૨
જે સૂર્યની પેરે સદા પ્રકાશ, અતિ ઉદ્યોત તમને કરે નાશ,
યદા સ્વરૂપ ચિંતવવું સહી, એટલા ઉફરૂ સ્મરવું નહિં ૩૩
બુદ્ધિવંત યોગીએ યોગ બળે કરી, ભ્રૂમધ્ય પ્રાણ રાખવા કહે હરિ,
પ્રાણ સ્થિરે મન નિશ્ચલ હોય, પરમપુરૂષ દિવ્ય પામે સોય ૩૪

---

ગતમાં મંગળ રૂપ ૨૮ અભ્યાસયોગયુક્ત—અભ્યાસના યોગે કરીને યુક્ત [illegible] ય—( પરમ પુરૂષનું વિશેષણ ) કવિ—સર્વજ્ઞ પુરાણ—અનાદિસિદ્ધ સર્વજ્ઞ ઇ૦—તેને કવિ પુરાણ કહિયે કે જે સર્વજ્ઞ હોય તથા જેને ઉત્તમપણું હોય ( એવો અન્વય )

૩૧ શાસ્તા—શાસનકરનારો—નિયમમાં રાખનારો તે સ્મરચે ઇ૦—તેને સ્મરવાથી સનાતન નિર્વાણ ( મોક્ષ ) પદ મળે છે ૩૩ ઉદ્યોત—પ્રકાશ તમ—અંધકાર યદા ઇ૦—જ્યારે એ સ્વરૂપનું ચિંતવન કરવું ત્યારે તે સ્વરૂપ વિના બીજી ન કશાનું સ્મરણ કરવું નહિ ઉફરૂ—ઉપરાંત

૩૪ ભ્રૂમધ્ય—બે ભ્રમરની મધ્ય

વળી સ્વરૂપનું વર્ણન હરિ કરે, તે અર્જુન એક ચિત્તે હૃદે ધરે,
વેદવિદ વિપ્ર અક્ષર જેહને કહે, જ્યાં મંન્યાગી લય પામી રહે. ૩૫
જેહને અર્થે મુનિ બ્રહ્મચર્ય આચરે, વળી ગુરૂભક્તિ ભિક્ષા ભોજન કરે;
તે પદ સમ્યક્‌રૂપેરે ગ્રહે તું ધીર, એવું બોલિયા યાદવ વીર. ૩૬
સર્વ દ્વારનો સંયમ કરી, મન સ્થિર હૃદે રાખ્ય કહે હરિ;
પ્રાણવાયુ મસ્તકે મને આણ, યોગધારણા ધરી નિર્વાણ. ૩૭
ઓંકાર અક્ષર બ્રહ્મ જેહ, એ પ્રણવને જપે યોગી તેહ;
મારૂં સ્મર્ણ નિરંતર કરે, તે વળી પુનરપિ દેહ નવ ધરે. ૩૮
પ્રણવ જપ અથવા મારૂ સ્મર્ણ, તે કરતો જેહ જન પામે મર્ણ,
પરમ ગતિ તે પામે સહી, અર્જુન સંશય કરવો નહિ. ૩૯
અનન્ય ભક્તિએ મને અર્જુન, ઇમ નિરંતર સ્મરે જેહ જન,
સદા મત્પર ચિત્ત જેહનું, અન્યચિત્ત નામ તેહનું. ૪૦
તેહને હું સુલભ અતિ ઘણો, જે નિત્યે અભ્યાસ કરે યોગતણો;
જોગી તે જે જોગપર હોય, તે મારૂં સ્વરૂપ સુખે લહે સોય. ૪૧
મારા સ્વરૂપને પામ્યા જેહ, તે પુનરપિ અર્જુન ન ધરે દેહ;
દુઃખાલય અનિત્યપણું જ્યાય, મહાત્મા ક્યમે ન જાયે ત્યાંય. ૪૨
મારા ભક્ત જીવનમુક્ત હોય, પરમ ગતિ તે પામે સોય,
બ્રહ્માદિક જીવ સર્વે જેહ, મમ ભક્તિ વિના અવતરે સહુ તેહ. ૪૩

---

૩૫ વેદવિદ્ ઈ૦—જેને વેદ જાણનારા બ્રાહ્મણો 'અક્ષર' કરીને કહે છે લય પામી રહે—જેને વિષે એકાગ્ર થઈ રહે

૩૭ મને—મનવડે ૩૮ પ્રણવ—ઓંકાર ૪૦ મત્પર—મારે વિષે આસક્ત

૪૧ જોગપર—યોગ પરાયણ ૪૨ પુનરપિ—ફરીને. દુઃખાલય—દુઃખનું સ્થાન

બ્રહ્મલોક વિષે જેહ વસે, ત્યાંથી તેહને કાળ તે ગ્રસે,
પુનરાવૃત્તિ હોય તેહને, મારી ભક્તિ ન હોયે જેહને. ૪૪
મુજને પામ્યા તેહને જન્મ નહિ, કુંતીપુત્ર એહ જાણે મહી;
બ્રહ્મા સરખો જે ગોટો હોય, મારી ભક્તિ વણ અવતરે સોય. ૪૫
સહસ્ર ચોકડી જુગ પૂરણ જ્યારે થાય, ત્યારે બ્રહ્માનો દિવસ કહેવાય;
વળી રાત્રિ તે તેટલી જાણ, બ્રહ્માનો દિવસ રાત્રી પ્રમાણ. ૪૬
દિવસ રાત્રિ કરી જે હોય, અર્જુનને ભગવાન કહે સોય;
ચતુખાણ્ય ચરાચર જીવ જેહ, અવ્યક્ત બ્રહ્મ વ્યક્ત પામ્યું તેહ. ૪૭
બ્રહ્માના દિવસ વિષે મિત્ર, વિશ્વ સમસ્ત તે ઉપજે વિચિત્ર;
રાત્રિ વિષે વિશ્વનો લય થાય, એવો બ્રહ્મા મોટો કહેવાય ૪૮
જો બ્રહ્મ વિષે ભક્તિ નવ હોય, તો જન્મ મરણ દુઃખ ભોગવે સોય;
પણ મુજને પામ્યા જન જે સહી, તે જન્મ મરણ દુ ખ પામે નહિ. ૪૯
વરાગને અર્થે કહે હરિ, ભક્તિ વિના જીવ ઉપજે ફરી ફરી;
કૂપતણી ઘટમાલા જ્યમ, આ પ્રપંચ સર્વ જાણે તું ત્યમ. ૫૦
જ્યમ એક ભરાય એક ઠાલી થાય, ત્યમ એક જણે એક મરી જાય;
વિધાતાની રાત્રિમા સર્વ મરે, અને દિવસ વિષે સર્વે અવતરે ૫૧
જ્યાં લગી બ્રહ્મપ્રાપ્તિ નવ હોય, ત્યા લગી મરે અવતરે સર્વકોય;.
લોક સમસ્ત તે અનિત્ય જાણ, બ્રહ્મ સદા નિત્ય પ્રમાણ. ૫૨

---

૪૪ પુનરાવૃત્તિ—ફરીને જન્મ ધરવાપણું. ૪૫ અવતરે—જન્મ ધારણ કરે ૪૬ ચોકડી જુગ—ચતુર્યુગી—ચાર યુગ જેટલો કાળ ૪૭ દિવસ ઇ૦—તે દિવસ અને રાતવડે શુ સમજવુ તે અર્જુનને ભાગવાન કહે છે. ચતુ ખાણ્ય—ઉદ્ભિજ્જ, સ્વદેજ, અડજ, ને જરાયુજ, એ ચાર પ્રકારના જીવોના ચાર ઉત્પત્તિસ્થાન અવ્યક્ત ઇ૦—અવ્યક્ત બ્રહ્મ જ્યારે વ્યક્તતા પામે છે ત્યારે તે ચરાચર જીવ રૂપે ભાસે છે.

જીવથકી બ્રહ્મ છે ભિન્ન, જીવને નાનાત્વ બ્રહ્મને નહિ અન્ય;
જીવ સદા જાણો શોક રૂપ, બ્રહ્મ સદા આનંદ સ્વરૂપ. ૫૩
જીવ સર્વદા પામે મિત્ર નાશ, સદા સર્વદા બ્રહ્મ અવિનાશ.
દેહ ગુણ દોષ ન હોયે જેહને, પરમાત્મા કહિયે તેહને. ૫૪
જે સર્વ નાશે નાશ પામે નહિ, તેહને આત્મા જાણે સહી;
વળી આત્માનું અવિનાશજપણું, સાંભળ અર્જુન જે હું ભણું. ૫૫
વ્યક્ત રહિત તે અવ્યક્ત જાણ, અને અવિનાશી અક્ષર પ્રમાણ;
તે મારૂં સ્વરૂપ કો યોગીજન, મારી કૃપાએ પામે અર્જુન. ૫૬
પરમગતિ કહિયે તેહને, મહાયોગી ઇચ્છે જેહને;
જે પંદ પામી પુનરાવૃતિ નહિ, મારૂં પરમ ધામ જાણે તે સહી. ૫૭
તે બ્રહ્મ પામવાનો ઉપાય, અર્જુનને કહે વૈકુંઠરાય;
પુરૂષ પરમપદ પામે તેહ, અનન્યભક્તિ મારી કરે જેહ. ૫૮
જે માંહે સર્વ ભૂત તે રહ્યું, તે પદ ભક્તિ કરી સંતે ગ્રહ્યું;
જેમાં વિશ્વ વિશ્વમાં જેહ, પરમાત્મા તું જાણે તેહ. ૫૯
જેણે મર્વ વ્યાપ્યું નિર્વાણ, તે પરમ પુરૂષ તું મુજને જાણ;
અનન્ય ભક્તિ મારી જે કરે, કાલાંતરે તે નવ અવતરે. ૬૦
કર્મતણા ઉપાસક જેહ, મર્ણાતે જન્મ પામે તેહ;
જે નિર્ગુણ બ્રહ્મતણું કરે ધ્યાન, તે પુનરપિ નવ કરે સ્તનપાન. ૬૧
કર્મ નૈષ્કર્મ્યતણી ગતિ ભિન્ન, તે સાભળ તુજ કહું અર્જુન;
પ્રથમ જ્ઞાનમાર્ગે કહે કૃષ્ણ, જેણે પામે જે પરાત્પર વિષ્ણ. ૬૨
સગુણ બ્રહ્મના ઉપાસક જેહ, દેહ પડયે જાય અગ્નિલોક તેહ;

---

૫૩ નાનાત્વ—વિવિધપણુ—જુદા જુદા હોવાપણું. ૫૮ અનન્યભક્તિ —બીજા કોઇની ભક્તિ ન કરતા એક મારીજ ભક્તિ.

૬૧ સ્તનપાન ન કરે—અર્થાત્ ફરીને માને પેટ અવતરે નહિ—પુનર્જન્મ ન પામે.

દિવસ અભિમાની પામે દેવ, વળી શુક્લપક્ષને આશ્રયે અવશ્યમેવ. ૬૩
પછે ઉત્તરાયણની દેવતા કહી, વળી સૂર્યલોકે આવે તે મહી,
ઇમ સ્થાનક અતિક્રમતો જે મિત્ર, પછે સૂર્યલોક પામે પવિત્ર ૬૪
પછે સૂર્યમંડલને ભેદી કરી, ઇમ બ્રહ્મવિદ્ બ્રહ્મ પામે કહે હરિ,
અર્ચિજ માર્ગે ઇમ બ્રહ્મમા ભળે, બ્રહ્મ પામ્યો તે પાછો નવ વળે ૬૫
સકામ યોગીની ગતિ જેહ, સાભળ્ય મિત્ર હવે કહું તેહ,
વેદોક્ત સતકર્મ જે કરે, તે દેહ પામે ધૂમલોક પરવરે. ૬૬
પછે રાત્ર્યભિમાની કહિયે દેવ, તેહ પ્રત્યે જાયે અવશ્યમેવ,
વળી કૃષ્ણપક્ષની જેહ દેવતા, તેહને પામે જેહ કર્મ સેવતા. ૬૭
પછે દક્ષિણાયન દેવ પ્રત્યે જઈ, વળી ચદ્રલોક આવે તે મહી,
ચંદ્રલોકના ભોગવી ભોગ, ગર્ભાધાનનો હોય સ જોગ ૬૮
ચંદ્રમાને કિરણે કરી, તે અન્ન વિષે આવે કહે હરિ,
અન્ને રસ રને રેત હોય, રેતે કરી જન્મ ધરે સોય ૬૯
ઇમ સકામ યોગી લે અવતાર, નિષ્કામીને નહિ સ સાર,
ભક્તિજ્ઞાનનું ફળ કહે ગોવિંદ, જેણે પામિયે પદ પરમાનંદ ૭૦
યોગ યુક્ત નર ભણિયે તેહ, એ બેહુ માર્ગ સમ્યક્ લહે જેહ,
કર્મ વિષે કયમે ન મો'ય, સદાકાળ સાવધાન તે હોય ૭૧

---

૬૩ દિવસ અભિમાની ઇ૦—અગ્નિ લોકમાથી તે દિવસના અભિમાની દેવને પામે છે પછી ત્યાથી શુક્લપક્ષના અભિમાની દેવને આશ્રયે જાય છે ૬૪ પછે ઇ૦—ત્યાથી ઉત્તરાયણના દેવને પામે છે ને ત્યાથી સૂર્ય લોકમા જાય છે અતિક્રમતો—ઉલ્લંઘતો

૬૫ અર્ચિજ ઇ૦—ઉપર કહ્યો તેને અર્ચિ માર્ગ કહે છે ૬૬ ધૂમલોક—ધૂમ ( ધૂમાડા )ના અભિમાની દેવતાના લોકમા

૬૭ રાત્ર્યભિમાની—રાત્રીના અભિમાની ૬૮ ગર્ભાધાનનો ઇ૦—અ ચોત પછી ત્યાથી ગર્ભમા આવે છે ૬૯ રેત—વીર્ય

૭૧ બેહુ માર્ગ—અર્ચિમાર્ગ ને ધૂમમાર્ગ

જેને મુક્તિનું હોય પ્રયોજન, તેણે ધૂમ અર્ચિ જાણવા અર્જુન;
જે નિષ્કામપણે આચરે સ્વધર્મ, તેહને બંધન રૂપ ન હોયે કર્મ ૭૨
વેદ યજ્ઞ તપ દાન સ્વધર્મ, જે ફળ હોયે જેણે સતકર્મ,
એમ સમજે ફળ પામે યોગી તેહ, ધૂમ અર્ચિ માર્ગે લહે એહ ૭૩
આદિપુરૂપતણું જે સ્થાન, તે તેહ પામે જેહને ભક્તિ જ્ઞાન;
જ્યા કર્મ કાલ માયા ભય નહિ, યોગી તેહ પદ પામે સહી ૭૪
પુરૂષયોગનું અતિ વર્ણન કર્યું, એણે જ્ઞાને મન સંતનું ઠર્યું;
અષ્ટમે કહે નરહરિદાસ, પુરૂપ યોગનો કરચો સમાસ ૭૫
અંતરયામી સર્વાવાસ, તેણે હૃદય કમળમાં કર્યો પ્રકાશ,
ઉપજાવ્યું તેવું કહ્યું સહી, કહે નરહરિ કાંઇ જાણું નહિ ૭૬

इति श्रीमहाभारते भीष्मपर्वणि श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णाऽर्जुनसंवादे पुरुषयोगो नाम अष्टमोऽध्यायः ॥ ८ ॥

---

૭૩ જેણે ઇ૦—વેદ વગેરે જે સત્કર્મથી જે ફળ હોય ( તે તાબે હો )

# અધ્યાય ૯ મો.

## રાગ પૂર્વછાયો.

પુરૂષયોગ અર્જુન પ્રત્યે, કહ્યો શ્રીમુખે શ્રીભગવાન;
જેણે મોહ ટળે ભક્તિ ઉપજે, અને આવે આત્મજ્ઞાન. ૧
વળી સાક્ષાત્ શ્રીકૃષ્ણજી, કહે નિર્ગુણ બ્રહ્મનો બોધ;
તે સાવધાન થઇ સાંભળો, મેલી કપટ વિરોધ. ૨
નવમે નારાયણ કહે, ભાઇ નરને તે ભક્તિયોગ;
જે આચરતાં પરબ્રહ્મ મળે, હોય માયા મોહનો વિયોગ. ૩
ભક્તિ વિના નવ પામિયે, ભાઈ સ્વરૂપતણું તે જ્ઞાન;
જ્ઞાન વિજ્ઞાને હું તું ટળે, હોયે દૃષ્ટિ સમાન. ૪
સમદૃષ્ટિ કારણ સર્વે કોઇ, ભાઇ સાધન કરે અનેક;
કૃષ્ણ કૃપાએ પામિયે, આત્મજ્ઞાન વિવેક. ૫

### શ્રીભગવાન ઉવાચ.

### ચોપાઈ.

ગોપ્ય માંહે ગોપ્ય છે જેહ, સાભળ અર્જુન કહું તુજ તેહ;
અસૂયા રહિત તું અતિ શાંત, પરમ પાત્ર તું શુદ્ધ સિદ્ધાંત. ૬
તે માટે પરમ ગુહ્ય જે સાર, આપીશ તુજને અક્ષય ભંડાર;
વિજ્ઞાન સહિત જે કેવળ જ્ઞાન, તે સાભળજે તું થઇ સાવધાન. ૭
જેહ જાણ્યે અર્જુન તું અઘ, સંસાર થકો મૂકાયે સદ્ય,

---

૩ વિયોગ હોય—દૂર ટળે ૪ સ્વરૂપતણું—આત્મસ્વરૂપનું ૫ કારણ—માટે. ૬ શુદ્ધ સિ૦—એવો અમારો શુદ્ધ સિદ્ધાત છે. ૭ ગુહ્ય—ગુપ્ત અક્ષય ભંડાર—( ગુહ્ય જ્ઞાન રૂપી ).

તે વિજ્ઞાન હું કહીશ તુજને, પરમ વલ્લભ સદા મુજને. ૮
શાસ્ત્રથકે પામિયે તેહ જ્ઞાન, પણ આત્મ અનુભવ તેહ વિજ્ઞાન;
જે જાણ્યા પછી કાંઇ નથી જાણવું, તેહ વિજ્ઞાન અંતરે આણવું. ૯
ઉત્તમ વિદ્યા પરમ ગોપ્ય જેહ, વિજ્ઞાન વિષે સર્વ મિત્ર તેહ;
પરમ પવિત્ર ત્યાં વિજ્ઞાન મહા હોય, જ્ઞાન થકો ધર્મ અલગ ન કોય. ૧૦
મોટા મુનિવર એણીપેરે કહે, જ્ઞાન માંહે ધર્મ સર્વ રહે;
સુખરૂપ [ છે ] જ્ઞાન તે સદા, અંતરગત ઉપજાવે મુદા. ૧૧
વિજ્ઞાનતણા ફળનો વ્યય નહિ, એ અર્જુન નિશ્ચે જાણે સહી;
જે અતિ સુલભ અક્ષય ફળ હોય, પણ આવા તે નવ પામે સોય. ૧૨
ધર્મ વિષે શ્રદ્ધા જેને નહિ, તે નર જ્ઞાન ન પામે સહી;
ભક્તિ જ્ઞાનરહિત પુરૂષ જેહ, મુજને પામે નહિ મૂરખ તેહ. ૧૩
મુજને અણપામ્યે નવ સરે, વળી અનેક યોનિ વિષે અવતરે;
તે સંસાર માર્ગ વિષે રડવડે, જ્યાંહાં લગી આત્મતત્વ નવ જડે. ૧૪
વિજ્ઞાનતણો મહિમા અતિ કહ્યો, તે સાંભળવા શિષ્ય સનમુખ થયો;
વિજ્ઞાનતણું વર્ણન હરિ કરે, તે અર્જુન એક ચિત્તે હૃદયે ધરે. ૧૫
મેં આ જગત્ વાપ્યું નિર્વાણ, અર્જુન એહ નિશ્ચે મન આણ;
ઇંદ્રિયાતીત મારૂં રૂપ જેહ, વિશ્વ સર્વ વ્યાપી રહ્યું તેહ. ૧૬
સર્વ ભૂત મારે વિષે જાણ, પણ મુને સદા અલગો પ્રમાણ;
હું સર્વાત્મા વ્યાપક અરૂપ, મારે આધારે રહે સર્વ રૂપ. ૧૭

---

૧૨ વ્યય—નાશ. આવા—તેરમી કડીમાં કહેશે તેવા. ૧૬ ઇંદ્રિયાતીત—ઇંદ્રિયોથી ન જાણી શકાય તેવો. ૧૭ સર્વભૂત ઇ૦—અર્થાત્ હું સર્વ ભૂતનો આધાર છું. સર્વાત્મા—સર્વનો આત્મા.

મારે વિષે ભૂત નહિ કોય, હું નિરાલંબ નિરંજન સોય;
આધાર વિના એ જીવ ક્યમ રહે, અર્જુનને ભગવાન ઈમ કહે. ૧૮
તેહ કારણ કો મારે વિષે નથી, સત્ય સત્ય મિત્ર કહું કથી;
મારા યોગૈશ્વર્યતણું બળ જોય, હું આત્મા માટે ધરૂં સર્વ કોય. ૧૯
હું આત્મા માટે ભરણપોષણ કરૂં, આત્મા માટે ઉપજાવું ધરૂં;
અવેવશૂન્ય માટે નહિ તેહ, આત્મા માટે સર્વ કર્ત્તા એહ. ૨૦
દ્વિ શ્લોકે અર્થ વર્ણવ્યો જેહ, વળી દૃષ્ટાંતે પ્રીછવી કહે તેહ;
જ્યમ આકાશ વિષે નિત્યે રહેવાય, આકાશને તેહનો સ્પર્શ ન થાય.૨૧
મારે વિષે સર્વ ભૂત છે ત્યમ, આકાશને વિષે વાયુ રહે જ્યમ;
મુજને ભૂત કો સ્પર્શ ન કરે, મુજ માંહે સહુ કો પરવરે. ૨૨
જ્યમ આકાશમાં વાયુ રહે સદા, ત્યમ મારે વિષે આ ભૂત સર્વદા;
મુજને આકાશવત્ અસંગી જાણ, માયાવડે સર્વ કરૂં નિર્વાણ. ૨૩
સર્વ ભૂતનો પ્રલય જ્યારે હોય, પ્રકૃતિ વિષે લય પામે સર્વ કોય;
વળી હું સૃષ્ટિ કરૂં જેણી વાર, ત્યારે યોગમાયાને ધરૂં નિરધાર.૨૪
હું સરજું સંવરૂં માયાએ કરી, અર્જુનને એમ કહે શ્રીહરિ;
વિધાતાની સૃષ્ટિમા જીવ જેહ, પ્રકૃતિતણે વશ સર્વે તેહ. ૨૫
હું મારી માયાએ કરી, સર્વ ભૂત સરજું ફરી ફરી;
સમસ્ત જીવ અવિદ્યા વશ એહ, વળી માયાને પામે મિત્ર તેહ ૨૬
હું સરજું પાળું અને સંવરૂં, હું મારી માયાએ ઈમ કરૂં;
ઉંચ નીચ મધ્યવર્ત્તી જેહ, ગુણે કરી સરજું હું તેહ. ૨૭

---

૧૮ મારે વિષે ઇ૦—(કેમકે હુ અસગ છુ) નિરાલબ—બીજા કોઇના આલંબન વિનાનો નિરજન—નિષ્કલક હું તો નિરાલબ છું પણ જીવ કાઇ મારા જેવો નથી માટે તેને આધારની જરૂર છે એમ કહે છે. આધાર ઇ૦. ૧૯ તેહ કારણ-આધાર વિના ન રહેવાય એવું કારણ આત્મા માટે—આત્મા છું માટે. ૨૦ અવેવશૂન્ય—અવયવ વિનાનો. તેહ-આધાર. એહ —આત્મા ૨૩ નિર્વાણ —નક્કી ૨૬ અવિદ્યા વશ—અજ્ઞાનને વશ. માયાને પામે—ભ્રાંતિ પામે

પણ તેહ કર્મ મુજને બાંધે નહિ, તું અર્જુન નિશ્ચે જાણે સહી;
મારે કશી ફળ ઇચ્છા નથી, સત્ય સત્ય પાર્થ કહું કથી.　　૨૮
હું ઉદાસીનથકો વિશ્વ કરૂં, કર્તાતણું અભિમાન ન ધરૂં;
ફલાસક્તિ છાંડી હું મિત્ર, અનેક કર્મ તે કરૂં વિચિત્ર.　　૨૯
પરમ ચતુર પ્રકૃતિ તો જેહ, તેવડે વિશ્વ સરજું એહ;
જ્યમ ભર્તારવડે સ્ત્રી પ્રસવે સંતાન,ત્યમ પ્રકૃતિતણું કરવું મિત્ર માન.૩
વિક્રિયમાણ માયા જડ રૂપ, હું ચેતન માત્ર સાક્ષી સ્વરૂપ,
પણ માયા સામું જોઉં લગાર, એટલે માયા કરે વિસ્તાર.　　૩૧
તે માટે મારે હેતે કરી, આ વિશ્વ સર્વ ઉપજે ફરી ફરી;
મુને શુદ્ધ બુદ્ધ આત્મા પ્રમાણ,સદા જ્ઞાનમય આનંદમય જાણ ૩૨
તોયે કેટલા દુષ્ટ મુજને ભજે નહિ, અર્જુન એહ તું જાણે સહી;
અવિવેકી મૂર્ખ જન જેહ, મારી સેવા ન કરે તેહ.　　૩૩
મારી અવગુણના કરે જે કોય, એળે ઉત્તમ જન્મ તે ખોય;
જે મારી મોટમ જાણે નહિ, મહામૂર્ખ તેહ જાણે સહી.　　૩૪
મારા મનનો અભિપ્રાય ન લહે, અને મુને વિપરીત કરી કહે;
મુજથકો નથી કોયે પ્રૌઢ, મારૂં ઐશ્વર્ય ન લહે મૂઢ　　૩૫
અર્જુન ભણે કહો સ્વામિન, તમને ન ભજે તેહ કો' જન;
સાંભળજો જન થઈ સાવધાન, તેહ કારણ કહે ભગવાન　　૩૬
મંદભાગી મહામૂર્ખ નર જેહ, મારી સેવા ન કરે તેહ;
આશા નિષ્ફળ તેહની સહી, મારે વિષે જેહને બુદ્ધિ નહિ.　　૩૭

---

૨૯ ઉદાસીન—તટસ્થ— નિરાળો　ફલાસક્તિ—ફળની આસક્તિ
૩૦ ચતુર—જગત નિર્માણ કરવામા કુશળ માન—પ્રમાણ.
૩૧ વિક્રિયમાણ—વિકાર પામતી—નાના રૂપે થતી.
૩૨ હેતે—હેતુએ ૩૫ વિપરીત—મનુષ્ય વગેરેની સમાન ૩૭ મંદ-ભાગી—ઓછા ભાગ્યવાળા

મિથ્યા કર્મ તેહનું તું જાણુ, જેણે ન યજ્યો હું પુરૂપપુરાણ;
મિથ્યાજ્ઞાન તેહનું હોય, દ્વૈતભાવ જેહ નવ ખોય. ૩૮
મારે વિષે ચિત્ત ન હોયે જેહનું, વિચેતસ તો નામ તેહનું;
તે આસુરી રાક્ષસી પ્રકૃતિ કરી, મોહે મૂઢ અવિદ્યાયે ફરી ફરી. ૩૯
જે દુષ્ટ સ્વભાવ નિરંતર ધરે, તે ઇશ્વરની અવગણના કરે;
તે નર યત્ન ન કરે લગાર, વળી વળી ભોગવે તેહ સંસાર. ૪૦
શ્રદ્ધાયુક્ત હોય નર જેહ, ભક્તિ માર્ગને આશ્રય તેહ;
ભક્તિ કરી પામે મુજને, સત્ય સત્ય હું કહું તુજને. ૪૧
મહાનુભાવ મારી કરે સેવ, અન્ય ભાવે ભજે અવશ્યમેવ;
દૈવતણો સ્વભાવજ ધરે, શમ દમ સત્ય સંતોષ આચરે. ૪૨
એવા સાધુ મારૂં રૂપ લહે, નેતિ નેતિ કરતા જે રહે;
સમસ્ત ભૂતથકી પર તેહ, અવ્યય અવિનાશી બ્રહ્મ જેહ. ૪૩
આદિ પુરૂપ અખંડ અનંત, એવો જાણી ભજે મુને સંત;
ભજનતણો પ્રકાર હરિ કહે, અર્જુન તે અંતર્ગત ગ્રહે. ૪૪
નિરંતર મારૂં કીર્તન કરે, યત્ન કરે દ્રઢ વ્રત આચરે;
ભક્તિભાવે મુને કરે પ્રણામ, નિશ્ચલ મન સદા નિષ્કામ. ૪૫
યોગયુક્તિ નિત્યે તે ધરે, ઇમ મારૂં તે ઉપાસન કરે,
જેહને મુજશું અતિ સ્નેહ, પરમ ભક્ત મારો ત્યાં તેહ. ૪૬
કેટલા જોગી જ્ઞાનયજ્ઞે કરી, મુજને ઉપાસે પ્રીત ધરી;
વળી કેટલાએક બ્રહ્મને જોય, સર્વત્ર મુને આરાધે સોય. ૪૭

---

૩૯ વિચેતસ—વિક્ષેપ યુક્ત ચિત્તવાળા. મોહે—મોહ પામે.

૪૨ શમ—અંતરની ઇંદ્રિયોનો નિગ્રહ. દમ —બહારની ઇંદ્રિઓનો નિગ્રહ. ૪૩ નેતિ નેતિ ઈ૦— તે બ્રહ્મ મન વાણી વડે ગમ્ય નથી એમ જે કહ્યા કરેછે તે.

કેટલા યજે પૃથક્ ઉદ્દેશ, ચંડી રૂદ્ર શશિ સૂર્ય ગણેશ;
કેટલાએક ઇમ કરી ધ્યાય, વિશ્વ મુખે એક વિષ્ણુ યજાય. ૪૮
એણે પ્રકારે પુણ્યવંત જન, જ્યમ ત્યમ મારૂં કરે યજન;
સ્વામી ! લોક અન્ય દેવને ધ્યાય, તો વિષ્ણુયજન ત્યાં કયમ કહેવાય. ૪૯
અર્જુન કારણ કહું તુજ એહ, સાંભળો સ્વસ્થ ચિત્ત કરી તેહ;
વેદોક્ત કર્મ તેહ સર્વ હુંય, અર્જુન નિશ્ચે જાણે તુંય. ૫૦
યજ્ઞ સમસ્ત તે હુંયજ એક, અંતર્ગત એહ રાખ્ય વિવેક;
પૂર્વજને અન્ન સમર્પિયે જેહ, સ્વધા નામ અર્જુન હું તેહ. ૫૧
સર્વ પ્રાણીનું જીવન જે અન્ન, તે તે હું જાણે અર્જુન;
ઔષધી તે તું મુજને જાણ, મંત્ર સર્વ મુજને પ્રમાણ. ૫૨
હવિદ્રવ્ય હું અગ્નિ સહી, હુતકર્મ મુજથુ પૃથક્ તે નહિ;
વળી સાંભળ મિત્ર કહું તે વાત, પિતામહ તે હું સાક્ષાત. ૫૩
જગતનો માતા પિતા હુંય, ઈમ નિર્ધાર જાણ મિત્ર તુંય;
શુભાશુભ ફળ આપે પ્રભુ જેહ, સમસ્તનો ઈશ્વર હું તેહ. ૫૪
સકળ શાસ્ત્ર વિચારે કરી, જાણો જાણવો એક હું હરિ;
તીર્થાદિક પવિત્ર જે હોય, નિશ્ચે કરી જાણે હું સોય. ૫૫
ઓંકાર તે મુજને જાણ, અને ચાર વેદ મુને પ્રમાણ;
ગતિર્ભર્ત્તા પ્રભુ સાક્ષી જેહ, નિવાસ શરણ સુહૃદ હું તેહ. ૫૬

---

૪૮ પૃથક્ ઈ૦—એકજ દેવ જુદા જુદા દેવ રૂપે છે એવો ઉદ્દેશ રાખીને તે દેવનાં નામ ગણાવે છે; ચંડી ઇ૰ ૪૮ વિશ્વમુખે—અર્થાત્ ગમે તે રૂપે કરીને. ૫૧ અંતર્ગત—મનમાં.

૫૩ હવિદ્રવ્ય—હોમવાનો પદાર્થ. 'હું' શબ્દનો બન્ને બાજુએ અન્વય કરવો. હુતકર્મ—હોમવાનું કર્મ. મુજથુ—મારાથી. પૃથક્—જુદું.

૫૬ ગતિર્ભર્ત્તા—ગતિ (સ્થાન કે સ્થિતિ રૂપ) અને ભર્ત્તા (ભરણ કર્ત્તા કે ધારણ કર્ત્તા). સાક્ષી—(પ્રત્યેક વસ્તુને) જોનાર. નિવાસ—સ્થાન. સુહૃદ—વાહાલો.

ઉત્પત્તિ પ્રલય હુંયજ કરૂં, વિશ્વ સમસ્તને હુંયજ ધરૂં;
નિધાન બીજ અવ્યય હું સહી, હું વણ ઠામ કો ઠાલો નહિ. ૫૭
હુંય તપું હુંય વૃષ્ટિજ કરૂં, અને હું સરજું હું સર્વ સવરૂં;
મૃત્યુ અમૃત તે હુંયજ એક, સત અસત મુજથી નહિ વતરેક. ૫૮
કાર્ય કારણ હું સૂક્ષ્મ સ્થૂલ, બીજ અંકુર તરૂ હું મૂલ;
ઇમ જાણે તે મુજને ધ્યાય, સંસાર થકો તે સદ્ય મૂકાય. ૫૯
પણ જે ભોગ પામવા કર્મકાંડને મળે, તેહને તો સંસાર ન ટળે,
જ્ઞાની મનમા વસ્તુજ ધરે, અજ્ઞાની સંકલ્પ બહુ કરે ૬૦
ત્રૈવિદ્યાને આશર્યા જન જેહ, ઇંદ્રાદિક રૂપે મને યજે તેહ,
સોમપાન કરી પવિત્ર તે થયા, યજ્ઞ કરી સ્વર્ગલોક તે ગયા. ૬૧
પુણ્યે સુરલોકની પ્રાપ્તિ તે હોય, દિવ્ય ભોગ દિવ્ય વિષય ભોગવે સોય।
ઇમ સ્વર્ગ વિષે નાના ભોગ કરે, વળી ક્ષીણપુણ્યે મૃત્યુલોક અવતરે. ૬૨
જે કામનાએ કરે વેદોક્ત કર્મ, તે નર પામે નહિ પરબ્રહ્મ,
સકામ બુદ્ધિ જેની અર્જુન, તેને વળી વળી જન્મ પતન ૬૩
સકામથકો કરે વેદોક્ત કર્મ, તેનો મિત્ર કહ્યો એહ ધર્મ;
જે નિષ્કામી જ્ઞાની મમ દાસ, તેહ નિશ્ચે પામે વૈકુંઠવાસ ૬૪
જે અનન્ય ભાવે મારૂં ચિંતન કરે, ફળ અહંકાર મનમાહે ન ધરે,
ઇમ કેવળ મુજને ઉપાસે જેહ, પરમ વૈષ્ણવ ભણિયે તેહ ૬૫

---

૫૭ નિધાન—ભંડાર ૫૮ અમૃત—મોક્ષ વતરેક—વ્યતિરિક્ત—જુદું. ૬૦ ભોગ પામવા—સંસારના વૈભવ મેળવવા વસ્તુ—તત્વ રૂપ વસ્તુ—બ્રહ્મ.

૬૧ ત્રૈવિદ્યા—ત્રણ વેદરૂપ વિદ્યા સોમપાન—સોમ નામના છોડના રસનું પાન ૬૩ કામનાએ—મનમા વિષય ભોગની ઇચ્છા રાખીને સકામ—કામના વાળી પતન—મરણ

૬૫ ફળ—કર્મનું ફળ અહંકાર—હું અમુક કર્મનો કર્તા, એવી બુદ્ધિ

જે નિત્ય ભજે સાવધાનજ થઈ, તેહને હું યોગક્ષેમ પમાડું સહી;
સમબુદ્ધિ લક્ષણ યોગ જે સાર, તેહ પમાડું હું નિર્ધાર. ૬૬
સદાકાળ સમબુદ્ધિ રહે જ્યમ, તેહને તે ક્ષેમ કરૂં હું ત્યમ;
મારે વિષે અનન્યતા જેહને, હું એ યોગક્ષેમ કહું તેહને. ૬૭
જે વાસુદેવ નિરંતર જોય, મહાઅનન્યતા ભણિયે સોય;
સર્વ ભાવે ભજે મુને જેહ, અભય પરમપદ પામે તેહ. ૬૮
અર્જુન ભણે સુણો અવિનાશ, જો સર્વ દેવમાં તમારો વાસ;
દેવયજન કરતા જે કોય, તેને જન્મ મરણ કાં હોય ૬૯
અર્જુન સાચું એ તમો ભણો, પણ જ્ઞાન અજ્ઞાન વચ્ચે અંતર ઘણો;
કુંતીપુત્ર સાંભળ તું તેહ, વિસ્તારીને કહું હું એહ. ૭૦
અન્યદેવની ભક્તિ જે કરે, આસ્તિક બુદ્ધિ મનમાંહી ધરે;
શ્રદ્ધાપૂર્વક યજે જે દેવ, ત્યાંહાજ જાઉં હું અવશ્યમેવ. ૭૧
પણ વિધિતણો ટાળો છે મહી, તેને ત્યાં વિષ્ણુ બુદ્ધિ નહિ;
વિષ્ણુભાવ વિણ મુક્તિ ન હોય, અન્ય ભાવે અવતરે તે સોય. ૭૨
સઘળે થકોજ જોઉં હુંય, અર્જુન નિશ્ચે જાણે તુંય;
પણ જેવો ભાવ તેવી હોય સિદ્ધ, સર્વ લોક વિષે એહ પ્રસિદ્ધ. ૭૩
સર્વ યજ્ઞનો ભોક્તા હું સહી, મુજ વિણ કો પ્રભુ અન્યજ નહિ,

---

૬૬ યોગક્ષેમ—નિર્વાહના સાધન સમ બુ૦—સર્વત્ર સમાન બુદ્ધિ રાખવા રૂપ યોગ

૬૭ તેહને હું૦—તેને તે બુદ્ધિ ક્ષેમ રૂપ કરૂં—તેની તેવી બુદ્ધિ કુશળ રાખું અનન્યતા—એકજ દેવને વિષે આસ્થા

૭૨ પણ દ૦—વિધિ ( પ્રારબ્ધ )નો ટાળો ( અર્થાત્ ખેલ ) એવો છે કે તેને ( અન્ય દેવનું પૂજન કરનારને ) ત્યાં ( તે દેવમાં ) વિષ્ણુ બુદ્ધિ હોતી નથી

પણ યજ્ઞતણા કર્ત્તા જેહ, મુજને તત્વે તત્વે ન જાણે તેહ. ૭૪
સમ્યક્ હું જાણ્યા વિણુ તે પડે, યદ્યપિ મુજને યજે યજ્ઞવડે;
જ્ઞાન અજ્ઞાન વચ્ચે અંતર એહ, હવે ટાળ મિત્ર મનનો સંદેહ. ૭૫
દેવને યજે તે દેવલોક જાય, પિતૃને યજે તે પિતૃલોક સમાય;
ભૂત યજે ભૂતલોકે અનુગમે, મુને યજે તે મારે પદ રમે. ૭૬
મારૂં આરાધન કરે જેહ, સુખે આનંદ ભોગવે તેહ;
મારૂં ભજન સુખ પ્રાપ્તિ છે સોય, દેવ યજન દુઃખે કરી હોય. ૭૭
જો દેવ યજનમાં કાંઈ કૂડું પડે, તો તેહને ફળ સુખ નવ જડે;
મારા ભજનતણી મુખ્ય વાત, જેણે પામિયે પદ સાક્ષાત. ૭૮
પત્ર પુષ્પ અને ફલ તોય, મુને પ્રેમે કરી સમર્પે જે કોય;
તેણે હું આનંદ પામુ અતિઘણો, હુ પ્રેમ ભાવ જોઉં ભક્તતણો. ૭૯
ભક્તે જેહ મુજ આગળ ધર્યું, તે પ્રેમે કરી હુ ભક્ષજ કરૂં;
હું સદાય ભક્તને ભાવે કરી, તૃપ્તિ આનંદ પામુ ફરી ફરી. ૮૦
હું દ્રવ્ય ઉપહાર સામુ જોઉં નહિ, પણુ ભાવે તૃપ્તિ તે પામુ સહી
ભક્તતણે ભાવે અર્જુન, અતિ સંતોષ પામે મારૂં મન. ૮૧
તે માટે તુ યજ એમ કરે, પ્રેમભક્તિ મન માંહે ધરે,
અર્જુન સદાએ કરજે તુ ત્યમ, સાભળ્ય મિત્ર કહુ હું જ્યમ. ૮૨
જે કાંઈ કર્મ કરે જે ખાય, તે મુજ સમર્પે કહે વૈકુ ઠરાય,
હોમ દાન તપ કરે તુ જેહ, સર્વ મુજને સમર્પણુ કરજે તેહ ૮૩
મુજને અર્પે જેહ ફળ હોય, સાભળ અર્જુન કહુ તે સોય,
શુભાશુભ તે કર્મ બંધન, તું તેહથી મૂકાઈશ અર્જુન. ૮૪

---

૭૪ તત્વે તત્વે—પ્રત્યેક તત્વમા ૭૬ અનુગમે—જાય ૭૯ તોય—પાણી ૮૧ દ્રવ્ય—સામગ્રી. ઉપહાર—ભેટ—નનિ.

ફળ તજી કર્મ કરજે નહી, એ ઉપરાંત સંન્યાગજ નહિ;
જે કૃષ્ણાર્પણ બુદ્ધિ એ કરે કર્મ, તે જીવનમુક્ત પાંગે પરબ્રહ્મ. ૮૫
અર્જુન ભણે મુજ આશ્ચર્ય મોય, સ્વામી તારે રાગદ્વેષજ હોય;
અભક્તને આપે અવતાર, ભક્તને આપે મુક્તિભંડાર. ૮૬
અર્જુનની આશંકા સુણી, વળતું કહે ત્રિભુવન ધણી;
ગર્વભૂત વિષે હું ગમાન, મારે નહિ માન અપમાન. ૮૭
પ્રિય અપ્રિય મારે કો નથી, સત્ય મત્ય પાર્થ કહું છું કથી;
અગ્નિતણી પેરે હું છું સમ, મારે નહિ કો કાળ વિષમ. ૮૮
અગ્નિતણી પાસે જેહ જાય, તેનું શીતભય અંધકાર પળાય;
ઇમ મારે શરણે આવે જે કોય, તેહને દુર્ગતિ કયમે ન હોય. ૮૯
વળી સાંભળ્ય અર્જુન સત્ય કહું, ભક્ત મારે વિષે હું ભક્ત વિષે રહું;
ભક્તિભાવે ભજે જે કોય, મુને ભક્ત સ્વભાવે વલ્લભ હોય. ૯૦
મારે રાગદ્વેષજ નહિ, પણ સ્વભાવે ભક્ત વલ્લભ સહી;
વળી ભક્તની મોટમ કહે ભગવાન, તે અર્જુન સુણે થઇ સાવધાન ૯૧
અર્જુન સુણ્ય તુજ કહું નિરધાર, જે મહાપાપ કર્મનું હોય કરનાર;
અનન્ય ભાવે ભજે મુને જેહ, પરમ સાધુ કહી માનું તેહ. ૯૨
મારી ભક્તિ વિષે નિશ્ચય જેહને, હું સાધુપુરૂષ કહું તેહને,
મારી ભક્તિતણી મોટમ તે જોય, મહાપાપી પવિત્ર સદ્ય હોય. ૯૩
વિના પ્રાયશ્ચિત્ત વિના સતકર્મ, મહાપાપી પામે પરબ્રહ્મ,
ભક્તિભાવ ધરે જે કોય, તે ઉતાવળો ધર્માત્મા હોય. ૯૪
નિરંતર ભક્તિ કરે જન જેહ, પરમ શાતતા પામે તેહ,
નિર્ધારે કહે વિશ્વાવાસ, કયમે મારા ભક્તનો ન હોયે નાશ ૯૫

---

૯૦ સ્વભાવે—સ્વભાવથીજ—સ્વાભાવિકપણે ૯૨ ને ૯૦—જે કોઇ પ્રાણી મહાપાપવાળા કર્મને કરનાર હોય

કાળ કર્મ ભય માયા મ'સાર, ત્યાંથી રાખું ભક્તને વાર'વાર;
ભક્તતણી રક્ષા હું કરૂં, ભક્તવત્સલ બિરદ હું ધરૂં. ૯૬
બ્રહ્મ રૂદ્રાદિકના ભક્ત જેહ, કાળ કર્મે નાશ પામે તેહ;
પણ મારા ભક્ત ચ્યવે કયમે નહિ, મારૂં નામ અચ્યુત તે સહી. ૯૭
મુજને આશ્રયે જન કોય, મારૂં પદ તે પામે સોય;
મૂઢ પશુ પાપયોનિ જે જીવ, વળી સ્ત્રી વૈશ્ય શૂદ્ર પામે શિવ. ૯૮
મારે શરણ આવે જન જેહ, પરમ ગતિ પામે સર્વ તેહ;
જ્યમ નાવને આશ્રયે જેહ જન, તે સર્વ પાર પામે અર્જુન. ૯૯
ઉત્તમ તરે અધમ બૂડે નહિ, પરમ ગતિ સર્વ પામે સહી;
ઈમ સ'સાર સમુદ્ર નાવ મમ શર્ણ, આશ્રયે તેનાં ટળે જન્મ મર્ણ. ૧૦૦
પુણ્યવ'ત બ્રાહ્મણ જે પવિત્ર, વળી ઉત્તમકુળ ક્ષત્રી જે મિત્ર;
તે ભક્તિ કરતાં મુને પામે સહી, અહીં આશ્ચર્ય કાંઇ પામવું નહિ. ૧૦૧
અનિત્ય અસુખ લોક દેહ જાણ, હવે મુજને ભજ્ય કહે શાર'ગપાણ;
કહે ભજનતણો પ્રકાર ભગવાન, તે સાંભળજો સહુ થઇ સાવધાન. ૧૦૨
અર્જુન મન મારે વિષે ધરે, અને મારી ભક્તિ નિર'તર કરે;
શ્રવણ કીર્તન સમરણ સેવ, અર્ચન વ'દન દાસત્વ અવશ્યમેવ. ૧૦૩

---

૯૭ ચ્યવે—(ભૂલોકમા) પડે મારૂં ઇ૦— કેમકે મારૂ નામ અચ્યુત (નપડે એવો) છે. ૯૮ શિવ—કલ્યાણ.

૧૦૦ ઇમ ઇ૦—એ પ્રકારે સસાર રૂપી સમુદ્રમા મારા શરણ રૂપ નાવ છે, તે નાવને આશ્રયે (આશ્રય કરે) તેના જન્મ મરણ ટળે

૧૦૨ અનિત્ય—નાશવ'ત. અસુખ—દુ:ખરૂપ.

૧૦૩ શ્રવણાદિ નવ પ્રકારની ભક્તિ ગણાવેછે. શ્રવણ ઇ૦ શ્રવણ—હરિની કથા સાભળવી કીર્તન—હરિકથાનુ કથન કે ગાન કરવું સ્મરણ—હરિના ચરિતનુ કે તેના નામનુ વારવાર સ્મરણ કરવુ. સેવ—હરિના રૂપની ઉપાસના કરવી અર્ચન—હરિના રૂપની શાસ્ત્રોક્ત વિધિથી

સખ્યભાવ દેહસમર્પણ કરી, ભક્તિએ મુજને પામીશ કહે હરિ;
યજ્ઞે કરી મુજને યજે મિત્ર, ઈમ પામીશ મારૂં પદ પવિત્ર. ૧૦૪
નવમે ભક્તિયોગ તે કહ્યો, તે હરિકૃપાએ સંતે લહ્યો;
કહે નરહરિ થાઓ સાવધાન, ભક્તિએ પામિયે ભગવાન. ૧૦૫
અંતર્યામી સર્વાવાસ, તેણે હૃદય કમળમાં કર્યો પ્રકાશ;
ઉપજાવ્યું તેવું કહ્યું સહી, કહે નરહરિ કાંઇ જાણું નહિ. ૧૦૬

. इति श्रीमहाभारते भीष्मपर्वणि श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्ज्जुनसंवादे भक्तियोगो नाम नवमोऽध्यायः ॥ ९ ॥

---

પૂજા કરવી. વંદન-હરિને પ્રણામ કરવા દાસત્વ—હરિનો હું દાસ છું એમ મનમા રાખીને સદા વર્ત્તવુ. ૧૦૪ સખ્ય—હરિને મિત્ર માનીને વર્ત્તન કરવુ. દેહસમર્પણ—દેહ વગેરે યત્કિંચિત્ હરિનું છે, મારૂં નથી, એમ માનીને વ્યવહાર કરવો તે.

## અધ્યાય ૧૦ મો.

### રાગ પૂર્વછાયો.

સાતમે આઠમે નવમે કહ્યા, ભજનીય શ્રીભગવંત,
સદા સર્વદા સેવ્ય તે, જે આદિ પુરૂષ અનંત ૧
શ્રીભગવંત ભજ્યા વિના, ભાઇ નાવે આત્મજ્ઞાન,
તે માટે મહાજન કહે, ભજિયે શ્રીભગવાન ૨
દશમે આત્મવિભૂતિ કહે, અર્જુનને શ્રીકૃષ્ણ,
વિભૂતિ યોગ તે વર્ણવે, શ્રીમુખે શ્રીગુરૂ વિષ્ણુ ૩
સંક્ષેપે વર્ણન કર્યું, વળી વિસ્તારી કહે તેહ,
જે સાભળતાં નિશ્ચલ હોયે, ચંચળ મન તો એહ ૪
મન સ્થિર કારણ બોલિયે, અનેક યોગ સાધન,
આત્મજ્ઞાનને અનુભવ્યે, હોય મન અમન ૫
બાળને બોધ ઉપજાવવા, ગુરૂ કરે અનેક ઉપાય,
ઉપાયે બોધ ઉપજે, પછે જ્યમ છે ત્યમ પ્રીછાય ૬
પ્રીછ્યાને સહુ પાધરૂં, અણપ્રીછ્યાને ઘમંડ,
પ્રીછ્યાને કાઇએ નથી, અણપ્રીછ્યે બ્રહ્માંડ ૭

---

૧ ભજનીય—ભજવા યોગ્ય સેવ્ય—સેવવા યોગ્ય ૩ આત્મવિભૂતિ—પોતાનું ઐશ્વર્ય ૪ સાભળતાં—'તાં તાં' એવો પાઠ છે ૫ આત્મજ્ઞાનને ઈ૦—પણ આત્મજ્ઞાનનો અનુભવ કરવાથી મન તે અમન થઇ જાય છે—મન પોતાના સંકલ્પ વિકલ્પ છોડી દઇને લય પામે છે

૬ જ્યમ છે ત્યમ—વસ્તુનું યથાર્થ સ્વરૂપ ૭ પ્રીછ્યાને—જાણ્યું હોય તેાે ઘમંડ—ગર્વ અણપ્રીછ્યે ઈ૦—ન જાણ્યે તો વસ્તુ બ્રહ્માંડ જેવી મોટી

અર્જુનને પ્રીછય આણવા, કરે કૃષ્ણજી અનેક ઉપાય,
હરિના વચન હૃદે ધરી, મોહ અજ્ઞાન તે જાય ૮
ભક્તને ન મેલે વણસતો, હરિ ભક્તવત્સલ ભગવાન,
અનેક ઉપાયે કરી, આવે આત્મજ્ઞાન ૯
પૂર્વે ભક્તિ નિરૂપણ કરી, વળી ભક્તિજ્ઞાન કહે ઇશ,
તે અનુભવતા સંશય ટળે, પ્રગટ મળે જગદીશ ૧૦

## શ્રીભગવાન ઉવાચ.

### ચોપાઇ

મહાબાહો વળી સુણય અર્જુન, કહુ તુજને હુ સત્યવચન,
જેહ સુણતા આનંદ અતિ હોય, પરમાત્મજ્ઞાન પામે જે સોય ૧૧
તારા હિતને અર્થે મિત્ર, બોલીશ જ્ઞાન તે પરમપવિત્ર,
તુ મારા વચન વિષે પ્રીયમાણ, કહીશ તુજને તત્વ નિર્વાણ ૧૨
તત્વજ્ઞાનનુ દુર્જ્ઞેયપણુ, સાભળ્ય અર્જુન તે હુ ભણુ,
ઇદ્રપ્રમુખ સમસ્ત જે દેવ, તે મુજને જાણે નહિ અવશ્યમેવ ૧૩
મહાઋષિ મુજને જાણે નહિ, એ સર્વની ઉત્પત્તિ મુજથી સહી,
દેવઋષિ સર્વને આદ્ય હુ ય, અર્જુન નિશ્ચય જાણે તુ ય ૧૪
કાર્ય કારણને કયમ કહે, અને કારણ કારણને ત્યા લહે,

---

લાગે છે અથવા જ્યા સુધી આત્મવસ્તુ જાણી નથી ત્યા સુધી આ નાના પ્રકારના ભેદવાળુ બ્રહ્માડ ભાસે છે ૮ પ્રીછય—જ્ઞાન

૧૨ પ્રીયમાણ—પ્રસન્ન થતો તુ મારા વચન સાભળીને પ્રસન્ન થાયછે, માટે હુ તને નિર્વાણતત્વ ( મોક્ષતત્વ ) કહીશ અથવા નિર્વાણ ( નક્કી ) તત્વ કહીશ

૧૩ દુર્જ્ઞેયપણુ—દુખે કરીને જાણવાપણુ ઇદ્રપ્રમુખ—ઇદ્રઆદિ

કારણજ્ઞાન હોય જેહને, જીવનમુક્ત કહિયે તેહને. ૧૫
મારા સ્વરૂપને લહે જે કોય, સર્વ પાપથી મૂકાયે સોય,
હું અજ અનાદિ સર્વજ્ઞ સર્વેશ, જેહને એવો મારે વિષે ઉદ્દેશ ૧૬
એવો સર્વોત્તમ જાણે મુને જેહ, મનુષ્ય માહે મહાજ્ઞાની તેહ;
સમસ્ત પાપ તેહનાં સદ્ય ટળે, તે મારા સ્વરૂપની માહે ભળે. ૧૭
મુજ સરખો મોટો નહિ કોય, તેહ કારણ સાંભળ મિત્ર સોય,
બુદ્ધિ જ્ઞાન નિર્મોહજપણું, ક્ષમા સત્ય દમ શમ વળી ભણું. ૧૮
સુખ દુ ખ ભવ અભવ પરમાણુ, ભય અભય સર્વ મુજથી જાણ;
અહિંસા સમતા તુષ્ટિ જેહ, તપ દાન યશ અયશ વળી તેહ. ૧૯
એવા ભાવ જીવને બહુ હોય, તે મુજથકા પ્રથક્ વિધ સોય;
જે મુજને સર્વેશ્વર જાણી ધ્યાય, તે શુભાશુભ કર્મથી મૂકાય. ૨૦
મહાઋષિ સપ્તઋષિ પણ ચાર, વળી પૂર્વે મનુ હવા નિર્ધાર,
મેં મારી માયાએ કરી, એ મનથી ઉપજાવ્યા કહે હરિ ૨૧
જેણે આ રચના કરી લોકતણી, સ્થાવર જંગમ પ્રજા સૃજી ઘણી;
મને સર્વેશ્વર જાણી હૃદે ગ્રહે, અને લોક રચનાનુ કારણ લહે. ૨૨

---

૧૫ દેવઋષિ વગેરે પરમાત્માને નથી જાણતા તેનુ કારણ કહેછે કાર્ય ઇ૦ —કાર્ય પોતાના કારણને શી રીતે કટે—બતાવી શકે ? મતલબ કે દેવાદિક કાર્ય છે ને હુ તેમનુ કારણ છુ, તેથી તેઓ મને જાણી શકતા નથી પણ જે કારણ રૂપે થયો હોય તે કારણને જાણી શકે. કારણજ્ઞાન—કારણ રૂપ આત્માનુ જ્ઞાન

૧૭ ટળે—'છળે' એવો પાઠ છે ૧૯ ભવ—ઉત્પત્તિ અભવ—નાશ તુષ્ટિ—તૃપ્તિ—અનિચ્છા ૨૦ પૃથક્ વિધ—નાના પ્રકારના ( ભાવ )

૨૧ ચાર—સનક વગેરે ચાર ઋષિઓ મનુ—સ્વાયભુવ વગેરે ૨૨ હૃદે ગ્રહે—હૃદયમા રાખે ( ઋષિઓ વગેરે ) લોક રચનાનું ઇ૦—આ લોકની રચના કરવાનુ કારણ પણ તેઓ છે એમ તુ જાણ "येषा लोक इमा प्रजा." એવુ મૂળમા છે માટે આવો અર્થ કરવો

વળી વિભૂતિ યોગને જાણે જેહ, (તે) દેહ તજી જન્મ પામે નહિ તેહ;
એવું બોલે જગદાધાર, મારૂં પદ પામે તે સાર. ૨૩
મુજથકી ઉપજે સર્વ કોય, મુજવડે સર્વ પ્રવૃત્તજ હોય;
એમ જાણી બુધ ભજે મુજને, વળી વળી અર્જુન કહું તુજને. ૨૪
પ્રેમ પ્રીતિ સમચિત્તે કરી, જે મારૂં ભજન કરે ફરી ફરી;
ભજવાનો પ્રકાર હરિ કહે, તે અર્જુન એક ચિત્તે હૃદે ગ્રહે. ૨૫
જે ચિત્ત પ્રાણ મારે વિષે ધરે, અને સમર્પણ મુજને કરે;
પરસ્પર મુજને કહે સુણે, મારૂં નામ નિરંતર ભણે. ૨૬
જે પામ્યો સ્વાદ ભક્તિ રસતણો, તે હર્ષ સંતોષ પામે અતિ ઘણો;
એમ મારૂં ભજન સદા જેહને, હું આત્મજ્ઞાન આપું તેહને. ૨૭
જે નિરંતર ભક્તિયુક્ત અર્જુન, પ્રીતિપૂર્વક કરે મારૂં ભજન;
તેને તત્વજ્ઞાન બુદ્ધિ આપું સાર, પછી મુજને તે પામે નિર્ધાર. ૨૮
મુજને ભજતા જન જે કોય, અજ્ઞાન તેને અંતરાય ન હોય;
જેનું સમગ્ર અજ્ઞાન તે ગયું, તેણે પદ નિર્વાણ તે લહ્યું. ૨૯
હું ભક્ત ઉપર અનુકંપા કરી, તેને અંતઃકરણે વસું કહે હરિ;
જંતુતણું અજ્ઞાન કરૂં નાશ, (હું) જ્ઞાનદીપનો કરૂં પ્રકાશ. ૩૦
સંક્ષેપે વિભૂતિયોગ સાંભળી, વિસ્તાર સુણવા ઇચ્છા કરી વળી;
કર જોડી અર્જુન ઉચ્ચરે, કૃષ્ણજી પ્રત્યે પ્રાર્થના કરે. ૩૧

---

૨૫ પ્રેમ ઇ૦—પ્રેમ (આનંદ), પ્રીતિ (સ્નેહ) તથા સમ (સર્વેને વિષે સમાન) ચિત્ત રાખીને જે (ઋષિઓ વગેરે) મારૂં ભજન વાર વાર કરે છે

૨૬ પરસ્પર ઇ૦—એક બીજાને મારા સબંધી વાર્તા કહે તથા સાભળે. ૨૯ અજ્ઞાન ઇ૦—તેને અજ્ઞાન અંતરાય (વિઘ્ન) રૂપ થતું નથી.
૩૦ અનુકંપા—દયા જંતુ—પ્રાણી.

## અર્જુન ઉવાચ.

હે પરબ્રહ્મ હે પરમધામ,
પરમપવિત્ર સર્વોત્તમ ( ઉત્કૃષ્ટ ) સ્વામ,
હે પરમ પુરૂષશાશ્વત દીવ્યરૂપ,
આદિ દેવ આજ વ્યાપક સ્વરૂપ. ૩૨

વસિષ્ઠ પ્રમુખ મહર્ષિ તો જેહ,
તેથકી સાંભળ્યું મેં એહ;
અસિત દેવલ નારદ વેદવ્યાસ,
એ સર્વે તમારાં રૂપ પ્રકાશ. ૩૩

વળી તમોએ શ્રીમુખે એમ કહ્યું,
તેહ સુણી મે ન જાય રહ્યું;
બ્રહ્મા ઈશ વશવર્તી જેહને,
કેશવ નામ કહિયે તેહને. ૩૪

હે કેશવ તમે કહ્યુ મુજ જેહ,
( એ ) સર્વ યથારથ માનુ તેહ;
તમારૂં ઐશ્વર્ય અકલ અપાર,
તે દેવ દાનવ લહે ન લગાર. ૩૫

---

૩૨ પરમધામ—પરમસ્થાન રૂપ હે કૃષ્ણ! શાશ્વત—સનાતન—નિરંતર અવિનાશી અજ—જન્મરહિત ૩૩ પ્રકાશ—પ્રકાશ ( કરેછે. )

૩૪ બ્રહ્મા ઇ૦—જેને બ્રહ્મા ( क ) તથા, ઇશ ( શંકર—ईश ) વશમા વર્તેછે તેને કેશવ ( क+ईश+व—વશકરનાર ) કહિયેછિયે

૩૫ યથારથ—'અતદિત'! એવો પાઠ છે "सर्वमेतदृतमन्ये" એવુ મૂળ ગ્રંથમા છે એટલે "તે સર્વ હુ સાચુ માનુછુ."

હે પુરૂષોત્તમ વૈકુંઠરાય,
તમારૂં એશ્વર્ય તમો લહેવાય,
બ્રહ્માદિક જાણવા શકય નથી,
સત્ય સત્ય સ્વામી કહું કથી ૩૬
તમો સમસ્ત ભૂતની પ્રતિપાલના કરો,
અને લીલાએ સરજો સંવરો,
તમો સર્વ ભૂતના પ્રભુ ઇશ,
દેવદેવ જગત્પતિ જગદીશ ૩૭
તમારો મહિમા તમો લહો દેવ,
હવે મારો મનોરથ પૂરો અવશ્યમેવ,
હે મહાનુભાવ કહો મુજ તેહ,
દિવ્ય વિભૂતિ તમારી જેહ ૩૮
જે આ લોક સમસ્ત વિભૂતિએ કરી,
તમો વ્યાપી રહ્યા સદા શ્રીહરિ,
વિભૂતિ સુણવાનું જે પ્રયોજન,
તે ભગવતને કહે અર્જુન ૩૯
કહો સ્વામી તમને કયા ચિંતવું,
કયા પૂજું અને કહો કયા સ્તવું,
એ ચિત્ત બહિર્મુખ ન રહે એક ઠામ,
તે માટે વિભૂતિ કહો તમે સ્વામ ૪૦
સદા તમને ચિંતવતું મન એહ,
પછી આકૃતિયે સ્થિર થાયે તેહ,

---

૩૬ તમો લહેવાય—તમારાથીજ જાણી શકાયછે—તમેજ જાણોછો
૪૦ બહિર્મુખ—હરિચિંતન વિનાનું

કયાં કયાં ચિંતવું તમને ભગવાન,
મહાયોગી મુજને કહો તે સ્થાન ૪૧
વળી વચન કહો મહારાજ,
જેણે જીવ સમસ્તનું સીઝે કાજ;
એમ પાર્થે પ્રારથના સ્તુતિ કરી,
પરમ પ્રસન્ન થયા શ્રીહરિ. ૪૨
આત્મયોગ ઐશ્વર્ય મહા જેહ,
વળી વિભૂતિ વિસ્તારી કહોને તેહ;
એ અમૃતપાન કરતા જનાર્દન,
તૃપ્તિ ન પામે મારૂં મન ૪૩
કુરૂશ્રેષ્ઠ સાભળ મિત્ર તુય,
જે દિવ્ય આત્મ વિભૂતિ કહું હુંય,
મારી વિભૂતિતણો નહિ પાર,
પણ પ્રધાન તે કહીશ નિર્ધાર ૪૪
અર્જુનને કુરૂશ્રેષ્ઠ હરિએ કહ્યો,
તેનો અભિપ્રાય મે લહ્યો,
જો કોઇ કુળે નીચજ હોય,
પણ સર્વ પે અતિ ઉત્તમ સોય. ૪૫

---

૪૧ આદ્દિણુયે—એની મેળે તેહ—'વહે' એવો પાઠ છે તે મારવાડી ભાષાનો પ્રયોગ જણાય છે ૪૨ શીઝે—સિદ્ધ થાય ૪૩ જનાર્દન—વિષ્ણુ ૪૪ કુરૂશ્રેષ્ઠ—કુરૂ કુળમા શ્રેષ્ઠ આત્મવિભૂતિ—પોતાનુ ઐશ્વર્ય પ્રધાન—મુખ્ય મતલબ કે મુખ્ય મુખ્ય વિભૂતિ કહીશ

૪૫ ભીષ્મ યુધિષ્ઠિર વગેરે છતા અર્જુનને કુરૂકુળમા શ્રેષ્ઠ કેમ કહ્યો તેનો હેતુ કવિ બતાવે છે જો કોઇ ૪૦.

અનન્ય ભક્તિ નિજજ્ઞાન જેહને,
સર્વોત્કૃષ્ટ કહિયે તેહને,
કે નિરતર સત્સગ કરે જેહ,
સાધુ વચન ગ્રહે શ્રેષ્ઠ તેહ ૪૬
અને વૃદ્ધથકો બાળક તે જાણ,
જે ન હોયે વિષ્ણુભક્તિ પરાણ્ય;
વર્ણાશ્રમ દર્શન ધર્મ કર્મ,
હરિભક્તિ વિના જાણે તે શ્રમ. ૪૭
કેવળ કૃષ્ણચરણશરણે રહ્યો,
તે માટે અર્જુન શ્રેષ્ઠ કહ્યો,
તે ઉત્તમ તે ચતુરસુજાણ,
જેહ ભજે હરિ પુરૂષપુરાણ. ૪૮
પહેલા કૃષ્ણ કહે સ્વરૂપ,
જેહ જાણી જીવ હોય તદ્રૂપ,
શ્રીમુખે સ્વરૂપ કહે ભગવાન,
તે સાભળજો જન થઈ સાવધાન. ૪૯
અર્જુન મુજને આત્મા જાણ,
સર્વ ભૂતને હૃદય પ્રમાણ,
આદ્ય અત મધ્ય ભૂતને હુય,
એ નિર્ધાર જાણ્ય મિત્ર તુય. ૫૦

---

૪૬ કોણ ઉત્તમ તે કહેછે અનન્ય ૯૦ નિજજ્ઞાન—આત્મજ્ઞાન ૪૭ પરાણ્ય—પરાયણ વિષ્ણુ ભક્તિ પરાયણ જે ન હોય તેને વૃદ્ધ છતા બાળક જાણવો વર્ણ—બ્રાહ્મણાદિ ચાર આશ્રમ—બ્રહ્મચારી આદિક ચાર દર્શન —ન્યાય, વૈશેષિક, મીમાસા, વેદાત, સાખ્ય અને યોગ, એ ૭ ૫૦ આદ્ય

મુજ વણુ કોઈ અનેરો નહિ,<br>
સર્વ ભૂત એક હુંયજ સહી;<br>
એ કહ્યું કેવળ સ્વરૂપનું જ્ઞાન,<br>
હવે વિભૂતિ વર્ણન કરે ભગવાન. ૫૧

બાર આદિત્ય માંહી વિષ્ણુ જેહ,<br>
અર્જુન નિશ્ચે હું ત્યાં તેહ;<br>
તેજસ્વીમાંહી સૂર્ય તે હુંય,<br>
મિત્ર એ સાચું માનજે તુય ૫૨

વાયુ સકળમાં મરીચિ જે વાય,<br>
તેને હું કહે વૈકુંઠરાય,<br>
નક્ષત્રમાંહી શશિ જે નામ,<br>
અર્જુન તે ત્યા મારૂં ધામ ૫૩

વેદમાંહિ સામવેદ જે સાર,<br>
તેહ તે હુ જાણો નિર્ધાર,<br>
દેવ સકળ માહી જે ઇંદ્રદેવ,<br>
તેહ તે હુ જાણો અવશ્ય મેવ. ૫૪

ઇંદ્રી એકાદશ માહી જે મન,<br>
તેહ તે હું જાણજે અર્જુન,<br>
ભૂતમાહી ચેતનાબુદ્ધિ કહી,<br>
તે મારૂં રૂપ જાણુ મિત્ર સહી ૫૫

---

ઇ૦— ભૂતને ( પ્રાણી માત્રના ) આદિમા ઉત્પત્તિ કે કારણ રૂપે, મધ્યમા જગત્ કે કાર્ય રૂપે અને અતમા નાશ કે એક મત્તા રૂપે હુજ હુ ૫૩ તેને ઇ૦—અર્થાત્ ' તે હુ છુ' એમ વૈકુઠરાય કહેછે

૫૫ એકાદશ—અગિયાર પાચ કર્મેદ્રિય, પાચ જ્ઞાનેદ્રિય, એક મન, એમ અગિયાર ઇદ્રિયો છે ચેતનાબુદ્ધિ—ચૈતન્યરૂપી બુદ્ધિ

રૂદ્રમાંહી શંકર અભિધાન,
તે તે હું એમ કહે ભગવાન;
યક્ષ રાક્ષસમાંહી જેહ ધનંદ,
તે તે હું કહે પરમાનંદ. ૫૬
આઠ વસુ માંહે પાવક જેહ,
અર્જુન જાણજે હું ત્યાં તેહ;
અષ્ટકુળ પર્વતમાંહે મેરૂ મધ્ય,
તે તે હું જાણજે પ્રસિદ્ધ. ૫૭
દેવગુરૂમાંહે અતિ શ્રેષ્ઠ પવિત્ર,
એવો બૃહસ્પતિ તે (ત્યાં) હું મિત્ર;
સેનાપતિ માંહે સ્વામિ કાર્તિક જેહ,
વળી વળી અર્જુન કહું હું તેહ. ૫૮
સરોવર માંહે સમુદ્ર મુજને જાણ;
મહર્ષિમાં હું ભૃગુ પ્રમાણ,
વાણીમાંહે હું ઓંકાર,
તેહ તે હું જાણજે નિર્ધાર. ૫૯
જગ્ન માંહે જપ યજ્ઞ નિષ્કર્મ,
મારૂં રૂપ કહે પરિબ્રહ્મ;
પર્વતમાંહે હિમાચળ મહાન,
તે તે હું કહે શ્રીભગવાન. ૬૦
વૃક્ષમાંહે પીંપળો ત્યાં જેહ,
પાર્થ માહરો અંશ ત્યાં તેહ;
દેવઋષિમાંહી નારદ દયાળ,

---

૫૬ ધનંદ—ધનદ—કુબેર ભંડારી.

તે મારૂ રૂપ કહે ગોપાળ ૬૧
ગંધર્વમાહે ચિત્રરથ હુય,
સિદ્ધમાહે કપિલ હુ જાણજે તુય,
ઉચ્ચૈશ્રવા અશ્વ જે સાર,
તે તે હુ જાણજે નિર્ધાર ૬૨
ગજેદ્રમાહે એરાવત નામ,
અર્જુન તે ત્યા મારૂ ધામ,
નરમાહે રાજા જેહ હોય,
મિત્ર નિશ્ચય હુ ત્યા સોય ૬૨
આયુધ માહે વજ્ર જે સાર,
અર્જુન તે ત્યા હુ નિર્ધાર,
ધેનુ માહે કામધેનુ જે કહી,
મારૂ રૂપ જાણજે સહી ૬૪
પ્રજન માહે કદર્પ તે હુય,
હે પાર્થ સાચુ માનજે તુય,
સર્પ માહે વાસુકિ જેહ,
પાડુપુત્ર હુ જાણજે તેહ ૬૫
નાગ સમસ્તમાહે જે અનત,
તે તે હુ કહે શ્રીભગવત,
ઉદક નિવાસીમા વરૂણદેવ,
મારૂ સ્વરૂપ તે અવશ્યમેવ ૬૬

---

૬૫ પ્રજન—ઉત્પત્તિ કરનાર ૬૬ અનત—શેષનાગ ઉદક નિવાસી —જળમા રહેનારા

પિતૃમાહે અર્યમા અભિધાન,
તે ત્યા હું કહે શ્રીભગવાન,
દંડધરમાં બળિયો તે યમ,
તે હું કહે શ્રીપુરૂષોતમ. ૬૭

દૈત્યમાહે પ્રહ્લાદ જે નામ,
અર્જુન! મારૂં તેહ સ્વધામ;
કલના કર્ત્તા તેમા જે કાળ,
તે તે હુ કહે દીનદયાળ ૬૮

મૃગમાહે સિંહ તે મુજ જાણ,
એવું બોલે શ્રીશારંગપાણ;
પક્ષીમાંહે ગરૂડ હું હોય,
મુજને વહે તે અન્ય ન કોય. ૬૯

જ્યાં પવિત્રતા શીઘ્રતા ઘણી,
એવો પવન તે મૂર્ત્તિ મમતણી;
શસ્ત્રધર માહે મહાબળિયો જે રામ,
અર્જુન! તે ત્યા મારૂ નામ ૭૦

મત્સ્ય માહે મગર અતિ પ્રૌઢ,
તે તે હું કહે ગરૂડારૂઢ,

---

૬૭ અર્યમા—પિતૃઓનો અભિમાની દેવ ૬૮ તેહ સ્વધામ—અ ચૈતન્ તેને વિષે રહુ છુ—તે મારૂ રૂપ છે કલના કર્તા—કલના (ગણના) કરનારા દિવસ, માસ, વર્ષ રૂપે ગણનાઓમા મુખ્ય જે કાળ તે મારૂ સ્વરૂપ છે ૬૯ મુજ—મને શારંગપાણ—શાર્ઙ્ગ નામે ધનુષ્ય જેના હાથમા છે એવા

નદી સમસ્તમાં જાન્હવી જેહ,
મારી તનુ તે જાણો તેહ. ૭૧
સૃષ્ટિની આદિ અંત મધ્ય હુંય,
એહ માચું મિત્ર માને તુંય;
વિદ્યામાંહી આત્મવિદ્યા જે ખરી,
તે સાક્ષાત્ કહે હું હરિ. ૭૨
વાદમાહી આત્મવાદ જે સાર,
તે તે હું જાણે નિર્ધાર,
અક્ષર માંહી અકાર જે કહ્યો,
તે હું જાણી મહંતે ગ્રહ્યો. ૭૩
સમાસ ચારમાં જે દ્વંદ્વ સમાસ,
તે તે હું કહે વિશ્વાવાસ;
અથવા દ્વંદ્વતણો જે સમાસ,
તે તે હું કહે વિશ્વાવાસ ૭૪
સર્વનો ક્ષય કરતો જે કાળ,
તે હું કહે પ્રભુ પરમ દયાળ;
ચતુર્મુખ બ્રહ્મા ત્યા જેહ,
મિત્ર જાણ મારૂં તનુ તેહ ૭૫.
સર્વને હરતું જે મૃત્યુ,
અર્જુન તે તો મારાથી પ્રવર્ત્યું,

---

૭૧ તનુ—શરીર ૭૪ સમાસ ચાર—દ્વં.દ્વ, બહુવ્રીહિ, તત્પુરૂષ ને કર્મધારય અવ્યયીભાવનો તત્પુરૂષમા ને દ્વિગુનો કર્મધારયમા સમાવેશ થાય છે, માટે મુખ્ય ચાર સમાસ કહ્યા છે વિશ્વાવાસ—વિશ્વના આવાસ (સ્થાન) રૂપ

પ્રલય અંતે ઉદ્દ્ભવ હું કહું,<br>
સત્વ રજ તમને હું ગ્રહું. ૭૬<br>
સ્ત્રીમાહે એટલી શ્રી જે કહી,<br>
તેહ તે હું મિત્ર જાણે સહી;<br>
કીર્ત્તિ શ્રી સરસ્વતી સ્મૃતિ રમા,<br>
મેધા ધૃતિ શાંતિ હ્રી ક્ષમા. ૭૭<br>
સામ ગ્રંથમાં જે બૃહત્ સામ,<br>
સાભળ સાધુ તે મુજ ધામ;<br>
વેદમાહે ગાયત્રી મુજ જાણ;<br>
વળી વળી નિશ્ચય એહ તું આણ, ૭૮<br>
માસમાંહે માગશીર્ષ જે માસ,<br>
તે તે હું કહે વિશ્વાવાસ,<br>
ઋતુ સઘળીમાહે જે વસંત,<br>
તે મુજને જાણ કહે ભગવંત. ૭૯<br>
છળમાહે દ્યૂત ત્યા જેહ,<br>
અર્જુન મુજને જાણે તેહ,<br>
તેજસ્વીમાહે તેજ જે હોય,<br>
સાક્ષાત્ અર્જુન હું તે સોય ૮૦<br>
જય સ્વરૂપ તે મુજને જાણ,<br>
ઉદ્યમ તે મુજને પરમાણ,

---

૭૬ ઉદ્દ્ભવ—ઉત્પત્તિ તગને—તમો ગુણને ગ્રહુ—' ધરૂ ' એવો પાઠ છે. ૭૭ એટલી–હવે પછી કહેવાશે તેટલી રમા–લક્ષ્મી મેધા—બુદ્ધિ ધૃતિ—ધીરજ હ્રી—લજ્જા

૭૮ બૃહત્ સામ—જે સામવડે ઇંદ્રનુ ઇશ્વર રૂપે સ્તવન કરવામા આવે છે તે ૮૦ દ્યૂત—જુગટુ

સાત્વિક વિષે જે સત્વ ગુણ સાર,
તે તે હું કહે જગદાધાર. ૮૧
યાદવ સમસ્તમાંહે જે વાસુદેવ,
તે તે હું જાણે અવશ્યમેવ;
પાંડવમાંહે ધનંજય તુંય,
નિરધારી જાણે તે હુંય. ૮૨
મુનિ સમસ્તમાંહે વેદવ્યાસ,
તે મારી મૂર્ત્તિ કહે અવિનાશ;
કવિમાંહે શુક્રાચાર્ય જે નામ,
તે તે હું કહે ત્રિભુવનસ્વામ. ૮૩
દમમાંહે જે દંડ અભિધાન,
તે મુજને જાણ કહે શ્રીભગવાન;
જીતવા વાંચ્છતા જેહ જન,
તેહમાં ન્યાય તે હું અર્જુન. ૮૪
ગોપ્ય વસ્તુ માંહે જે મૌનપણું,
તેહ રૂપ અર્જુન મમતણું;
જ્ઞાનવંત માંહે જ્ઞાન જેહ,
મારૂં સ્વરૂપ મિત્ર ત્યાં તેહ. ૮૫
સર્વ ભૂત ઉપજે જેણે કરી,
તે અવ્યય બીજ કહે હું હરિ;
હવે અર્જુન ઘણું શું કહું,

---

૮૪ દમ—દમન કરવું. ૮૪ ન્યાય—( નીતિશાસ્ત્રના અર્થમાં ). ૮૫ ગોપ્ય—સંતાડવા લાયક.

સ્થાવર જંગમમાં હું રહું. ૮૬

હું વિના અન્ય પદારથ નથી,
સત્ય સત્ય પારથ કહું કથી;
મારી દિવ્ય વિભૂતિતણો નહિ પાર,
પરંતપ જાણે નિરધાર. ૮૭

એ સંક્ષેપે કાંઈ તુજ કહી,
હવે સમગ્રપણે સાંભળ તે સહી;
જ્યાં જ્યાં એવાં હોયે ચિન્હ,
તે મારો અંશ જાણે અર્જુન. ૮૮

મારી વિભૂતિ જાણે તેહને,
અતિ ઉત્તમ ગુણ હોય જેહને;
જ્યાં ઘણી શોભા ઘણી લક્ષ્મી હોય,
મારી વિભૂતિ જાણજે સોય. ૮૯

જ્યાં ઘણો ઉત્સાહ ઘણું પવિત્રપણું,
ઘણી પતિષ્ઠા તે રૂપ મમતણું;
એવા ઉત્તમ પદાર્થ દીસે જ્યાંહ,
તું મારી ભાવના કરજે ત્યાંહ. ૯૦

વિભૂતિ વર્ણન એહ દુર્લભજ્ઞાન,
અર્જુન એ કાંઇ ન હોય મહાન;
મહાજ્ઞાન કહ્યું તુજ વળી,
જે જાણી દ્વૈત જાયે ટળી. ૯૧

---

૮૬ અવ્યય—અવિનાશી ૮૮ એવા—ઐશ્વર્યવાળા. ૮૯ જેહને—જે વસ્તુમા ૯૧ દ્વૈત—દ્વૈતભાવના.

જગત્ બ્રહ્માંડ હું વ્યાપી રહ્યો,
એ મહાઉપદેશ શ્રીમુખે હરિ કહ્યો;
ખંડ દૃષ્ટિ મૂકો હવે પરી,
અખંડ દૃષ્ટિ રાખો હૃદે ધરી. ૯૨

સદા સર્વત્ર સર્વ મુજને જાણ,
વળી વળી એહ નિશ્ચય મન આણ,
દશમે વિભૂતિયોગ મેં કહ્યો,
તે કૃષ્ણકૃપાએ સતે લહ્યો. ૯૩

અંતર્યામી સર્વાવાસ,
તેણે હૃદયકમળમાં કર્યો પ્રકાશ,
ઉપજાવ્યું તેવું કહ્યું સહી,
કહે નરહરિ કાંઈ જાણું નહિ ૯૪

इति श्रीमहाभारते भीष्मपर्वणि श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे विभूतियोगो नाम दशमोऽध्यायः ॥ १० ॥

# અધ્યાય ૧૧ મો.

## રાગ પૂર્વછાયો.

વિભૂતિનું વર્ણન સુણી, પામ્યો અર્જુન અતિ આનંદ;
વળી અખંડ કૃષ્ણે કહ્યો, જેણે ટળે સમગ્ર તે દ્વંદ્વ. ૧
હું આ સર્વ વ્યાપી રહ્યો, એમ કૃષ્ણે કહ્યું નિર્ધાર;
તે સ્વરૂપ જોવાનો મનોરથ કરે, શ્રીકુંતીપુત્ર અપાર. ૨
ઐશ્વર્યયુક્ત સ્વરૂપ જે, તે જોવાને અર્જુન;
અતિ આતુરતાથકી બોલિયો, કૃષ્ણજી પ્રત્યે વચન. ૩

## અર્જુન ઉવાચ.

સ્વામી પરમ કૃપા મુજને કરી, કહ્યું ગુહ્ય અધ્યાત્મજ્ઞાન;
તમારે વચને માહરો, ગયો તે મોહ ભગવાન. ૪
હે કમળનયન કરૂણાનિધિ, હે ભક્તવત્સળ વાસુદેવ;
તમ થકી મેં આ લોકનો, સુણ્યો ઉત્પત્તિ લય અવશ્યમેવ. ૫
સ્વામી અક્ષય મોટમ તમતણી, તે કહી એ નાશ ન હોય;
દેશ કાળ અવિચ્છિન્ન સદા, તમથકી અધિક ન કોય. ૬
એમ હરિના વચનની સ્તુતિ કરી, હવે કહે પોતાનો અભિપ્રાય;
કર જોડીને અર્જુન કહે, સુણો શ્રીવૈકુંઠરાય ૭
હે પુરૂષોત્તમ પરમાત્મા, હે પરમેશ્વર પરિબ્રહ્મ;

---

૬ દેશ કાળ ઇ૦—તમે દેશ અને કાળવડે અવિચ્છિન્ન (વિભાગ ન પામો એવા ) છો અર્થાત્ તમે આટલા દેશમા અને આટલા કાળમા છો, તથા આટલા દેશ અને કાળમાં નથી, એમ કદાપિ છે નહિ. તમો સર્વત્ર તથા સદાકાળ છો

જે તમારૂં રૂપ તમે વર્ણવ્યું, તે હું જાણુવા ઇચ્છું નિષ્કર્મી. ૮
જે શુદ્ધ બુદ્ધ જ્ઞાન આનંદમય, અને સર્વ ગુણ સંપન્ન;
હું તે રૂપ જોવા ઇચ્છા કરૂં, મુજને દેખાડો સ્વામીન. ૯
જો હું જોવા યોગ્ય હોઉં, તો દેખાડો મુજને દેવ;
હું હઠ નથી કરતો એ વાતની, સુણો પુરાણપુરૂષ અવશ્યમેવ. ૧૦
એણી પ્રકારે પ્રારથ્યા, ભાઇ પાર્થે પુરૂષોત્તમ;
કૃપા કરી શ્રીકૃષ્ણજી, અર્જુનને કહે એમ. ૧૧

## શ્રીભગવાન ઉવાચ.

### ચોપાઈ.

પાર્થ જોને આ મારૂં રૂપ,
જે અસંખ્યાત અદ્ભૂત સ્વરૂપ;
જે રૂપ વિષે અનેક રૂપ હોય,
અનેક પ્રકારે શોભે સોય. ૧૨
જે રૂપને માયાનો સ્પર્શ નથી,
સત્ય સત્ય અર્જુન કહું કથી;
રક્ત પીત નીલ શ્વેત શ્યામ,
જ્યાં અનેક વર્ણ રૂપ ગુણ નામ. ૧૩
જે રૂપ વિષે કરી સંખ્યા નહિ,
એવું અલૌકિક રૂપ જો સહી;
બાર આદિત્ય આઠ વસુ જાણ,
રૂદ્ર એકાદશ ત્યાં પરમાણ. ૧૪

---

૧૪ બાર આદિત્ય—( દરેક માસને એક એક નોખો નોખો સૂર્ય છે મા-

અશ્વિનીકુમાર મરૂદ્‌ગણુ સહુ,
વળી અનેક આશ્ચર્ય દેખાડું બહુ;
મારા રૂપને તું જો મિત્ર,
જ્યાં અનેક અદ્‌ભુત આશ્ચર્ય વિચિત્ર. ૧૫
જગત્ સમસ્ત ચરાચર એહ,
મારા દેહ વિષે જો તેહ;
ગુડાકેશ સાંભળ તું સહી,
એ ચર્મચક્ષુએ દેખીશ નહિ. ૧૬
હું દિવ્ય ચક્ષુ આપીશ તુજને,
તું અતિ વલ્લભ મિત્ર મુજને;
વિશ્વરૂપ અર્જુન જે હુંય,
પ્રાકૃત દૃષ્ટિએ નહિ દેખે તુંય. ૧૭
મારી દિવ્ય દૃષ્ટિ આપું હું તને મિત્ર,
પછી તે વડે દેખીશ પરમ પવિત્ર;
જે જોગ ઐશ્વર્ય ગુણે સંપન્ન,
તે મારૂં રૂપ જોને અર્જુન. ૧૮.
અર્જુને રૂપ દીઠું એ સાર,
તે સંજય ધૃતરાષ્ટ્રને કહે નિરધાર;
વ્યાસથકી પામી દિવ્યચક્ષ,

---

ટ બાર ). વસુ—એ નામના દેવ. મરૂદ્‌ગણુ—ઓગણુપચાસ વાયુનો સમુદાય.

૧૬ ગુડાકેશ—અર્જુન ! ચર્મચક્ષુ—ચામડાનાં નેત્ર—સાધારણુ આંખો. ૧૭ દિવ્ય ચક્ષુ—અલૌકિક જ્ઞાન નેત્ર. વિશ્વરૂપ-જગતરૂપ. પ્રાકૃતદૃષ્ટિ—પ્રકૃતિ ( માયા ) એ નિર્માણુ કરેલી દૃષ્ટિ. ૧૮ જોગ ઐશ્વર્ય ઇ૦—યોગ સંબધી ઐશ્વર્યવાળું.

સંજય તે દેખે પ્રત્યક્ષ. ૧૯

## સંજય ઉવાચ.

સંજય કહે- સાંભળો રાજન,
કહ્યાં અર્જુનને કૃષ્ણે એ વચન;
મહાયોગેશ્વર જે શ્રીહરિ,
બોલ્યા એકાદશમે પ્રીતજ ધરી. ૨૦
પરમ રૂપ ઐશ્વર્ય યુક્ત જેહ,
પ્રભુએ પાર્થને દેખાડ્યુ તેહ;
અર્જુને દીઠું એવું રૂપ,
તે સાંભળ કહું ધૃતરાષ્ટ્રજ ભૂપ ૨૧
જે રૂપ વિષે અનેક મુખ વિસ્તાર,
અનેક નેત્રનો ન આવે પાર;
વળી અનેક અદ્દભુત આશ્ચર્ય છે ઘણાં,
જેણે વિસ્મય પામે મન મુનિતણાં ૨૨
અનેક દિવ્ય આભરણ છે ભૂપ,
જાણે મૂર્તિમંત લક્ષ્મીનાં રૂપ;
દુષ્ટ પાપિષ્ઠને કરવા પ્રહાર,
આયુદ્ધ અનેક અસંખ્ય અપાર. ૨૩.
જેણે કરી શોભે અતિ ઘણું,
વળી સાંભળ રૂપ શ્રીકૃષ્ણજીતણું;
દિવ્ય માળા દિવ્ય વસ્ત્ર ધર્યા,
દિવ્ય ચંદનનાં ઉદ્દવર્ત્તન કર્યાં. ૨૪

---

૨૪ ઉદ્દવર્ત્તન કર્યા—( ચંદન શરીરે ) ચોળ્યાં—લેપન કર્યા.

સમસ્ત આશ્ચર્યમય અનંત,
અતિ શોભે વિશ્વ રૂપ ભગવંત;
તે સ્વરૂપની કાંતિનું વર્ણન કરે,
રાય આગળ સંજય ઉચરે. ૨૫
આકાશ વિષે અસંખ્ય રવિ હોય,
તેહપે અધિક કાંતિ છે સોય;
અસંખ્ય સૂર્ય મળી જે હોય પ્રકાશ,
તેથી અધિક કાંતિ છે વિશ્વાવાસ;
તે રૂપ જોઇ અર્જુને કર્યું જેહ,
મુજને સંજય કહે તુ તેહ;
ભગવંતના સ્વરૂપ વિષે રાજન,
જગત્ સમગ્ર દીઠું અર્જુન. ૨૭
વિશ્વરૂપ વિષે સર્વ કોય,
અર્જુન સમસ્ત લોક તે જોય;
અતિ વિસ્મય પામ્યો ધનંજય વીર,
રોમાંચિત ત્યાં થયું શરીર. ૨૮

## અર્જુન ઉવાચ.

પાણિ જોડી મસ્તકે કરી,
અર્જુને પ્રણમ્યા શ્રીહરિ;
પ્રણામ કરીને અર્જુન વીર,
કૃષ્ણ પ્રતિ એમ બોલ્યો ધીર. ૨૯
સ્વામી તમારા દેહ વિષે દેવદેવ,

---

૨૮ રોમાંચિત—રૂવાં ઉભાં થયેલાં એવું. ૨૯ પાણિ—હાથ.

હું દેવ સમસ્ત દેખું અવશ્યમેવ;
વળી સર્વે ભૂત અશેષ અપાર,
તે તમારે વિષે દીસે નિરધાર. ૩૦
વળી શિવને શિવના પાર્ષદ જેહ,
તે સર્વ દેખું તમારી દેહ;
કમળાસન ઉપર બ્રહ્માય,
વળી ઋષિ સર્વે દેખું ત્રિભુવનરાય. ૩૧
નાગ સર્પ પ્રમુખ સર્વે કોય,
તે તમારા દેહ વિષે સર્વે હોય;
તે જોઈ ત્રૈલોક્ય ભય પામે ભગવંત,
એવાં દિવ્ય રૂપ દીસે અનંત. ૩૨
જય પરાજય વિચારતો ફરી ફરી,
હવે પાંડવનો જય દેખાડ્યો હરિ;
પાંડવનો જય જાણી વીર,
વળી એમ વાયક બોલ્યો ધીર. ૩૩
સુર અસુર અંશે અવતર્યા યોધ જેહ,
ભૂમિને ભાર કરે બહુ તેહ;
તે પ્રવેશ કરે સહુ તમ માંહે દેવ,
હું એવું દેખું છું અવશ્યમેવ. ૩૪
પાણિ જોડી મહર્ષિ સિદ્ધ ધણી,

---

૩૦ અશેષ— બાકી ન રહે એવી રીતે—તમામ. ૩૧ દેહ—દેહને વિષે.

૩૪ સુર ઇ૦—( પાંડવાદિક દેવોના અંશ હતા તથા દુર્યોધનાદિક દૈત્યોના અંશ હતા, એમ શ્રીમહાભારતમાં કહ્યું છે તે ઉપરથી ).

તે મોટી સ્તુતિ કરે તમતણી;
ભય પામ્યા થકા મહંત,
વિશ્વનું કલ્યાણ વાંચ્છતા સંત. ૩૫
તે સ્તુતિ તમારી કરે બહુ સ્વામ,
સાંભળો સ્વામિ અંતરજામ;
રૂદ્ર એકાદશ બાર આદિત્ય,
આઠ વસુ વળી સાધ્યગણ સત્ય. ૩૬
અશ્વિનીકુમાર મરૂદ્દગણ સહુ,
સમસ્ત પૂર્વજ ગંધર્વ યક્ષ બહુ;
વળી વૈરોચન પ્રમુખ અસુર,
કપિલાદિક મહાસિદ્ધ ચતુર. ૩૭
વળી અનેક મોટા મુનિવર જેહ,
તમને જોઇ વિસ્મય પામે તેહ;
વિસ્મયનુ કારણ અર્જુન,
તેહ દેખાડે સુણો સહુ જન. ૩૮
એ રૂપ જોઈ લોકને ભય થાય,
અને મે પણ સહ્યુ નવ જાય,
જ્યા બહુ મુખ બહુ નેત્ર બહુ પાણ,
બહુ ચરણ બહુ ઉર તે જાણ, ૩૯
બહુ ભયકર ડાઢાએ કરી,
મહાભયકર રૂપ દીસે હરિ,
મહાભયકર રૂપ તે જોઈ,

---

૩૬ સાધ્યગણ—સાધ્યા નામે દેવોનો સમુદાય.

સર્વ કોઇની ગતિ ભસ્મજ હોઇ. ૪૦

હે સ્વામિન્ હે વ્યાપક વિષ્ણુ,
એ રૂપ તમારૂં જોઇ કૃષ્ણ;
મારૂં મન ખેદ પામી ત્રાસે,
ધૈર્ય શાંતિસુખ ના'વે સમાસે. ૪૧

જે રૂપ રહ્યું નભને સ્પર્શી કરી,
દેદીપ્યમાન અનેક વર્ણે હરિ;
પોતાને વિશાલપણે જેહ,
સર્વને વ્યાપી રહ્યું છે તેહ. ૪૨

પ્રલયકાળનો વૈશ્વાનર હોય,
એવા અનેક આકાર દીસે છે સોય;
વદન ભયંકર કર્યું વિકાસ,
નેત્ર જોઇ મન પામે ત્રાસ. ૪૩

દેદીપ્યમાન જાણે ખદિરાંગાર,
એવું રૂપ જોઇ ધૈર્ય ન રહે લગાર;
મારૂં મન સીદાય ધૈર્ય નવ રહે,
હવે તે કારણ અર્જુન તો કહે. ૪૪

ડાઢા મૂખ ભયંકર ઘણું,
તે જોઇ મન સીદાય મમતણું;
ઉગ્ર મૂખ દીસે અતિ સોય,
જાણે પ્રલય કાળનો અગ્નિજ હોય. ૪૫

---

૪૦ ડાઢા—દાઢ. ૪૨ નભ—આકાશ. દેદીપ્યમાન—પ્રકાશવાળું. વર્ણ—રંગ. વિશાળપણે—મોટાપણાને લીધે. ૪૩ વૈશ્વાનર—સૂર્ય. ૪૪ ખદિરાંગાર—ખેરના બળતા અંગારા. ૪૫ સીદાય—શિથિલ થાય.

એ રૂપ જોઇ મન વિસ્મયે રહ્યું,
મારૂં મન દિગ્મૂઢ તે થયું;
હું દિશ વિદશ કાંઇ જાણતો નથી,
સત્ય સત્ય સ્વામી કહું કથી. ૪૬
હું સુખ નથી પામતો લગાર,
સાંભળો સ્વામી જગદાધાર;
દેવ દેવ પ્રભુ જગન્નિવાસ,
કૃપા કરો સ્વામી અવિનાશ. ૪૭
આ અદ્ભુત રૂપ તમારૂં જોઇ,
પરાજયની શકા તે ખોઈ;
આ ધૃતરાષ્ટ્રના પુત્ર તે સહુ,
વળી સર્વ યોધ રાજા મળ્યા બહુ. ૪૮
ભીષ્મ દ્રોણ કર્ણ સર્વ કોય,
વળી અમારા યોધ તે હોય;
એ સર્વ તમારા મુખમાં જાય,
એમ દેખું છું વૈકુંઠરાય. ૪૯
તમારા મુખમા વેગે કરી,
આ સર્વ યોધ પેસે ફરી ફરી;
મુખ ભયકર દાઢ વિકાળ,
જાણે મહાપાવકની ઝાળ. ૫૦
એવા મુખમાંહી સર્વ કોય,
અતિ વેગે કરી પેસે છે સોય;

---

૪૬ વિસ્મયે—ઉદ્વેગ પામે ૪૭ કૃપા કરો—'વિક્રિયા' પાઠ છે.
૫૦ પાવક—અગ્નિ.

કોઇ ગળ્યા કોઇ ડાઢા હેઠ,
કોનાં મસ્તક ચૂર્ણ કોનાં ફૂટયાં પેટ. ૫૧
વળી અધકરડયાં જે રહ્યાં શરીર,
તે દાંત વચે દીસે બહુ વીર;
જેણી પેરે મુખમા જાય જન,
તે દ્રષ્ટાંતે કરી કહે અર્જુન. ૫૨
જ્યમ નદી સમસ્ત મહાવેગે કરી,
તે સમુદ્રમા પેસે ફરી ફરી;
તેમ ભીષ્મ દ્રોણુ પ્રમુખ સર્વ કોય,
તમારા મુખમાહે પેસે સોય. ૫૩
દેદીપ્યમાન મહામુખ અપાર,
તેમાં પ્રવેશ કરતા નિરધાર;
જ્યમ નદી વેગે સમુદ્રપ્રતિ ધાય,
ત્યમ બુદ્ધિપૂર્વક મુખમાહી સહુ જાય. ૫૩
વળી બીજું દૃષ્ટાંત કહે અર્જુન,
સાંભળજો તે સહુ કોઇ જન;
જ્યમ અતિ વેગે કરી પતંગ,
તે નાખે અગ્નિમાંહી આપણું અંગ. ૫૫
તેમ નાશ પામવા આ સર્વ કોય,
તમારા મુખમાહે પડે છે સોય;
હે વિષ્ણુ હે વ્યાપક ભગવાન,
આ વદન તમારૂં જાજ્વલ્યમાન. ૫૬

---

૫૬ જાજ્વલ્યમાન—અગ્નિના ભડકાથી પ્રકાશિત થઇ રહેતુ.

હે સ્વામી એણે વદને કરી,
આ લોક સમસ્ત ગ્રસો શું હરિ;
જીહ્વાવડે લેલિહ્યજ કરે,
એવો ઉગ્ર સ્વભાવ કાય તું ધરે. ૫૭
તેજ તમારૂં સર્વત્ર વ્યાપ,
મહ્યું ન જાય સર્વ પામે તાપ;
તારે તેજે બ્રહ્માંડ દુઃખ પામે ઇશ,
એવો ઉગ્રરૂપ તું કોણ જગદીશ. ૫૮
હે સ્વામી હે પ્રભુ હે નાથ,
હું પ્રણામ કરી પૂછું જોડી હાથ;
કરો અનુગ્રહ દેવાધિદેવ,
કહો કૃપાસિંધુ મુજને અવશ્યમેવ. ૫૯
હે બ્રહ્માદિકના કર્ત્તા ભગવાન,
તમો વાંચ્છિત તે આપો વરદાન;
હવે કહો મુજને કૃપા તે કરી,
આ કોણ રૂપ તમારૂં હરિ. ૬૦
એ રૂપ જાણવાનો મનોરથ હું કરૂં,
તમારે ચર્ણે પ્રણામ કરી ઉચ્ચરૂં;
હે આદિપુરૂષ કહો મુજ કથી,
હું તમારી પ્રવૃત્તિ જાણતો નથી. ૬૧
એવા ઉગ્રરૂપ તમો કોણ જગદીશ,

---

૫૭ ગ્રસો—ગળી જાઓ. લેલિહ્ય—'જીભવડે વારવાર ચાટી ખાવાનું કર્મ' એ અર્થમા ઉગ્ર—ક્રોધપૂર્ણ. કાય—કાયામા—દેહમા. ૫૯ અનુગ્રહ—કૃપા ૬૧ પ્રવૃત્તિ—શું કરવા ઇચ્છોછો તે.

કૃપા કરીને કહો મુજ ઇશ;
એમ વિશ્વરૂપની પ્રાર્થના કરી,
અર્જુન પ્રતિ બોલ્યા શ્રીહરિ ૬૨

## શ્રીભગવાન ઉવાચ.

લોક સમસ્તને ગ્રસતો જે કાળ,
તે તે હુ કહે દીનદયાળ,
સદા સર્વદા મુજને તુ જાણ,
આજ અત્યત વૃદ્ધિ પામ્યો નિર્વાણ ૬૩
લોકને હરતા સુભટ જે હોય,
તારા દુર્યોધનના સોય,
તુ વિના સુભટ સર્વને ગ્રહેશ,
અર્જુનને સત્ય કહે વિશ્વેશ ૬૪
જેથકી તુ હુને ભય બે વીર,
તે સર્વને ગ્રસીશ મિત્ર થા ધીર,
પરાજયની શકા સર્વ છાડ્ય,
હવે નિર્ભયથકો એહશુ યુદ્ધ માડય ૬૫
જેહ માટે અર્જુન છે એમ,
હવે ઊઠી મિત્ર કહુ કર તેમ,

---

૬૨ કરી ઇ૦—એમ વિશ્વરૂપ એવા ભગવાનની અર્જુને પ્રાર્થના કરી ત્યારે હરિ અર્જુન પ્રતિ બોલ્યા, એ અન્વય

૬૪ હરતા—નાશ કરતા દુર્યોધનના—તારા ને દુર્યોધનના સુભટ ગ્રહેશ—ગ્રહણ કરીશ—હણીશ ૬૫ તુ હુને ઇ૦—જેમનાથી તને ને મને બે વીરને ( આપણ બે વીરને ) ભય છે તે સર્વને હુ ગ્રસીશ

જીત સમસ્ત સુભટને વીર,
યશ કીર્ત્તિમાળા ધરીને ધીર. ૬૬
દુર્યોધનાદિક શત્રુ સર્વત્ર જહિ,
રાજ્ય સમૃદ્ધિ ભોગવે તું સહી;
એ પૂર્વે મેં હણિયા નિરધાર,
તુજને ઓળખાવ્યા જેણીવાર. ૬૭
મેં દૃષ્ટે સર્વના હરિયા આય,
અહીં તુંને શ્રમ કશો નહિ થાય;
તું નિમિત્ત માત્ર થા સત્યપ્રતિજ્ઞ,
લોક તુને કહેશે ધન્ય ધન્ય. ૬૮
અર્જુનને આશંકા ઘણી હતી,
એ કયમ જીતાશે મેં મહામતિ;
પ્રથમ તો મારો ગુરૂ દ્રોણ,
તે સરખો નહિ ત્રૈલોક્યમાંહે કોણ. ૬૯
વળી સ્વેચ્છામૃત્યુ ભીષ્મ તે જાણ,
જેણે પરશુરામ જીત્યા નિર્વાણ;
એ વળી જયદ્રથનો પિતા તો જેહ,
તેણે તપ કરીને માગ્યું તેહ. ૭૦
જે મારા પુત્રનું શીશ છેદશે,
તેનું મસ્તક પહેલું જશે;
કર્ણ કને એક સાંગ્ય કહેવાય,

---

૬૭ જહિ—મારી નાખ (हन् હણવું, એ ધાતુનું આજ્ઞાર્થ બી० પુ० એ० વ० નું રૂપ). ૬૮ આય—આયુ—આવરદા. સત્યપ્રતિજ્ઞ—સાચી પ્રતિજ્ઞાવાળો. ૬૯ કોણ—કોઈ. ૭૦ સ્વેચ્છામૃત્યુ—મરજીમાં આવે ત્યારે મરે એવો.

મૂકી નિષ્ફળ કયમે ન થાય. ૭૧

એ સર્વે વળી યોધ જે અન્ય,
તે મેં હણ્યા નિર્ભય થા તું મન;
ખેદ તજી તું એહને હણ હિ,
સંગ્રામ વિષે જય પામે સહી. ૭૨

ત્યાર પૂછે હવું વૃત્તાન્ત જેહ,
સંજય ધૃતરાષ્ટ્રને કહે છે તેહ;
સાંભળ તે તુજ કહું રાજન,
પછી વળતું જે કીધું અર્જુન ૭૩

## સંજય ઉવાચ.

એવાં કેશવના વાયક તે સુણી,
ગઈ સર્વે વ્યથા તે અર્જુનતણી,
હાથ જોડી થરથર ધ્રૂજતો,
વિશ્વરૂપને ચરણે જતો. ૭૪

અને મસ્તકને મુકુટે કરી,
કૃષ્ણચરણ નમતો ફરી ફરી,
ભય પામે પ્રણામજ કરી,
ગદ ગદ વાણિયે ઉચ્ચરી ૭૫

## અર્જુન ઉવાચ.

હે હૃષીકેશ ઇંદ્રિયના ઇશ,

---

૭૨ એ ઇ૦—( ભગવાનનું વચન ) જહિ—હણ્ય ૭૪ વ્યથા—દુ.ખ. ચરણે જતો—પગે લાગતો

સાંભળો સ્વામી શ્રીજગદીશ;
તમારા ગુણનું કીર્ત્તન સુણી,
જગત આપન્યા પામે ઘણી. ૭૬
ગુણ કીર્ત્તન સુણતાં તવ દેવ,
વિશ્વ પ્રેમ હર્ષ પામે અવશ્યમેવ;
તારે ભય રાક્ષસ સર્વે કોય,
દશ દિશ વિષે પળાયે સોય. ૭૭
અનેક સિદ્ધ સનકાદિક સ્વામ,
સર્વે તમારા ચરણને કરે પ્રણામ;
હે સ્વામી તમથકી મોટો કોય નથી,
સત્ય સત્ય પ્રભુજી કહું કથી. ૭૮
હે સ્વામી હે પરમેશ્વર હરિ,
સહુ તમને શે ન નમે ફરી ફરી ?
જે વિશ્વતણો કર્ત્તા બ્રહ્માય,
તેને તો સ્વામી તુંહ ઉપાય. ૭૯
તો તમ ઉપરાંત કહો કોણ હોય,
સરવપે શ્રેષ્ઠ તમો સોય;
હે અનંત તમો જગદાધાર,
તમારો કોઇ ન પામે પાર. ૮૦
હે દેવેશ હે જગન્નિવાસ,
તમે હર્ષ આનંદનો કર્યો પ્રકાશ,

---

૭૬ હૃષીકેશ ઇ૦—હે હૃષીકેશ એટલે ઇન્દ્રિયોના સ્વામી ! આપન્યા —તૃપ્તિ, સંતોષ ૭૯ તુંહ—તમે, ઉપાય—ઉપજાવો છો

તમારા રોમકૂપ વિષે કોટિ બ્રહ્માંડ,
તે આવે જાય રહો અકલ અખંડ. ૮૧
સ્વામી નેતિ નેતિ કરતા તું રહે,
ઉપનિષદ્ અક્ષર તુંને કહે;
સત્ય અસત્યથકો પર જેહ,
પરમ કારણ પ્રભુ તમો તેહ ૮૨
સર્વ તમને નમે તે ઘટે નિર્ધાર,
તમે સર્વેશ્વર પ્રભુ સર્વાધાર;
વળી અર્જુન કૃષ્ણજીની સ્તુતિ કરે,
તે શ્રવણ માત્રથી અશુભ સર્વ હરે. ૮૩
હે આદિ દેવ સ્વામી પુરૂષપુરાણ,
તમે વિશ્વ સરજો સંવરો નિર્વાણ;
સર્વને જણાવો પરમ પદ તમો,
તો કઇ પેરે સ્તવિયે સ્વામી અમો. ૮૪
હે પરમધામ સ્વામી પરબ્રહ્મ,
તમારો કોઇ ન જાણે મર્મ;
તમારાં અનંત રૂપ ન જાયે કહ્યાં,
સ્વામી વિશ્વ સર્વ તમો વ્યાપી રહ્યા. ૮૫
સર્વ તમને નમે ઘટે ઇમ સ્વામ,
તમો સર્વ ભૂતના અંતરયામ,

---

૮૧. રહો ઇ૦—તોય તમો અકળ અને અખંડ રહોછો. ૮૨. ઉપનિષદ્ ઇ૦—ઉપનિષદો તને અક્ષર ( અવિનાશી બ્રહ્મ ) કહેછે.
૮૪ સ્તવિયે—'સ્તુતીજે' પાઠ છે.

ઇમ કરી સ્વય નમસ્કાર તે કરે,
વળી સ્તુતિ કરતો અર્જુન ઉચ્ચરે. ૮૬
સ્વામી વાયુ યમ અગ્નિ જે દેવ,
વરૂણ ચંદ્ર પ્રજાપતિ અવશ્યમેવ;
સર્વના પ્રપિતામહ તમો,
તારે ચરણે સહસવાર નમું અમો. ૮૭
વળી વળી તમને કરૂં નમસ્કાર,
પ્રભુ વારંવાર પ્રણમું નિર્ધાર;
ઘણી ભક્તિ શ્રદ્ધા કરતો અર્જુન,
વળી નમતો સ્તુતિ કરતો કહે વચન. ૮૮
સ્વામી આગળ તમને કરૂં પ્રણામ,
વળી પૃષ્ઠ વિષે તમને નમું સ્વામ;
સર્વ ઇશ સર્વ રૂપ વિષે દેવ,
તુને નિરંતર પ્રણમું અવશ્યમેવ. ૮૯
તારૂં સામર્થ કોણે કળાયે નહિ,
અને નેતિ નેતિ નિગમ કહે સહી,
તમારાં પરાક્રમનો પાર નથી,
સત્ય સત્ય સ્વામી કહું કથી. ૯૦
તમો પોતાને સ્વરૂપે કરી,
સર્વ ભૂત વ્યાપી રહ્યા હરિ;
તમ વિના અન્ય નથી સ્વામી કોય,

---

૮૬ અંતરયામ—અતરજામી ૮૮ ભક્તિ ઇ૦—શ્રદ્ધાવડે ભક્તિ કરતો ૮૯ આગળ—આગલી પાસ. પૃષ્ટ વિષે—પછવાડે.

યત્કિંચિત સર્વે તમો હોય. ૯૧
જે મેં કર્યા અપરાધ સ્વામી અણજાણવે,
તે ક્ષમાવવા શ્રીકૃષ્ણજીને સ્તવે;
તમારી મોટમ અણજાણતો,
હું સખાભાવ મનમાં આણતો. ૯૨
કે અસાવધાન ચિત્તમાંહે કરી,
જે મેં કર્યા અપરાધ ક્ષમો તે હરિ;
મેં સખા જાણીને કહ્યું જે હોય,
ક્ષમા કરો સ્વામી તમો સોય. ૯૩
હે કૃષ્ણ હે યાદવ હે સખે,
રથ જોતર વાર લાગે રખે;
તમે સર્વેશ્વર સર્વાંતરયામ,
મારો રથ ખેડ્યાનું કોણ કામ? ૯૪
ક્યારે ભોજન કરતાં કહ્યું હોય જેહ,
એક સજ્યાઆસન કરતાં કહ્યું હોય તેહ;
ક્યારે રથે બેશી જાતાં કહ્યું સોય,
વળી સભામાં હાસ્ય કર્યું જે હોય. ૯૫
જે અણજાણતાં કહ્યું હોય મેં નાથ,
તે ક્ષમા કરો કહું જોડી હાથ;
એમ ભગવંતને કહે વારંવાર,
કરૂં ચરણ કમળ દંડવત્ નમસ્કાર. ૯૬

---

૯૨ ક્ષમાવવા—ક્ષમા કરાવવા. ૯૩ અસાવધાન—અસાવધાનપણાથી. ચિત્તમોહે—ચિત્તમાં મોહ ઉત્પન્ન થવાથી. ૯૫ ક્યારે—કોઇ વખત. એક઼ાં—અર્થાત્ એકઠા સૂતાં કે બેસતાં.

આ લોક સમસ્ત ચરાચર જાણ,
તેનો પિતા સ્વામી તું નિર્વાણ;
તું વિશ્વને જન્મનો આપણહાર,
તે માટે તું પિતા નિર્ધાર. ૯૭

સ્વામી તું પરમ પૂજ્ય પૂજાનું પાત્ર,
તારે સ્મરણ હોય કોટિ મહાજાત્ર,
તું બ્રહ્માદિકપે મોટો દેવ,
સ્વામી પરમ ગુરૂ તું અવશ્યમેવ. ૯૮

તું સમાન ત્રૈલોક્ય માંહે નથી,
સત્ય સત્ય સ્વામી કહું કથી,
તમથકી મોટો ક્યાંથી હોય,
સર્વવ્યાપક તમો એક સોય. ૯૯

તે માટે એ દેહને તમ ચર્ણ,
વળી વળી નમાવું અશરણ શર્ણ;
મારા અપરાધ ક્ષમો વૈકુંઠનાથ,
કરી પ્રણામ કહું જોડી હાથ ૧૦૦

જ્યમ પિતા પુત્રનો અપરાધ ક્ષમા કરે,
વળી મિત્ર મિત્રનો અપરાધ નવ ધરે,
જ્યમ ભરતાર સ્ત્રીના ક્ષમે અપરાધ,
દુષ્ટના ઉપદ્રવ સહે જ્યમ સાધ. ૧૦૧

એમ મારા અપરાધ ક્ષમો કૃપાળ,
તમો સ્વામી પ્રભુ દીનદયાળ,

---

૯૮ મહાજાત્ર—મહાયાત્રા એ દેહને—આ મારા દેહને.

તારાં દિવ્ય કર્મ અદ્ભુત અનંત,
તે ગુણ ગાય મહર્ષિ મહંત. ૧૦૨

તમારા ગુણ પ્રેમી જે ગાય,
તેનાં મન વાણી દેહ પવિત્ર થાય;
જે માટે વિશ્વના તમો ઇશ,
તમે સરજો પાળો સંવરો જગદીશ. ૧૦૩

તમ થકી અન્ય કો કર્ત્તા નથી?
તો બ્રહ્માદિકને શું કહું કથી;
સ્વામી અદ્ભુત કર્મ તમારા જેહ,
કોઇ જાણવા શકય નહિ તેહ ૧૦૪

તમો વિશ્વના કર્ત્તા નિરધાર,
વેદ સરસ્વતી ન લહે પાર;
તે મેં મારી બુદ્ધિમાને કરી,
વર્ણન કર્યું તમારૂં હરિઃ ૧૦૫

તમો પિંડ બ્રહ્માંડ વ્યાપક અવશ્યમેવ,
તમો સર્વના કર્ત્તા દેવાધિદેવ,
આ વિશ્વ સર્વ સ્વામી તમો સહી,
તમ વિના હામ કો હાલો નહિ. ૧૦૬

હે વિષ્ણુ હે વ્યાપક પરબ્રહ્મ,
અતિ અદ્ભુત દુષ્કર તમારા કર્મ,
તમારાં કર્મની ઉપમાએ ઇશ,
હવે અન્ય કર્મ નથી જગદીશ, ૧૦૭

---

૧૦૪ શક્ય—શક્તિમાન્

તમારા ગુણનો ન આવે પાર,
નમો નમો સ્વામી જગદાધાર;
તમારા તેજનું માન ન થાય,
જય જય પ્રભુ વૈકુંઠરાય. ૧૦૮
તમારાં બળતણો પારજ નથી,
સત્ય સત્ય પ્રભુજી કહું કથી;
અર્જુને કૃષ્ણની પ્રાર્થના કરી,
મારૂં મિત્ર રૂપ દેખાડો હરિ. ૧૦૯
હે નાથ હે સ્વામી વિશ્વરૂપ,
આ અદૃષ્ટ અપૂર્વ જોઈ સ્વરૂપ;
કરતાં દર્શન વિશ્વરૂપજતણું,
મારૂં આનંદ પામે મન અતિઘણું. ૧૧૦
વળી ભયે કરી મન પામે ત્રાસ,
સાંભળો સ્વામી શ્રીઅવિનાશ;
હવે તે રૂપ મુજને દેખાડો દેવ,
જે મારે વલ્લભ સદા અવશ્યમેવ. ૧૧૧
કરો કૃપા મુજને વિશ્વાવાસ,
થાઓ પ્રસન્ન હું તમારો દાસ;
દેવાધિદેવ વિનતિ મારી સુણો,
પૂર્ણ કરો મનોરથ મમતણો. ૧૧૨
હે સહસ્રબાહો વિશ્વરૂપ અનંત,
મુને તે રૂપ દેખાડો ભગવંત,

---

૧૧૦ અદૃષ્ટ—કદી નહિ દીઠેલું. ૧૧૧ ભયે કરી—(આ તમારૂં વિશ્વરૂપ દેખીને) વલ્લભ—વાહાલું

કોટિ અર્કવત્ મુકુટ જેને શીશ,
મુને તે રૂપ દેખાડો જગદીશ. ૧૧૩
જેને કાને કુંડળ વૈજયંતી માળ,
મને તે દેખાડોની કૃપાળ,
જેને શ્રીવત્સલાંચ્છન કૌસ્તુભમણિ,
તે રૂપ દેખાડો ત્રિભુવન ધણી. ૧૧૪
જે ચતુર્ભુજ મેઘશ્યામ વર્ણ,
પીતાંબરધારી અશરણશરણ,
જેને શંખ ચક્ર ગદા પદ્મ પાણ,
મુને તે રૂપ દેખાડો નિર્વાણ ૧૧૫
જે લક્ષ્મીના અભિમાનને હરે,
તે રૂપ જોતા મારૂ મન ઠરે,
એમ પ્રારથતો વારવાર,
તેપ્રતિ બોલ્યા પ્રભુ વિશ્વાધાર ૧૧૬

## શ્રીભગવાન ઉવાચ.

હુ પ્રસન્ન થયો અર્જુન તુને ઘણુ,
અને દેખાડ્યુ વિશ્વરૂપ મમતણુ,
જે તેજપુંજ વિશ્વરૂપ અનંત,
એ આદિ રૂપ જોઈ થાને નિશ્ચિંત ૧૧૭
તુ વિના એ રૂપ કોણે દીઠુ નથી,
માચ સત્ય પારથ ! કહુ કથી,

૧૧૩ સહસ્રગાટો—હજારહાથના ! તે રૂપ—આગની કડીમા કહેશે તેવુ અર્કવત્—સૂર્યની પેઠે

અન્ય સર્વ દેખે કૃષ્ણસ્વરૂપ,
પણ અર્જુન તે દેખે વિશ્વરૂપ. ૧૧૮
તું એ જોઈ કૃતાર્થ થયો અતિઘણું,
હવે સાંભળ એનું દુર્લભપણું,
કુરૂપ્રવીર સાભળ મિત્ર વાત,
જે પામ્યો તું દર્શન સાક્ષાત. ૧૧૯
યજ્ઞ અધ્યયનાદિકે કરી,
ક્રિયા તપ વ્રત નીમ આચરી,
પણ એ રૂપ જાણવા શકય કો નહિ,
નૃલોકે કૃષ્ણજી કહે સહી. ૧૨૦
જે તેં રૂપ દીઠું મહામતિ,
તેને જાણે નહિ કો યોગીયતિ,
એ ભયકર રૂપ જોઈ અર્જુન,
રખે વ્યથા પામે મિત્ર તું મન. ૧૨૧
• છાડય વૃથા ભય વીર મૂઢજપણું,
હવે કર પ્રસન્ન મન તું આપણું,
મારૂં કોટિકદર્પલાવણ્યરૂપ જેહ,
અર્જુન વળી આ જોને તેહ. ૧૨૨

**સંજય ઉવાચ.**

સજય કહે ધૃતરાષ્ટ અવશ્યમેવ,

---

૧૧૯ કુરૂપ્રવીર—કુરૂ કુળમા શ્રેષ્ઠ ૧૨૦ અધ્યયનાદિકે—વેદ આદિકનુ પઠન કરવા વગેરેથી નૃલોકે—મૃત્યુ લોકમા

૧૨૨ કોટિ ક૦—કરોડો કામદેવ સરખી સુદરતાવાળુ રૂપ.

એમ અર્જુન પ્રત્યે બોલ્યા વાસુદેવ,
અર્જુનની આશ્વાસના કરી,
પછી નિજરૂપ દેખાડ્યું હરિ. ૧૨૩
વસુદેવઘરે હતું રૂપ જેહ,
વળી અર્જુનને દેખાડ્યું તેહ;
અતિ આનંદ પામી અર્જુન ભણે,
તે કહે સંજય ધૃતરાષ્ટ્ર સુણે. ૧૨૪

## અર્જુન ઉવાચ.

આ સૌમ્યરૂપ માનુષ તમતણું,
હવે જોઈ સુખ પામ્યો હું ઘણું,
તમો સાંભળો સ્વામી જનાર્દન,
મન હમણા મારૂ થયું પ્રસન્ન. ૧૨૫
ભય સઘળો મોહ મારો ગયો,
અને પૂર્વ સ્વભાવ હૃદય વિષે રહ્યો;
અર્જુનને કૃપા જે કરી,
તેની દુર્લભતા કહે શ્રીહરિ. ૧૨૬

## શ્રીભગવાન ઉવાચ.

જે રૂપ મિત્ર તેં દીઠુ સહી,
તે અનેક સાધને દીસે નહિ,
અતિ દુર્લભ વિશ્વરૂપ એહ જાણુ,
ચર્મચક્ષુએ ન દીસે નિર્વાણ ૧૨૭

---

૧૨૪ વસુદેવઘરે—વસુદેવને ઘેર ૧૨૫ માનુષ—મનુષ્યના સરખું

એનાં દર્શનની બ્રહ્માદિક દેવ,
તે નિત્ય ઇચ્છા કરે અવશ્યમેવ;
પણ તે પામે નહિ લગાર;
એમ અર્જુનને કહે વિશ્વાધાર. ૧૨૮
એ રૂપ વેદે કરી ન જણાય,
તપે કરી પ્રાપ્ત નવ થાય;
વ્રત દાન અગ્નિ હોત્રે કરી,
એ રૂપ નવ દીસે કહે હરિ. ૧૨૯
જે રૂપ દીઠું તેં મમતણું,
વળી વળી મિત્ર કહું શું ઘણું ?
અર્જુન ભણે કહો શ્રીપતિ,
જે એહ દર્શનને ઇચ્છે મહામતિ. ૧૩૦
તેનો મનોરથ પૂરણ કયમ હોય,
તે ઉપાય કહો મુજ સોય;
અર્જુનની આશંકા સુણી,
દિવ્ય સાધન કહે ત્રિભુવન ધણી. ૧૩૧
પરંતપ સાંભળ નિર્ધાર,
વિશ્વરૂપ જે હું અપાર,
મારૂં દર્શન પામે તેહ,
અનન્ય ભક્તિતત્વદૃષ્ટિ ધરે જેહ. ૧૩૨
ફલ અહંકાર અન્યબુદ્ધિ પરહરી,
મુને ભજે નિરંતર પ્રેમે કરી;

---

૧૩૨ પરંતપ—શત્રુને તાપ ઉપજાવનાર અનન્ય ઇ૦—જે તત્વદૃષ્ટિવાળો પુરૂષ અનન્ય ભક્તિ ધરે તે મારૂં દર્શન પામે

સંસાર તજી હરિશરણ જે રહે,
અનન્યભક્તિ મહાપુરૂષ તે કહે. ૧૩૩
રાગદ્વેષ હું તું પરહરે,
અને સર્વ ભૂતનું હિત આચરે;
વાસુદેવ નિરંતર જોય,
તત્વદૃષ્ટિ મહાજન કહે સોય. ૧૩૪
પ્રેમભક્તિ તત્વદૃષ્ટિએ કરી,
વિશ્વરૂપ દીસે કહે હરિ;
પ્રેમભક્તિ તત્વદૃષ્ટિનું રૂપ,
તે પ્રગટ કરી કહે સત્યસ્વરૂપ. ૧૩૫
પાંડુપુત્ર સાવધાન તે થઇ,
ગીતાર્થ હૃદે રાખે સહી;
એવો હોય ભાઈ જે કો જન,
તે નિશ્ચે મુને પામે અર્જુન. ૧૩૬
જે મારે અર્થે કરે સતકર્મ,
એવો જેનો નિરંતર મત્પર ધર્મ;
મારા ભક્તને મુજ શું રંગ,
તે વિષય વિષયીનો ન કરે સંગ. ૧૩૭
જેને વૈરી વિષે શત્રુબુદ્ધિ નહિ,
સર્વ વિષે સમબુદ્ધિ તે સહી;

---

૧૧૩ અનન્યભક્તિનું લક્ષણ કહે છે ફળ ઇ૦—જે ભક્તિનું ફળ ઇચ્છે નહિ, હું ભક્ત છું એવો અહંકાર પણ રાખે નહિ, બીજા કોઇ દેવ મારૂં કલ્યાણ કરશે, એવી અન્ય બુદ્ધિ પણ રાખે નહિ, ઇત્યાદિ. આગળ સ્પષ્ટ છે. ૧૩૪ તત્વદૃષ્ટિ પુરૂષનું લક્ષણ કહે છે રાગ દ્વેષ ઇ૦.

૧૩૭ મત્પર—મારે વિષે પરાયણ

જે સર્વ ભૂત માટે મુજને જોય,
પાંડવ પરમ ભક્ત તે ગોય    १३८
વળી વળી એમ કહે જગદાધાર,
ભાઇ તે મુજને પામે નિર્ધાર,
અગિયારમો વિશ્વરૂપ તે કહ્યુ,
તે કૃષ્ણકૃપાએ મેં તે લહ્યુ    १३९
અંતરયામી સર્વાવાસ,
હૃદયકમળમાં કર્યો પ્રકાશ,
ઉપજાવ્યુ તેવુ કહ્યુ સહી,
કહે નરહરિ કાંઇ જાણુ નહિ    १४०

इति श्रीमहाभारते भीष्मपर्वणि श्रीमद्‌भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे विश्वरूपदर्शनं नाम एकादशोऽध्यायः ॥ ११ ॥

# અધ્યાય ૧૨ મો.

## રાગ પૂર્વછાયો.

આત્મ સ્વરૂપ તે સાંભળી, સુણ્યો વિભૂતિતણો વિસ્તાર;
વિશ્વરૂપને દર્શને, પામ્યો અર્જુન હર્ષ અપાર. ૧
દુર્લભતા વિશ્વરૂપની, કહી શ્રીમુખે શ્રીભગવાન;
વળી પ્રાપ્તિનું સાધન કહ્યું, કેવળ ભક્તિ જ્ઞાન. ૨
અંતઃકરણ વિષે ઘણો, ભાઈ અર્જુન કરે વિચાર;
ભક્તિએ ભગવંત પામિયે, એમ કૃષ્ણે કહ્યું નિર્ધાર. ૩
એક નિર્ગુણ એક સગુણ છે, ઉભય રૂપ તે હરિનાં જાણ;
એક સગુણની સેવા કરે, એક નિર્ગુણ ભજે નિર્વાણ. ૪
બેઉમાંહી ઉત્તમ કયો, હું પૂછું હરિને એમ;
કૃષ્ણજીને વચને કરી, પછી જાણું જયમ છે ત્યમ. ૫

### અર્જુન ઉવાચ.

હે વૈકુંઠનાથજી કૃષ્ણજી, હે યોગેશ્વર જગદીશ;
એ સમગ્રપણે સ્વામી મુજ કહો, કહુંછું નામી શીશ. ૬
કો સગુણ સ્વરૂપને સેવતા, કો નિર્ગુણ બ્રહ્મને ધ્યાય;
એ બેમાં શ્રેષ્ઠ કહ્યો કયો, એમ પૂછું ત્રિભુવનરાય. ૭
નવધા ભક્તિ સ્વામી તમતણી, કરે કેટલા નિરંતર સોય;
કેટલા જ્ઞાનમારગે કરે, નિરાકારપર હોય. ૮

---

૮ નવધા ભક્તિ—શ્રવણ, દર્શન, સ્મરણ, સેવન, અર્ચન, વંદન, દાસત્વ, મિત્રતા ને આત્મા નિવેદન, એ નવ પ્રકારની ભક્તિ કહેવાયછે નિરાકાર પર—નિરાકાર સ્વરૂપમા આસક્ત

જે સર્વ ભૂત માહે મુજને જોય,
પાંડવ પરમ ભક્ત તે સોય  ૧૩૮
વળી વળી એમ કહે જગદાધાર,
ભાઇ તે મુજને પામે નિર્ધાર,
અગિયારમે વિશ્વરૂપ તે કહ્યુ,
તે કૃષ્ણકૃપાએ સ તે લહ્યુ  ૧૩૯
અ તરયામી સર્વાવાસ,
હૃદયકમળમા કર્યો પ્રકાશ,
ઉપજાવ્યું તેવુ કહ્યુ સહી,
કહે નરહરિ કાંઇ જાણુ નહિ  ૧૪૦

इति श्रीमहाभारते भीष्मपर्वणि श्रीमद्भगवद्गीतासूपनिपत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णाऽर्जुनसंवादे विश्वरुपदर्शनं नाम एकादशोऽध्याय: ॥ ११ ॥

# અધ્યાય ૧૨ મો.

## રાગ પૂર્વછાયો.

આત્મ સ્વરૂપ તે સાંભળી, સુણ્યો વિભૂતિતણો વિસ્તાર;
વિશ્વરૂપને દર્શને, પામ્યો અર્જુન હર્ષ અપાર. ૧
દુર્લભતા વિશ્વરૂપની, કહી શ્રીમુખે શ્રીભગવાન;
વળી પ્રાપ્તિનું સાધન કહ્યું, કેવળ ભક્તિ જ્ઞાન. ૨
અંત કરણ વિષે ઘણો, ભાઈ અર્જુન કરે વિચાર;
ભક્તિએ ભગવંત પામિયે, એમ કૃષ્ણે કહ્યું નિર્ધાર. ૩
એક નિર્ગુણ એક સગુણ છે, ઉભય રૂપ તે હરિના જાણ;
એક સગુણની સેવા કરે, એક નિર્ગુણ ભજે નિર્વાણ. ૪
બેઉમાહી ઉત્તમ કયો, હું પૂછું હરિને એમ,
કૃષ્ણજીને વચને કરી, પછી જાણું જયમ છે ત્યમ. ૫

## અર્જુન ઉવાચ.

હે વૈકુંઠનાથજી કૃષ્ણજી, હે યોગેશ્વર જગદીશ;
એ સમગ્રપણે સ્વામી મુજ કહો, કહું છું નામી શીશ. ૬
કો સગુણ સ્વરૂપને સેવતા, કો નિર્ગુણ બ્રહ્મને ધ્યાય;
એ બેમાં શ્રેષ્ઠ કહો કયો, એમ પૂછું ત્રિભુવનરાય. ૭
નવધા ભક્તિ સ્વામી તમતણી, કરે કેટલા નિરંતર સોય;
કેટલા જ્ઞાનમારગે કરે, નિરાકારપર હોય. ૮

---

૮ નવધા ભક્તિ—શ્રવણ, દર્શન, સ્મરણ, સેવન, અર્ચન, વંદન, દાસત્વ, મિત્રતાને આત્મા નિવેદન, એ નવ પ્રકારની ભક્તિ કહેવાયછે નિરાકાર પર—નિરાકાર સ્વરૂપમા આસક્ત

કોઈ સગુણના સેવક ભલા, કોઈ નિર્ગુણના ભલા નાથ;
તમને વલ્લભ કહો કીયો, પૂછું હું જોડી હાથ. ૯
અર્જુનનાં વાયક સુણી, કરે બેઉનો હરિ સમાસ;
જ્યમ ત્યમ મુજ ભજે તે ભલા, બેઉ વલ્લભ મમ દાસ. ૧૦
નિર્ગુણ પણ યથાર્થ ન હોય, એ સત્ય મત વિશ્વાવાસ;
પહેલાં નિર્ગુણ આવે નહિ, વિના સગુણ અભ્યાસ. ૧૧
સગુણ સેવા વણ જીવને, ના'વે નિર્ગુણ બ્રહ્મનું જ્ઞાન;
સગુણ ભજન સુખે નીપજે, તો દ્રઢાવે ભગવાન. ૧૨
નિર્ગુણની ઉત્કૃષ્ટતા, જો પહેલી કહે ભગવંત,
તે સમ્યક્ ન આવે સાધન વિના, પછી ઉભય ભ્રષ્ટ થાય જંત. ૧૩
મહાપુરૂષ મારગ કહે, જેણે જાય મહાજન સંત;
મારગ જાતાં મહાજનતણે, નિશ્ચે મળે ભગવંત. ૧૪
નિર્ગુણતાને પમાડવા, કરે સગુણનો હરિ દ્રઢાવ;
એ સેવાએ મન શુદ્ધ હોય, પછી રહે નિર્ગુણ વિષે ભાવ. ૧૫

## શ્રીભગવાન ઉવાચ.

## ચોપાઈ.

જેનાં મારે વિષે મન આસક્ત હોય, પરમ વલ્લભ અર્જુન મને સોય;

---

૧૦ સમાસ—ખુલાસો. જ્યમત્યમ—ગમે તે પ્રકારે. મુજ—મુજને.
૧૧ નિર્ગુણ ઈ૰—હરિના નિર્ગુણ સ્વરૂપના જ્ઞાન વિના યથાર્થ જ્ઞાન થતું નથી એ વાત સાચી છે, તથાપિ સગુણ રૂપની ભક્તિના અભ્યાસ વિના પ્રથમથીજ નિર્ગુણનું જ્ઞાન આવતું નથી.
૧૩ સમ્યક્—રૂડી રીતે. ઉભયભ્રષ્ટ—સગુણ ને નિર્ગુણ બન્નેમાંથી.

નિત્યયુક્ત થતા જન જેહ, મારૂ ઉપાસન કરતા તેહ ૧૬
પરમ શ્રદ્ધા આસ્તિકબુદ્ધિ ધરી, કપટ દ્વેષ ભૂતદ્રોહ પરહરી,
એણીપેરે મારૂ કરે ભજન, અતિ વ્હલભ મુજ તે અર્જુન ૧૭
અર્જુન એવુ પૂછીશ કથી, તો શુ નિર્ગુણના ભક્ત વટલભ નથી,
એવુ સુણીને ભગવાન, સાભળે અર્જુન થઈ સાવધાન ૧૮
અક્ષર તે જે કહીએ નવ ક્ષરે, અનિર્દેશ્ય તે જે વાણી ન ઉચ્ચરે,
અવ્યક્ત તે જેનુ પ્રમાણુજ નહિ, સર્વત્ર તેહુ જે વ્યાપક સહી ૧૯
અચિ ત્ય તે જે ચિ તવી ન શકે કોય, કૂટસ્થ પ્રકટથકો પર સોય,
અચળ તેહ જે આવે નવ જાય, ધ્રુવ તે જે નિશ્ચે કહેવાય ૨૦
એવા બ્રહ્મને જે કો ભજે, તે સમસ્ત ઇંદ્રિતણા વિષય તજે,
સઘળે તે સમબુદ્ધિજ કરે, સર્વ ભૂતનુ હિત આચરે ૨૧
તે મુજને પામે અર્જુન, સાભળ મિત્ર કહુ સત્ય વચન,
કૃષ્ણતણા વાયક સાભળી, આશ કા ઉપની તે વળી ૨૨
સ્વામી ઉભય તમને પામે સહી, તે કાઈ વેહેરો જાણવો નહિ,
સાભળ મિત્ર વેહેરો છે જેહ, તુજ આગળ કહુ હુ તેહ ૨૩

---

૧૬ નિત્યયુક્ત—નિરતર એકાગ્ર મનવાળા ૧૭ ભૂતદ્રોહ—પ્રાણી માત્રનુ ભુડુ કરવાની બુદ્ધિ ૧૮ એવુ ઇ૦—પૂર્વાર્દ્ધમા શ્રીભગવાને શકા ઉઠાવી છે તે જાણે અર્જુને ઉઠાવી હોય તેમ કવિ વર્ણવ્યુ છે એવુ ઇ૦ ભગવાન—(કહેછે અધ્યાહાર)

૧૯ ક્ષરે—નાશ પામે અનિર્દેશ્ય ઇ૦—અનિર્દેશ્ય તે કે જેને વાણી કહી શકે નહિ—જેને વાણીવડે કહી શકાય નહિ ૨૦ આવે ઇ—જે ન આવે કે ન જાય

૨૧ એવા—અક્ષર, અનિર્દેશ્ય, અવ્યક્ત સર્વત્ર વ્યાપ્ત અચિત્ય, કૂટસ્થ, અચળ ને ધ્રુવ ૨૩ ઉભય—નિર્ગુણ ભક્ત અને સગુણ ભક્ત વેહેરો—ભિન્નતા

વિષયામક્ત હોય જે જન, એવા અપક્વ યોગી જે અર્જુન,
જે દેહાભિમાન સ યુક્ત જ હોય, તેને દુ ખસાધ્ય નિર્ગુણપદ સોય ૨૪
તેને શ્રમ ઘણો છે વીર, જેને ઊભુ લિ ગશરીર,
વ્યક્ત ચિત્ત અવ્યક્તમા કયમ રહે, તે અવ્યક્તની ગતિ દુ ખે લહે ૨૫
અક્ષર નિર્ગુણ બ્રહ્મ જે ધ્યાય, તેને શ્રમ ઘણો મિત્ર થાય,
પ્રથમ દેહાભિમાન કયમ ટળે ? ઇદ્રિયના વિષય કયમ બળે ? ૨૬
વળી નિગલ બમાહે કયમ રહે, બ્રહ્મ ઉપાસન કવણ હરિ કહે,
જો વિષય નિર્ગુણશુ કરે યોગ, તો કર્મ બ્રહ્મનુ ન હોયે ભોગ્ય ૨૭
વિષયના ચિત્ત શુદ્ધ ક્યમ થાય, હવે તે ઉપાય કહે વૈકુ ઠરાય,
સગુણની સેવા કરે જન જેહ, મારી કૃપાએ મુક્તિ પામે તેહ ૨૮
મુજને સમર્પે જે સત્ કર્મ, મત્પર અર્જુન જેનો ધર્મ,
મારી ભક્તિ વિષે જેને દૃઢ વિશ્વાસ, મુજને ભજે તજી ફળ આશ ૨૯

---

૨૪ અપક્વ—કાચા દેહાભિમાન સયુક્ત—હુ દેહ છુ, એમ માનવા વાળો દુ ખસાધ્ય—દુખે કરીને મળે એવુ

૨૫ ઊભુ—કાયમ—નાશ ન પામેલુ લિ ગશરીર—સૂક્ષ્મ દેહ—વાસના રૂપી શરીર વ્યક્ત ઇ૦—જે ચિત્ત વ્યક્ત (સ્પષ્ટ—વાણીવડે કહી શકાય એવુ ) છે તે અવ્યક્ત બ્રહ્મમા શી રીતે રહી શકે ? ૨૬ ધ્યાય—ધ્યાન કરે

૨૭ નિરાલબમા હે ઇ૦—બ્રહ્મ અરૂપી વસ્તુ છે માટે મનને ત્યા સ્થિર થવાનુ સ્થાન નથી મતલબ કે મનને આલબન (આધાર ) મળવા જેવુ બ્રહ્મને વિષે કાઇ નથી તો મન ત્યા શી રીતે રહી શકે? કવણ—કોણુ—કો પ્રમરે ( થાય )? જો ઇ૦—જો વિષયનો નિર્ગુણ સાથે યોગ કરવામા આવે તો તે બનવા જેવુ નથી કેમકે વિષયો કર્મવાળા છને બ્રહ્મ નિષ્કર્મ છે, તેથી કર્મ એ બ્રહ્મનુ ભોગ્ય થતુ નથી—બ્રહ્મ કર્મનો ભોગ કરતુ નથી

તે મુજને પામે નિર્ધાર, અહીં મ શય ન કરવો લગાર,
મુજને નિર તર ભજે ફરી ફરી, શ્રવણ કીર્તન નવધા ભક્તિએ કરી ૩૦
જેણે મુજને મન સમર્પણ કર્યું, મારૂ ચિ તન હૃદયમા ધર્યું,
તેને મ મારે થકો ઉદ્ધાર તત્કાળ, એવુ બોલે પ્રભુ દીનદયાળ ૩૧
તેને ગર્ભવાસ ક્યાહિ નવ હોય, મત્યુને હાથ ચઢે નહિ સોય,
મારે વિષે ચિત્ત મગ્ન જેહનુ, હુ તત્કાળ દુ ખ હરૂ તેહનુ ૩૨
તે માટે સુણ કહુ અર્જુન, હવે મારે વિષે મૂક્ય તુ મન,
નિશ્ચયવતી બુદ્ધિ તે કરી, મન સમર્પ્યે મુજને કહે હરિ ૩૩
મારે વિષે મન બુદ્ધિ જેની હોય, મુજને અર્જુન પામે સોય,
નિર્ધારી કહે જગદાધાર, તુ સ શય મ કરીશ મિત્ર લગાર ૩૪
કેટલા વિષયાસક્ત જે જન, તેના મારે વિષે સ્થિર ન રહે મન,
વિષયીના મન જ્યમ સ્થિર થાય, હવે તે ઉપાય કહે વૈકુ ઠરાય ૩૫
જો તુ વિશ્વરૂપ વિષે અર્જુન, સમર્થ ન હોયે રાખવા મન,
તો તુ કર્મયોગને અભ્યાસે કરી, સ્થિર કર મન મન ચિ તન ધરી ૩૬
વિષયથકુ પાછુ મન વાળ્ય, સત્ કર્મ કરી રાગાદિક ટાળ્ય,
પ્રાણાયામ વળી સ્વરૂપ અવેવ, એ અભ્યાસ કરવો અવશ્યમેવ ૩૭
એમ શનૈ શનૈ મારે વિષે મન, સ્થિર કરી રાખ તુય અર્જુન,
જો અભ્યાસ કરવા પ્રત્યે અસમર્થ, વળી પશ્ચાતરે તેહને કહે સમર્થ ૩૮

---

૩૦ નવધા—નવ પ્રકારની (પાછળ નવમા અધ્યાયમા કહી છે તે)
૩૩ મૂક્ય—ધારણ કર નિશ્ચયવતી—નિશ્ચયવાળી ૩૫ કેટલા—કેટલાક વિષયાસક્ત—વિષયમા આસક્ત
૩૭ રાગાદિક—(વિષયમા) પ્રીતિ વગેરે પ્રાણાયામ—પ્રાણાયામ (કરવા) વળી ઇ૦—વળી સ્વરૂપના અવેવ (અવયવ)નુ ધ્યાન કરવુ
૩૮ શનૈ શનૈ—ધીમે ધીમે સમર્થ—પ્રભુ

અભ્યાસ કરવા જો અસમર્થજ હોય, તો તુજને કહુ સાભળ સોય
તો તુ મારે અર્થે કર્મ કર મિત્ર,એમ કરતા થઇશ પરમ પવિત્ર ૩૯
વેદ સ્મૃતિ વિષે બોલ્યા જે કર્મ, અને વર્ણાશ્રમને પાળે સ્વધર્મ,
મુજને કર્મ સમર્પે જેહ, નિર્મળ ચિત્ત થાય ત્યા તેહ ૪૦
શુદ્ધ ચિત્તે મુક્તિ પામે સહી, અર્જુન એમા સ શય નહિ,
જે ધર્માચરણ કરવા પ્રતિ મ દ વળી તેહને કહે પરમાન દ ૪૧
જે અસમર્થ કરવા સત્ કર્મ, તેણે કરી તજે કર્મ ધર્મ,
મને આશરીને કર્મ જે કરે, અને કર્મફળ સઘળા પરહરે ૪૨
(જે) જીતાત્મા અર્જુન મહાવીર, ફળ તજી કર્મ કરે તુ ધીર,
ફળ તજી કર્મ કરે જે કોય, અતિ ઉત્તમ કૃષ્ણજી કહે સોય ૪૩
અવિવેકથી વિષય ભોગવે જેહ, તેપે શાસ્ત્રજ્ઞાન અભ્યાસી શ્રેષ્ઠ તેહ,
તે નર શ્રેય પામે અતિ ઘણુ, નિસ્ચે અર્જુન એ હુ ભણુ ૪૪
શાસ્ત્ર જ્ઞાનપે અ ગધ્યાન શ્રેષ્ઠ જાણ, એવુ બોલ્યા શ્રીશાર ગપાણ,
ધ્યાનપે જે કર્મફળ પરહરે, તે અતિ ઉત્તમ કૃષ્ણજી ઉચ્ચરે ૪૫
નિષ્કામપણે કર્મ કરતા મિત્ર, (ત્યારે) થાય ચિત્ત તે પરમ પવિત્ર,
ત્યાગી પુરૂપને શાતિશ્રેય હોય,જ્યા કર્ત્તવ્ય કર્મ એકે નહિ કોય ૪૬
શાત ભક્તના લક્ષણ જેહ, હવે આઠે શ્લોકે હરિ કહે તેહ,
એમ સગુણભક્તિ કરાવી હરિ, નિર્ગુણસ્થાનક આવ્યા વળી ફરી ૪૭
નિર્ગુણભક્તિ વિના નિર્ધાર, સ્વરૂપ ન ભાસે સાક્ષાત્કાર,

---

૪૦ બોલ્યા—કહ્યા જે કર્મ—(તે કર્મ કર) ૪૧ કરવા પ્રતિ—કરવામા મ દ—અશક્ત ૪૨ મને આશરીને—મારો આશ્રય કરીને અર્થાત્ હુ જે આ કર્મ કરુ છુ તે ઇશ્વરના આશ્રયથી કરુ છુ—હુ તેનો કર્તા નથી, એવી બુદ્ધિ રાખીને

૪૩ જીતાત્મા—દૃઢ બુદ્ધિવાળો ૪૬ શા તિશ્રેય—શાતિરૂપી કલ્યાણ

કરતાં સગુણ ભક્તિ સાધન, હોય નિર્મળ નિશ્ચળ શાંત તો મન. ૪૮
શાંત મનનું સ્વરૂપ હરિ કહે, અર્જુન એહ સ્વભાવ તો ગ્રહે;
સઘળે એક વિષ્ણુ બુદ્ધિ ધરે, કોઇનો દ્વેષ કયમેઉ ન કરે. ૪૯
જે પોતાને દુઃખનું દેનાર, તેનો દ્વેષ ન કીજે લગાર;
મિત્રભાવ સર્વને વિષે આણ, કરૂણા ધરી કહે શારંગપાણ. ૫૦
નિર્મમત્વપણું મિત્ર રાખ, અહંકાર તે સઘળો નાખ;
સુખદુઃખ વિષે આણ સમ ચંત, વળી ક્ષમા અવલંબ કહે ભગવંત. ૫૧
પ્રહાર અપમાને રહે મન ઠામ, અર્જુન ક્ષમા તો તેનું નામ;
એવો ભક્ત મારો જે હોય, મુજને અતિ વલ્લભ તે સોય. ૫૨
સદા સંતુષ્ટ સદા આનંદ, યોગી તે જે સદા રહિત દ્વંદ્વ;
ઇંદ્રિય મન સ્થિર ત્યાં જેહનું, જીતાત્મા તો નામ તેહનું. ૫૩
દૃઢ નિશ્ચય પરમાત્મા વિષે, આત્મા પરમાત્મા એકજ લખે;
મન બુદ્ધિ અર્પણ મુજને કરે, અંતરે કશી ઇચ્છા નવ ધરે. ૫૪
એવો ભક્ત અતિ વલ્લભ મુજને, હું નિરધારી અર્જુન કહું તુજને;
જે થકી ભય પામે નહિ લોક, અને લોકથકી જે ન પામે શોક. ૫૫
હર્ષ શોક રહિત જે જન, તેહનાં મન હોય અતિ પ્રસન્ન;
ભય ઉદ્વેગ જેહને નહિ, તેહ ભક્ત મુજ વલ્લભ સહી. ૫૬
જેને અપેક્ષા કશી નવ હોય, ઇદ્રી વિષય ન કલ્પે કોય;
બાહ્ય અભ્યંતર પવિત્ર જે સદા, અંતર્ગત અત્યંત ધરે મુદા. ૫૭

---

૪૯ કયમેઉ—ક્યમે પણ ૫૧ નાખ—દૂર કર. ચંત—ચિત્ત અવલંબ—ધારણ કર. ૫૨ પ્રહાર ઇ૦—કોઇ મારે કે અપમાન કરે તથાપિ મનમાં વિક્રિયા ઉત્પન્ન ન થાય તેને ક્ષમા કહેછે

૫૭ ઇદ્રી ઇ૦—કોઇપણ વસ્તુ ઇંદ્રિયનો વિષય છે, એવી કલ્પના ન કરે, પણ સર્વ કાંઇ પરમાત્માના રૂપ છે એમ માને. મુદા—હર્ષ

પક્ષપાત કેનો નવ કરે, આત્મભાવ નિરંતર ધરે;
ઉદાસીન થકો રહે જેહ, મનની વ્યથા પરહરે તેહ. ૫૮
સમસ્ત આરંભનો કરે પરિત્યાગ, અને સર્વ વિષય વિષે અતિવૈરાગ;
એવો પરમ ભક્ત મારો મહંત; અતિ વલ્લભ મુજને તે સંત. ૫૯
જે સુખ પામ્યે કાંઈ હર્ષ નવ ધરે, દુઃખ આવ્યે ઉચાટ નવ કરે;
શોચે નહિ કલ્પે નહિ જેહ, પ્રિય અપ્રિય સરખો સદા તેહ. ૬૦
અશુભ ન કરે શુભનાં ફળ તજે, ભક્તિભાવે મારા ચર્ણ ભજે;
તે મુજને અતિ વલ્લભ ધીર, એવું બોલ્યા યાદવ વીર. ૬૧
શત્રુ મિત્ર વિષે સમ હોય, તથા માન અપમાન તે ખોય;
શીતોષ્ણ સુખદુઃખ સમાન, સદા નિરંતર મારૂં ધ્યાન. ૬૨
જે વિષય વિષયીનો સંગ ન કરે, રાગાદિક ગુણ દોષ પરહરે;
એવો મારો ભક્ત જે સંત, તે મુજને વલ્લભ કહે ભગવંત. ૬૩
જેને સ્તુતિનિંદા સમ તુલ્યજ હોય, સમાનશીલ મૌની તે સોય;
મહાયોગી મૌની તે જાણ, જે કેવળ કૃષ્ણ જપે નિર્વાણ. ૬૪
અણુકલ્પ્યા આવે ભોગ જેહ, તેણે કરી સંતુષ્ટજ તેહ;
આશ્રય પરિગ્રહ મ કરે કુસંગ, જેને મમ શરણે મિત્ર રંગ. ૬૫

---

૫૯ આરંભ—આ લોક તથા પરલોકના ભોગવવા જેવા પદાર્થને માટે ઉદ્યોગ પરિત્યાગ—ત્યાગ.

૬૦ કલ્પે—કલ્પના કરે—ઇચ્છા કરે પ્રિય ઇ૦—તે સદા પ્રિય અને અપ્રિયમાં સરખો ( સમાન બુદ્ધિ—વાળો ) રહે છે.

૬૪ સમાનશીલ—સર્વ જગોએ એક સરખા આચરણવાળો. મૌની—મુનિવ્રત રાખનારો. અથવા સ્તુતિ કે નિંદા સાંભળીને તે વિષે ઇચ્છામાં આવે તેમ નહિ બોલનારો.

૬૫ અણુકલ્પ્યા—વગર ઇચ્છયા. આશ્રય ઇ૦—જે આશ્રય ( સ્થાન —ઘર )નો પરિગ્રહ ( ગ્રહણ ) ન કરે—જે પોતાને રહેવાને માટે ઘર ન બાંધે અથવા તેને વિષે મમતા ન કરે, તથા જે કુસંગ પણ ન કરે.

પગ્માારથ વસ્તુ વિષે સહી, સદા બુદ્ધિ સ્થિર જેની થઇ,
ભક્તિવાન વલ્લભ મુજને જાણુ, એવુ બોલ્યા શારગપાણુ ૬૬
એ વિષ્ણુભક્તના લક્ષણ કહ્યા, તે પ્રેમપ્રીતિથી હૃદે જેણે ગ્રહ્યા,
તેનુ ફળ કહે ભગવાન, સાભળજો જન થઇ સાવધાન ૬૭
હરિભક્તિ લક્ષણુ ધર્મ એ જેહ, એ અમૃતને ઉપાસે તેહ,
યથા ઉક્ત પ્રકારે કરી, શ્રદ્ધા પ્રીતિ પ્રતીતિ મન ધરી ૬૮
જે મત્પરથકા મારી ભક્તિ કરે, તે મમ વલ્લભ મમ લોક પરવરે,
જ્યા કાળકર્મ માયા ભય નહિ, મારૂ દિવ્યપદ તે પામે સહી ૬૯
જન શીઘ્ર થઇ સેવો ભગવાન, તો પદ પામો પરમ નિધાન,
દ્વાદશમે ભક્તિયોગ તે કહ્યો, તે કૃષ્ણકૃપાએ સ તે લહ્યો. ૭૦
અ તર્યામી સર્વાવાસ, તેણે હૃદયકમળમા કર્યો પ્રકાશ,
ઉપજાવ્યુ તેવુ કહ્યું સહી, કહે નરહરિ કાઈ જાણુ નહિ ૭૧

इति श्रीमहाभारते भीष्मपर्वणि श्रीमद्भगवद्गीता-
सूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे
भक्तियोगो नाम द्वादशोऽध्यायः ॥ १२ ॥

---

૬૮ પ્રતીતિ—વિશ્વાસ ૬૮ મત્પરથકા—મારે શરણુ થઇને.

## અધ્યાય ૧૩ મો.

### રાગ પૂર્વછાયો.

ભક્તિ સુણી ભગવંતની, ભાઇ નિર્ગુણ સગુણ તો જેહ;
આનંદ પામ્યો અર્જુન ઘણો, વળી કૃષ્ણપ્રતિ પૂછે એહ. ૧
ભક્તિ તમારી સાંભળી, સ્વામી થયું મન મારૂં પ્રસન્ન;
હવે કૃપા કરી મુજને કહો, જે પૂછું હું પ્રભુજી વચન. ૨

### અર્જુન ઉવાચ.

પ્રકૃતિ પુરૂષ કેશવ કહો, કહો ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ તે દેવ;
જ્ઞાન જ્ઞેય સ્વામી મુજ કહો, એ જાણવા ઇચ્છું અવશ્યમેવ. ૩
હે કેશવ કમળાપતિ, હે અવ્યક્ત વૈકુંઠરાય;
જો એ તમો જણાવો તો જાણીએ, નહિ તો કયમે ન જણાય. ૪
અર્જુનનાં વાયક સુણી, અતિ હર્ષ્યા જગદાધાર;
હવે ભક્તિ ભોગ્ય લાગી એહને, જે પૂછયાં પ્રશ્ન એ સાર. ૫
પહેલું ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ કહી, પછી કહેશે જ્ઞાન ને જ્ઞેય,
વળી પ્રકૃતિ પુરૂષ દેખાડશે, જે જાણ્યે ટળે સંદેહ. ૬

### શ્રીભગવાન ઉવાચ.

### ચોપાઇ.

સાંભળ કુંતીપુત્ર નિર્વાણ, શરીર સમસ્ત ક્ષેત્ર તે જાણ;

---

૩ પ્રકૃતિ ઇ૦—પ્રકૃતિ, પુરૂષ, ક્ષેત્ર, ક્ષેત્રજ્ઞ, જ્ઞાન ને જ્ઞેય, એ છ વસ્તુના અર્થ આગળ કહેવાશે

૫ ભોગ્ય—ભોગવવા જેવી—અર્થાત્ કરવા જેવી

ક્ષેત્રની પેરે વર્ત્તે મોય, તેમાટે દેહ તે ક્ષેત્રજ હોય. ૭
જ્યમ ક્ષેત્ર વિષે ઉપજે વસ્તુ બહુ, ત્યમ દેહ વિષે ભાવ ઉપજે સહુ;
જેમ ક્ષેત્રને ક્ષય ઉપદ્રવ સહી, ત્યમ દેહને નિર્ભયપણું તે નહિ. ૮
દેહતણો જે જાણનહાર, ક્ષેત્રજ્ઞ મિત્ર તેહ નિરધાર;
જે ચરણથકો મસ્તક લગી રહે, ક્ષેત્રજ્ઞ તત્વવિત્ તેને કહે ૯
અર્જુન ભણે હે ત્રિભુવન સ્યામ, ક્ષેત્રજ્ઞ કહો પ્રભુ કેનું નામ;
શિષ્યનું નિશ્ચિંત કરવા ચંત, એમ બોલ્યા શ્રીગુરૂ ભગવંત. ૧૦
ક્ષેત્રજ્ઞ ભારત જાણે મને, હું નિર્ધાર કરી કહું છું તને,
બ્રહ્મા આદિ તૃણ પર્યંત, તેનો જીવાત્મા કહે હું ભગવંત ૧૧
જ્યા જેવો ત્યા તેવો જાણ, એવો અમંગ પુરૂષ મુજને પરમાણ;
કો ભ્રાત મુજને સંસારી કહે, પણ જ્ઞાની તે જ્યમ છે ત્યમ લહે. ૧૨
હું અસંસારી નિરૂપાધિ અસંગ, અને પ્રકાસુ સમસ્ત દેહે લિંગ;
એ ક્ષેત્ર ક્ષેત્રજ્ઞનુ જેને જ્ઞાન, તે મુજને વલ્લભ કહે ભગવાન. ૧૩
સુણ અર્જુન એ જ્ઞાને કરી, સમ્યક્ ઉભય જાણ કહે હરિ,
એ દેહ જીવનું સ્વરૂપ છે જેહવું, ઓળખ અર્જુન તુ તેહવું ૧૪
જેવો સ્વભાવ જેણે ધર્મ હોય, જે ઇદ્રી આદિક વિકારયુક્ત સોય,
સ્થાવર જંગમ રૂપે કરી, પ્રકૃતિ પુરૂષ રહ્યા વિસ્તરી. ૧૫

---

૭ ક્ષેત્રની પેરે—સ્થાનની પેઠે વર્ત્તે—'વર્ક્ષે' પાઠ છે

૧૧ ભારત—હે અર્જુન બ્રહ્મા ઇ૦—બ્રહ્માથી માડીને તરણા સુધી ૧૨ અસંગ—આસક્તિ વિનાનો ભ્રાત—ભ્રાતિયુક્ત બુદ્ધિવાળા ૧૩ અને ઇ૦—અને સમસ્ત દેહે (સ્થૂળ દેહમા) લિંગ (સૂક્ષ્મ શરીર રૂપે) પ્રકાસુ છુ. અર્થાત જીવ રૂપે જણાઉ છુ અથવા સૂક્ષ્મ શરીરમા જે જાણવાની સત્તા છે તે મારાથકી છે

૧૪ ઉભય—ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞને. ૧૫ જેવો ઇ૦—એ ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞનો જેવો (દશ્ય આદિ) સ્વભાવ છે, તેમના જે ઇચ્છા આદિક ધર્મ છે,

એ સંક્ષેપે મિત્ર કરૂં સમાસ, હવે કહું હું પ્રકટ પ્રકાશ;
જે મહાનુભાવે નિર્ધાર્યું વીર, હું તે તુજને કહીશ થા ધીર. ૧૬
બહુ ઋષિએ ગાયું મિત્ર તેહ, વેદે વિવિધ પેરે પ્રથમ કહ્યું જેહ;
જેનો વેદાંત ઉપનિષદ્ વિસ્તાર, હું તે તુજને કહીશ નિર્ધાર. ૧૭
ક્ષેત્ર તેહને કહે ભગવાન, જ્યાં પ્રકટ તત્વ ચોવીશ પ્રધાન;
તત્વતણાં નામ હરિ ભણે, અર્જુન એક ચિત્તે તે સુણે. ૧૮
પૃથ્વી, આપ, તેજ, વાયુ, આકાશ, વળી અહંકાર બુદ્ધિ ચિત્ત પ્રકાશ;
શબ્દ સ્પર્શ, રૂપ, રસ, ગંધ, જ્યાં એકાદશ ઇંદ્રીનો સંબંધ. ૧૯
શ્રોત્ર ત્વક્ ચક્ષુ જીહ્વા ઘ્રાણ, વાક્ પાણિ પાય ગુદ શિશ્ન તે જાણ;
પંચ જ્ઞાન પંચ કર્મ અને મન, એહ એકાદશ ઇંદ્રી અર્જુન. ૨૦
અર્જુન તત્વ ચોવીશે કરી, ઉપન્યો દેહ કહે શ્રીહરિ;
ઈચ્છા દ્વેષ એહ મહીં હોય, સુખ દુઃખ અનેક ઉપજે સોય. ૨૧
વળી ઇંદ્રીવિષય અંતઃકરણ વૃત્તિ, ધૈર્ય ચેતના અનેક પ્રવૃત્તિ;
સમાસે ક્ષેત્ર કહ્યું નિરધાર, એ સદા સર્વદા સહિત વિકાર. ૨૨

---

તેમનામાં ઇંદ્રિયો આદિક જે વિકાર છે, વળી જે સ્થાવર અને જંગમ રૂપે કરીને પ્રકૃતિ તથા પુરુષ વિસ્તાર પામી રહ્યાં છે તે સર્વનો હું સંક્ષેપમાં ખુલાસો કરૂં છું. મહાનુભાવે— મોટા પ્રતાપવાળા ઋષિઓએ.

૧૮ પ્રધાન—મુખ્ય. ૧૯ આપ—જળ. એકાદશ ઇંદ્રિયનાં નામ કહે છેઃ ૨૦ શ્રોત્ર ઇ૦. શ્રોત્ર— સાંભળવાનું ઇંદ્રિય. ત્વક્—ત્વચા ઇંદ્રિય. ઘ્રાણ—નાસિકાનું ઇંદ્રિય વાક્—બોલવાનું ઇંદ્રિય. પાણિ—હાથ ઈંદ્રિય. પાય—પગ. ગુદ—મલોત્સર્ગનું ઇંદ્રિય. શિશ્ન—જનનેંદ્રિય. પંચ જ્ઞાન—શ્રોત્ર વગેરે પાંચ જ્ઞાનેંદ્રિયો છે. પંચ કર્મ—વાક્ વગેરે પાંચ કર્મેંદ્રિયો છે.

૨૧ એહ મહીં—એ ચોવીશ તત્વથી ઉપજેલા ક્ષેત્રરૂપી દેહમાં ૨૨ સમાસે—સંક્ષેપમા.

એ ક્ષેત્રતણુ નિરૂપણ કરી, હવે જ્ઞાનનુ સાધન કહે શ્રીહરિ,
જ્ઞાને નિશ્ચે જ્ઞેય જાણિયે, એ અનુભવ અ તર આણિયે ૨૩
અમાન અદભપણુ હોય જ્યહા, આત્મજ્ઞાન તે આવે ત્યહા,
ક્ષમા અહિ સા કોમળતા હોય, તત્વજ્ઞાન તે પામે સોય ૨૪
જે નિર તર ગુરૂભક્તિજ કરે, બ્રહ્મજ્ઞાન ભાઈ તેને ઠરે,
જે બ્રાહ્યાભ્ય તર સદા વિશુદ્ધ, તે સમાધિ સમતા ધરે અવિરૂદ્ધ ૨૫
મુક્તિ પામવા નિશ્ચે ગ્રહે, દેહ ઇદ્રીથકી અળગો રહે,
એ જ્ઞાન પામવાનો ઉપાય, અર્જુનને કહે વૈકુ ઠરાય ૨૬
વળી જ્ઞાન પામવાનુ સાધન, તે સાભળ તુજને કહુ અર્જુન,
ઇંદ્રી સમસ્તતણા વિષય છાડય, નિશ્ચળ પ્રીતિ મારા વિષે માડય ૨૭
મનથકો તે મૂક્ય અહ કાર, હૃદય રાખ્ય એક વસ્તુવિચાર,
ગર્ભદુ ખ પ્રસવદુ ખ જોય, વળી જરા વ્યાધિ મરણ દુ ખ સોય ૨૮
એમ દોષ દર્શને કહે ભગવાન, હોય વિષયીનુ મન વેરાગવાન,
પુત્ર દાર ગૃહાદિક દેહ, કશે પ્રસન્નતા ન પામે તેહ ૨૯
ઇષ્ટ અનિષ્ટ વિષે સમ ચ ત, નિત્યે સ્મરે મહાપુરૂષ અન ત,
જેનુ મન નહિ કહીં આસક્ત, તે નર કહિયે જીવન્મુક્ત ૩૦

---

૨૪ હવે જ્ઞાન ( જ્ઞાનનુ સાધન )કહે છે અમાન ઇ૦ અમાન—માન રહિતપણુ કોમળતા—( મનની )

૨૫ સમાધિ ઇ૦—તેને સમાધિ ( એકાગ્રપણા )ની અનિરૂદ્ધ સમાનતા પ્રાપ્ત થાય—મતલબ કે, તેને આત્માનુ પ્રત્યક્ષ જ્ઞાન થાય

૨૮ હૃદય—હૃદયમા વસ્તુવિચાર—તત્વરૂપી વસ્તુનો વિચાર જરા—વૃદ્ધાવસ્થા

૨૮ દોષદર્શને—દોષ જોવાથી (સ સારમા ) દાર—સ્ત્રી ૩૦ ઇષ્ટ—ઇચ્છેલુ અનિષ્ટ—નહિ ઇચ્છેલુ

મુને ભજે અનન્ય યોગે કરી, અવ્યભિચારિણી ભક્તિ તે ધરી;
અન્ય ઉપાસન સર્વ પરહરે, નિષ્કામ બુદ્ધિએ મારી ભક્તિ કરે. ૩૧
વળી સેવે સદા એકાંત પ્રદેશ, જ્યા ન ઉપજે દ્વૈતકલેશ;
જેને મારા ભજનનો નેમ, તેને સંસારી જનશુ નહિ પ્રેમ. ૩૨
અધ્યાત્મજ્ઞાનનિત્ય તે જાણ, તે નિજ ભક્ત અનુભવી નિર્વાણ,
પરબ્રહ્મ દર્શન જેણે હોય, તત્વજ્ઞાન તે જાણો સોય. ૩૩
અમાનિત્વાદિ સાધન જેહ, તત્વજ્ઞાનનાં કારણ તેહ;
એવા ઉત્તમ લક્ષણ હોય જ્યહા, અધ્યાત્મજ્ઞાન તું જાણજે ત્યહાં.૩૪
એવા ઉત્તમ ચિન્હ હોય તે જ્ઞાન, પણ એથી અન્ય તો સર્વ અજ્ઞાન;
જ્ઞાને કરી જાણવુ છે જેહ, અર્જુનને કૃષ્ણજી કહે તેહ. ૩૫
જાણ્ય જાણવું જે છે મિત્ર, તે તુજને કહીશ હું પરમ પવિત્ર;
જે જાણ્યે મુક્તિ પામીશ સહી, વળતુ જન્મ મરણ ક્યમે નહિ ૩૬
તે અમૃત સુખ ભોગવે નિર્વાણ, સત્ય સત્ય કહે પુરૂષ પુરાણ;
જે સર્વોત્કૃષ્ટ અનાદિ પરબ્રહ્મ, તે જ્ઞેય અંતરજામી નિષ્કર્મ ૩૭

---

૩૧ અવ્યભિચારિણી—એક મૂકીને બીજા તરફ નહિ જનારી મતલબ કે એક પરમેશ્વરનીજ ભક્તિ

૩૨ દ્વૈતકલેશ—બેપણુ હોવાથી જે દુખ થાય છે તે દુખ. વેદમા પણ કહ્યુ છે કે ' द्वितीयाद्वै भय भवति" "—બીજાથી ભય ઉત્પન્ન થાય છે"

૩૩ અધ્યાત્મજ્ઞાનનિત્ય—આત્મા સબધી જ્ઞાનના નિરતરપણાવાળો —નિરતર આત્મજ્ઞાન રૂપ વૃત્તિવાળો ૩૪ અમાનિત્વાદિ—'નિર્માન પણુ' ત્યાંથી આરભીને અહીં સુધી કહ્યા તે બધા

૩૭ અમૃત—મોક્ષ સર્વોત્કૃષ્ટ—સર્વથી ઉત્તમ તે જ્ઞેય ૪૦— તે પરબ્રહ્મ, જે અતરજામી તથા નિષ્કર્મ છે તેજ જ્ઞેય ( જાણવા યોગ્ય ) છે

તે સ્થૂળ સૂક્ષ્મ કેવો કહ્યો ન જાય, તે સર્વ નિરંતર રહ્યો સમાય.
સત્ય સંકેત કહું તુજ મર્મ, એણી પેરે અર્જુન જાણે પરબ્રહ્મ. ૩૮
સર્વત્ર પાણિ પાદ છે જેહ, તું નિશ્ચે જાણ બ્રહ્મના તેહ;
મુખ નેત્ર શિર સર્વત્ર જે હોય, તે સર્વ બ્રહ્મનાં જાણો સોય. ૩૯
સર્વત્ર કર્ણ તો બ્રહ્મના સહી, અર્જુન એમાં સંશય નહિ;
બાહ્ય અભ્યંતર બ્રહ્મ તે કહું, આ સર્વ આવરી બ્રહ્મ તે રહ્યું. ૪૦
સમસ્ત ભૂત માત્ર જે જીવ, તેના ઇદ્રીનું પ્રકાશક શિવ;
સર્વ ઇદ્રી થકો પર સોય, અને નિર્ગુણ ને ગુણભોક્તા હોય. ૪૧
સર્વ કરે અને કાંઈ નવ કરે, નિરાધાર અને સર્વને ધરે;
સર્વ માંહી અને અલગું જાણ, અર્જુન એવું બ્રહ્મ પ્રમાણ. ૪૨
વિશ્વ ચરાચર જીવ જે કોય, તેને બાહ્ય મધ્ય બ્રહ્મછે સોય;
તે અતિ સૂક્ષ્મ જણાયે નહિ, વિના જ્ઞાનદૃષ્ટિ તે સહી. ૪૩
જે સર્વ નિરંતર રહ્યો ભરપૂર, પણ અજ્ઞાની ને અત્યંત તે દૂર;
જેમ આપણપાને જોવા જાય, તેને સઘળો શ્રમજ થાય. ૪૪
જેમ અંધ ઉલૂક નવ દેખે સૂર, એમ પ્રકટ બ્રહ્મ નવ જાણે ભૂર;
અને જ્ઞાનીને સમીપ તે સદા, તે નિરખી નિરખી અતિ પામે મુદા. ૪૫
દેખ અખંડ બ્રહ્મ ગગનાકાર અને આ સર્વ તેહનો વિસ્તાર;
અખંડથકો ભાસે ખંડખંડ, તે વ્યાપક પૂરણ પિંડ બ્રહ્માંડ. ૪૬

---

૩૮ તે ઇ૦—તે સર્વ સ્થળમા સદાકાળ સમાઈ રહ્યો છે ૩૯ સર્વત્ર ઇ૦—સર્વત્ર જે પાણિ (હાથ) ને પાય (પગ) છે તે બ્રહ્મના છે અર્થાત્ બ્રહ્મના હાથ પગ સર્વત્ર છે. ૪૦ આવરી રહ્યુ—વીંટી રહ્યુ અર્થાત્ વ્યાપી રહ્યુ

૪૧ શિવ—બ્રહ્મ નિર્ગુણ ઇ૦—બ્રહ્મ નિર્ગુણ છતા તે સત્વાદિ ગુણનું ભોક્તા (ભોગવનાર) છે. અર્થાત્ તે ગુણનો તે જાણનાર કે ધારણ કરનાર છે.

૪૪ આપણપાને—પોતાને ૪૫ ભૂર—સામાન્ય લોકો મુદા—હર્ષ.
૪૬ દેખ—મૂળમા 'દૃક્ષ' છે. ખંડખંડ—વિભાગ પામેલો.

ઉત્પત્તિ સ્થિતિ લય જે મહા હોય, જાણ્ય જાણવું છે બ્રહ્મ છે સોય;
જે ઉપજાવે જે સર્વ ધરે, અને લીલાએ સર્વ સંહરે. 　　૪૭
સદા સર્વત્ર સર્વ એ બ્રહ્મ, સમજો સમજુ એ છે જયમ;
શુદ્ધ ચૈતન્ય અર્જુન બ્રહ્મ એહ, રવિ શશિ વન્હિ પ્રકાસે તેહ. ૪૮
અજ્ઞાનથકું અલગું તે જાણ, પરમ પ્રકાશ સદા પરમાણ;
જ્ઞાન સ્વરૂપ અર્જુન તે સહી, અને જ્ઞાન વિના જણાયે નહિ 　૪૯
નિજ જ્ઞાને કરી અર્જુન જ્ઞેય જોય, 　* 　　* 　　*,
જે હૃદે સર્વને અર્જુન તે સહી, અને જ્ઞાન વિના જણાયે નહિ ૫૦
ક્ષેત્રતણું સ્વરૂપ તેં લહ્યું, જે પ્રકટ કરી મિત્ર મેં કહ્યું;
વળી જ્ઞાન જ્ઞાનસાધન તે કહ્યા, તે હૃદય વિષે સમ્યક્ તેં ગ્રહ્યાં ૫૧
વળી જ્ઞેયતણું વર્ણન જે કર્યું, તે જ્ઞાન કરી અંતર્ગત ધર્યું,
એ સમ્યક્ પેરે કહ્યું તુજ સર્વ, અર્જુન એહ જાણ્યે ટળે ગર્વ. ૫૨
પરમ ભક્ત માહરો હોય જેહ, એ સર્વ રહસ્ય જાણે મિત્ર તેહ
તે મારા સ્વરૂપને પામે સહી, અહીં કાંઇ સંશય કરવો નહિ. ૫૩
સાભળ પ્રકૃતિ પુરૂષ કહું ધીર, જે તેં મુજને પૂછ્યું વીર,
પ્રકૃતિ પુરૂષ અનાદિ તે જાણ, દેહ જીવ પરગટ પ્રમાણ. 　　૫૪
વિકાર ગુણ સર્વ પ્રકૃતિના હોય, અગુણ અવિકારી પુરૂષ તે સોય,
પણ પ્રકૃતિ ગુણે જ્યારે અવરાય, ત્યારે સંસારી તે પુરૂષ કહેવાય ૫૫

---

૪૭ જાણ્ય ઇ૦—તારે જાણ્ય ( જ્ઞેય ) જાણવું છે તે એ બ્રહ્મ છે
૪૮ વન્હિ—અગ્નિ

૪૯ અલગું—જુદું—( બ્રહ્મ ) બ્રહ્મ નરનારી વગેરે જાતિ વિનાનું હોવાથી તેને નાન્યતર કહ્યું છે ૫૨ અંતર્ગત—હૃદયમાં ૫૩ રહસ્ય—ગુપ્ત ભેદ ૫૪ દેહ ઇ૦—જેમ દેહ એ પ્રકૃતિ છે ને જીવ એ પુરૂષ છે

૫૫ વિકાર—એકમાંથી બીજું ઉપજ થાય તે—કાર્ય. ગુણ—મત

કારણ ઇંદ્રી કાર્ય એ દેહ, એની કર્ત્તા પ્રકૃતિ ત્યાં તેહ;
અર્જુન પ્રકૃતિને સંગે કરી, પુરૂષ સુખદુઃખ ભોગવે ફરી ફરી. ૫૬
સ્વામી પુરૂષ અસંગી છે નિર્વાણ, તો એમ કયમ ઘટે કહો શારંગપાણ;
એ પૂછ્યું અર્જુન અપૂર્વ તેં સાર, સુણ મિત્ર તે કહું નિરધાર. ૫૭
એ પુરૂષ પ્રકૃતિ વિષે રહ્યો સહી, અને બેઠો અવિદ્યાના ગુણ ગ્રહી;
ગુણે કરી સુખ દુ.ખ ઉપજે જેહ, અર્જુન નિશ્ચે ભોગવે તેહ. ૫૮
ગુણે કરી અર્જુન નિર્ધાર, ઉચ્ચ નીચ મિશ્ર લે અવતાર;
સત્વે ઉચ્ચ રજે મિશ્ર હોય, તમે નીચતા પામે સોય. ૫૯
ત્રિગુણને સંગે અર્જુન, પુરૂષ ભોગવે જન્મ પતન;
વસ્તુતાએ અવતાર તે નથી, ગુણ વૈષમ્યે કહિયે કથી. ૬૦
અવિદ્યા ગુણ ને અવિવેકે મિત્ર, જીવ યાતના ભોગવે વિચિત્ર;

---

વગેરે. અગરાય—હકાય મતલબ કે તે પ્રકૃતિ જ્યારે ગુણમય થઇ જાય ત્યારે ઇ૦—તે પુરૂપ (બ્રહ્મ) એજ સંસારી (જીવ) કહેવાય છે

૫૬ કારણ ઇ૦—ઇંદ્રિયો સુખ દુ ખની હેતુભૂત છે માટે ઇંદ્રિયોને કારણ કહે છે, અને શરીરને કાર્ય કહે છે એહની ઇ૦—ઇંદ્રિયો તથા દેહની કર્ત્તા પ્રકૃતિ છે અર્થાત્ શરીરાકાર તથા ઇંદ્રિયાકાર પરિણામ પ્રકૃતિનો થાય છે

૫૮ અવિદ્યાના—અજ્ઞાનના અર્થાત પુરૂષ પોતાને પ્રકૃતિથી જુદો જાણતો નથી તેથી તે પ્રકૃતિના ગુણોને પોતાનામા માનીને સુખ દુ ખ ભોગવે છે

૫૯ સત્વે—સત્વગુણના આધિક્યથી રજે—રજો ગુણના આધિક્યથી તમે—તમો ગુણના આધિક્યથી.

૬૦ પતન—મરણ વસ્તુતા ઇ૦—વસ્તુતાએ (ખરૂં જોતા) આત્માને અવતાર છેજ નહિ, પણ પ્રકૃતિના સત્વાદિ ગુણોના સમવિષમપણાને લીધે આત્મા પોતાને ઊંચ નીચ દેહમા જુએ છે—માને છે

સ્વરૂપતાએ સંસાર તે નથી, સત્ય સત્ય પારથ કહું કથી. ૬૧
સ્વરૂપતાએ જેવો છે જંત, અર્જુનને તે કહે ભગવંત;
દેહ ઇંદ્રીનો સાક્ષી જીવ એહ, દેહ ઇંદ્રીનો પ્રવર્ત્તક વળી તેહ. ૬૨
દેહ ઇંદ્રીનો ભર્ત્તા એહજ જાણ, એ દેહ ઇંદ્રીનો ભોકતા નિર્વાણ;
સ્વતંત્ર માટે મહેશ્વર સોય, દેહ ઇંદ્રી ગુણ બાધે ન કોય. ૬૩
સર્વ ઉપાધિ રહિત ગુણ કર્મ, તે માટે એ પરમાત્મા પરબ્રહ્મ;
સ્વરૂપતાએ એવું છે એહ, અર્જુન એમાં નહિ સંદેહ. ૬૪
જે પુરૂષને એવો જાણે સદા, તે અંતર્ગત ધરે અતિ મુદા;
અને ગુણ સંયુક્ત પ્રકૃતિને લહે, ગુણ દોષ તેના નવ ગ્રહે. ૬૫
સર્વથા પ્રકારે અર્જુન, તે વર્ત્તમાન વર્ત્તે જે જંન;
કદાચિત્ યથેષ્ટાચારી જો હોય, તોય તે જન્મ ન પામે સોય. ૬૬
જેને સમ્યક્ પેરે એ જ્ઞાન, તે સુજને પામે કહે ભગવાન;
પણ ક્યમે ન પામે તે સંસાર, વળી વળી અર્જુન કહું નિર્ધાર. ૬૭
કેટલાક ધ્યાન ધારણાએ કરી, આત્મ સ્વરૂપ દેખે કહે હરિ;
કો આત્મા વિષે આત્માને જોય, જે દેહ દેહ પ્રતિ ચૈતન્ય સોય. ૬૮

---

૬૧ અવિદ્યા ઇ૦—અવિદ્યાના ગુણને લીધે તથા પ્રકૃતિથી પોતાને ભિન્ન ન જોવા રૂપ અવિવેકે કરીને જીવ નાના પ્રકારની જન્મ મરણ રૂપ યાતના ભોગવે છે. સ્વરૂપતાએ—વસ્તુતઃ

૬૨ જંત—જીવ. સાક્ષી—સાક્ષીની પેઠે દૂરથી જોનારો. ૬૩ ભર્ત્તા—ધારણ કરનાર. ભોક્તા—ભોગવનાર. બાધે—બાધ કરી શકે.

૬૪ સર્વ ઇ૦—સર્વ ઉપાધિ, ગુણ અને કર્મથી તે ( આત્મા ) રહિત છે. ૬૫ ગુણ સંયુક્ત ઇ૦—પ્રકૃતિને ગુણવાળી જાણે. ૬૬ સર્વથા ઇ૦—અર્થાત્ એવા જ્ઞાનવાળો માણસ જો સર્વ પ્રકારે વર્ત્તે, તોપણ તે મુક્તિ પામે છે. યથેષ્ટાચારી—મરજીમાં આવે તેમ વર્ત્તનારો.

વળી અન્ય સાખ્ય જ્ઞાન તે ધરે તે તત્વાતીતનુ દર્શન કરે,
કેટલા ભક્તિયોગ તે ગ્રહી, તે ભજે એકાગ્ર તનમા થઈ ૬૯
તે તેવુ પામે દર્શન, જેનુ જેહ વિષે હોય મન,
વળી કેટલાક બ્રાહ્મણનો એ ધર્મ જે બ્રહ્માર્પણ બુદ્ધિએ કરે કર્મ ૭૦
જેહને મન નહિ સ દેહ, સર્વ બ્રહ્મ કરી માને તેહ,
જ્ઞાની તત્વને એણી પેર જોય, તે મુજમા લય પામે સોય ૭૧
વળી કહુ સાભળ અર્જુન, જેહતણા અજ્ઞાન છે મન,
ધ્યાનાદિક યોગ અણજાણતા, અને ગુરૂવચને પ્રીતિ આણતા ૭૨
શ્રવણ ચિ તન મારૂ કરે, તે જન ભવસાગર સુખે તરે,
મારૂ ઉપાસન કરે જે જન, મુજને તે પામે અર્જુન ૭૩
વળી કહુ મિન અધિક તે બોધ, જે જાણી ટળે અજ્ઞાન વિરોધ,
જે કાઈ હવુ, જે છે, જે હશે વળી યત્કિચિ ત્ તુજને ભાસશે ૭૪
સ્થાવર જ ગમ જીવ જે હોય, તે ઉભય સ જોગે ઉપજે સોય,
ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ સ યોગે જાણ, આ સર્વ ભૂત ઉપજે નિર્વાણ ૭૫
સ સારઉત્પત્તિ અવિવેકે કહી, અને વિવેકે જયમ છે ત્યમ સહી,
ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ ઐક્ય પ્રમાણ, સમુદ્ર લહરી દષ્ટાતે જાણ ૭૬

---

૬૮ તત્વાતીત—આત્મા ૭૧ લય પામે—મળી જાય અર્થાત્ મોક્ષ પામે

૭૪ અજ્ઞાન વિરોધ—અજ્ઞાન રૂપી વિરોધ યત્કિચિત્—જે કાઈ
૭૫ ઉભય સ જોગે—ક્ષેત્રરૂપ પ્રકૃતિ તથા ક્ષેત્રજ્ઞ રૂપ પુરૂષ એ બેના સ યોગથી

૭૬ સ સાર ઇ૦—અવિવેકથી ઉત્પત્તિ થાયછે અને વિવેકથી વસ્તુનુ સ્વરૂપ જેમ છે તેમ માલમ પડેછે ક્ષેત્ર ઇ૦—જેમ સમુદ્ર ને સમુદ્રની લેહેર અવિવેકથી જુદી માલમ પડેછે પણ વિવેક કરી વિચારી જોતા

અવિવેક નિવર્ત્તાવાને ઇશ, વળી ઉત્તમ જ્ઞાન કહે જગદીશ;
પરાત્પર પરમેશ્વર જેહ, સ્થાવર જંગમમાં રહે તેહ. ૭૭
સમસ્ત ભૂત વિષે સમ સોય, એવો અસંગ પુરૂષ દેખે જે કોય;
ભૂતનાશે જેહનો ન હોયે નાશ, તે પુરૂષ પુરાતન સ્વયં પ્રકાશ. ૭૮
જે તેહને દેખે દેખતો ત્યાં તેહ, અર્જુન એમાં નહિ સંદેહ;
મિત્ર નેત્ર તેનાં પરમાણુ, જે દેખે નિરંતર પુરૂષપુરાણ. ૭૯
સર્વ વિષે રહે સમ ભગવંત, અને સર્વત્ર સમ દેખે જે સંત,
તે આપણપાનો દ્રોહ નવ કરે, એકાત્મભાવ નિરંતર ધરે. ૮૦
સર્વેનું હિત વાચ્છે જન જેહ, અભી પરમ ગતિ પામે તેહ;
કર્મ સઘળાં પ્રકૃતિ તે કરે, જે અહંકર્ત્તા મમત્વ ન ધરે. ૮૧
આત્માને અકર્ત્તા જે જોય, સર્વજ્ઞ નર ભણિયે સોય;
અર્જુન જેને એવું જ્ઞાન, તે સુજને પામે કહે ભગવાન. ૮૨
પૃથક્ ભાવ જેને નવ હોય, અને સઘળે એક આત્મા જોય;
આત્મા વિષે જોય ભૂતવિસ્તાર, ભૂતમાંહે આત્મા જોય નિર્ધાર. ૮૩

---

તે એ એક માલમ પડેછે, તેમ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું પણ ઐક્ય (એકપણું) પ્રમાણજે

૭૭ નિવર્ત્તાવાને—દૂર કરાવવાને ૭૮ ભૂતનાશે—પ્રાણી પદાર્થ વગેરેનો નાશ થયા છતા. પુરાતન—પ્રાચીન—અનાદિ

૮૦ આપણપાનો—પોતાનો. એકાત્મભાવ—સર્વત્ર એક આત્મા છે એવી બુદ્ધિ ૮૧ અભી—ભયવગરનો તે પુરૂષ ભય વગરનો થઇને પરમગતિ પામે છે કર્મ ઇ૦—જે એમ માને કે સઘળા કર્મ પ્રકૃતિ કરેછે, અને એમ માનીને જે અહકર્તા (હું કરનારો) એવો અહંકાર તથા અમુક વસ્તુ મારી છે એવી મમતા ન ધરે ૮૩ પૃથક્ ભાવ—આત્મથી પ્રકૃતિનું જુદાપણું

દ્વૈત બુદ્ધિ અર્જુન જેહને નહિ, કૈવલ્ય બ્રહ્મ તે પામે સહી,
કહે અર્જુનને હરિ વારંવાર, જીવનમુક્ત તેહ નિર્ધાર, ૮૪
અર્જુન આત્મા એવો જાણ, અનાદિ નિર્ગુણ નિત્ય પ્રમાણ;
પરમાત્મા અવ્યય અવિનાશ, સદા સદોદિત પરમ પ્રકાશ. ૮૫
તે શરીર વિષે અર્જુન છે સહી, પણ કૃત્ય ન કરે લેપાયે નહિ,
આત્માની સાન્નિધ્ય સર્વ હોય, આત્મા કરે કરાવે ન સોય. ૮૬
વળી આત્માનું અકર્તાપણું, સુણ દૃષ્ટાંતે કરી હું ભણું;
જ્યમ સર્વગત સૂક્ષ્મ આકાશ, એમ સઘળે આત્મા પરમ પ્રકાશ. ૮૭
ધૂલિ ધૂમ અભ્ર આવે રહે જાય, આકાશને તેહનો સ્પર્શ ન થાય;
એમ આત્મા વિષે પ્રકૃતિ ગુણ જાણ, આત્મા સદા અસંગ પ્રમાણ ૮૮
આત્મા સર્વત્ર સર્વ દેહ વિષે જોય, પણ આકાશવત્ નિર્લેપક સોય;
વળી દૃષ્ટાંત ભગવંત તે કહે, અર્જુન એક ચિત્તે તે ગ્રહે ૮૯
જેમ સૂર્ય એક વર્ત્તે આકાશ, તે સમસ્ત લોકને કરે પ્રકાશ,
સૂર્ય વણ કૃત્ય એકે નવ હોય, અને સૂર્યને સ્પર્શે નહિ કોય. ૯૦
તેમ ક્ષેત્રી ક્ષેત્ર માત્રને કરે જાણ, પ્રકાશ કરે કહે શારંગપાણ,
ક્ષેત્રી વણ ક્ષેત્ર નવ થાય, ક્ષેત્ર કૃત્યે ક્ષેત્રી લેખાય ૯૧
સદ્ગુરૂની કૃપાએ કરી, એહ વિવેક આવે કહે હરિ:
જે જ્ઞાનદૃષ્ટિએ ક્ષેત્રક્ષેત્રજ્ઞ જોય, અવિદ્યાથકો મૂકાયે સોય. ૯૨

---

૮૫ સદોદિત—સદા ઉદય પામેલો—સદા પ્રકટ ૮૬ સાન્નિધ્ય—પાસે
૮૭ સર્વગત—સઘળે વ્યાપેલુ ૮૮ ધૂલિ ઈ૦—આકાશમા ધૂલિ (ધૂળ) ધૂમ (ધૂમાડો) ને અભ્ર (વાદળા) આવેછે, રહેછે, ને જાયછે, તથાપિ આકાશને તેનો સ્પર્શ થતો નથી

૯૧ ક્ષેત્રી—જીવ ક્ષેત્ર—દેહાદિક ક્ષેત્રી ક્ષેત્ર માત્રને તેમ કરે તેમ કરે એટલે શુ કરે તે કહે છે પ્રકાશ કરે ઇ૦

અર્જુન એ અનુભવ લહે જેહ, નિશ્ચે પરમ પદ પામે તેહ;
તેરમે ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ જે જ્ઞાન, તે ગ્રહે જન થઈ સાવધાન. ૯૩
અર્જુનને મહાયોગ કહ્યો, તે કૃષ્ણ કૃપાએ સંતે લહ્યો,
કહે નરહરિ નામી શીશ, સઘળે વ્યાપક શ્રીજગદીશ. ૯૪
અંતર્યામી સર્વાવાસ, તેણે હૃદયકમળમાં કર્યો પ્રકાશ;
ઉપજાવ્યું તેવું કહું સહી, કહે નરહરિ કાંઈ જાણું નહિ. ૯૫

इति श्रीमहाभारते भीष्मपर्वणि श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे क्षेत्रक्षेत्रज्ञलक्षणं नाम त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

## અધ્યાય ૧૪ મો.

### રાગ પૂર્વછાયો.

ભક્તિ જ્ઞાન તે સાંભળી, પામ્યા અર્જુન હર્ષ અપાર;
વળી વિશેષ બોધ કહે કૃષ્ણજી, જેણે ટળે અશેષ વિકાર. ૧
ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ વર્ણવી, વળી કહે હરિ ઉત્તમ જ્ઞાન;
જે જાણી પુરૂષ પરપંચનું, ન ધરે કયમે અભિમાન. ૨
લક્ષણ ગુણ ગુણાતીતના, કહે ચોદમે શ્રીભગવંત;
ગુણ કર્મ બંધન ઓળખી, ટાળે તે હોયે સંત. ૩

### શ્રીભગવાન ઉવાચ.

### ચોપાઈ.

અતિ ઉત્કૃષ્ટ ગોપ્ય છે એહ, સાભળ અર્જુન વળી કહું તેહ;
જ્ઞાનમાહે ઉત્તમ જે જ્ઞાન, તે સાભળ મિત્ર થઇ સાવધાન. ૪
જે જ્ઞાનતણે મહિમાએ કરી, મુનિ સર્વે મુક્તિ પામ્યા તે ખરી;
ઉત્તમ જ્ઞાન પાર્થ જેણે ગ્રહ્યુ, નિશ્ચે પરમપદ તેણે લહ્યું. ૫
તત્વજ્ઞાનને આશરી મુનિ બહુ, તે મારા સ્વરૂપને પામ્યા સહુ;
સર્ગ વિષે તેહની ઉત્પત્તિ ન હોય, મહાપ્રલયે નાશ ન પામે સોય ૬
સમસ્ત તત્વને ધરે જે કોય, મમ યોનિ મહદ્બ્રહ્મ સોય;

---

૧ અશેષ—બધા ૨ પરપંચનુ—પ્રપંચનું—સંસારનુ. ૩ ગુણાતીત—પરમાત્મા

૪ ગોપ્ય—ગુપ્ત—રહસ્ય ૬ આશરી—આશ્રય કરીને સર્ગ—સૃષ્ટિનો ઉત્પત્તિ કાળ

તે માયા વિષે ગર્ભ ધરૂં હુંય, અર્જુન નિશ્ચે જાણજે તુંય. ૭
સર્વ ભૂતનો હોય વિસ્તાર, તેહ થકી અર્જુન નિર્ધાર;
કુંતીનંદન સાંભળ સત્ય, જે સમસ્ત યોનિતણી ઉત્પત્ય. ૮
હું અને મારી માયા જેહ, સર્વ ભૂતનું કારણ તેહ;
માયા વિષે બીજ હું ધરૂં, એમ વિશ્વતણો વિસ્તાર હું કરૂં. ૯
સર્વ ભૂતનો પિતા મને જાણ, સર્વ ભૂત મુજથી પરમાણ;
સર્વ નિરંતર મુજને જોય, ઉત્તમ છે એ જ્ઞાનજ સોય. ૧૦
જેને નિરંતર આત્મજ્ઞાન વિચાર, નિત્ય મુક્ત તો તે નિર્ધાર;
આત્મવિચાર વિના અર્જુન, નિત્ય બંધન તે કહિયે જન. ૧૧
સાત્વિક, રાજસ , તામસ જેહ, પ્રકૃતિતણા ગુણ ત્રૈણે એહ;
ગુણે બંધાય દેહી દેહ વિષે, ગુણ સંગ મિત્ર કરે તું રખે. ૧૨
જીવાત્મા અવ્યય ગુણાતીત, ગુણ સંગ અદ્વૈત ભાસે દ્વૈત;
વસ્તુતાએ નિરૂપાધિ છે સોય, પણ ગુણ સંગે તદ્રૂપ તે હોય. ૧૩
સાત્વિક ગુણ જાણે તું તેહ, નિર્મળ પ્રકાશ અનામય જેહ;
તે સુખ સંઘાતે બંધન કરે, જો સુખતણું અભિમાનજ ધરે. ૧૪
હું સાત્વિક જ્ઞાની સિદ્ધ સંત, જો એમ જાણે તો બંધાય જંત;

સત્વતણું બંધન તે કહી, હવે રજનું હરિ દેખાડે સહી. ૧૫
રજોગુણ તે રંજન રૂપ જાણ, તૃષ્ણા સંગ ઉપજાવે નિર્વાણ;
તે કર્મસંગે બાધે નિર્ધાર, તું જોની અર્જુન કરી વિચાર. ૧૬
તામસ ઉપજે અજ્ઞાને કરી, તે રહે જંતનું જ્ઞાન આવરી;
પ્રમાદ આળસ નિદ્રા હોય, વળી મોહે કરી જંત જે મોંય. ૧૭
ભારત તામસ બાધે એમ, એ બંધન કહું સત્વ રજ તેમ;
સાત્વિક સુખનો કરાવે સંગ, રાજસ ઉપજાવે કર્મશું રંગ. ૧૮
તામસ જંતનું જ્ઞાન આવરી, પ્રમાદ ઉપજાવે ફરી ફરી,
અવિધિપૂર્વક જેહ પ્રવૃત્તિ, એ જાણો જન પ્રમાદની વૃત્તિ. ૧૯
રજ તમ છાડી સત્વ જ્યારે ધરે, ત્યારે સુખ કાર્ય સુખે જીવ કરે,
રાજસ ધરે સત્વ તમ તજે, ત્યારેજ તે કેવળ કર્મને ભજે. ૨૦
સત્વ રજ છાડી તમ જીવ ગ્રહે, ત્યારે મોહ પ્રમાદ નિદ્રા ધરી રહે;
વળી ત્રિગુણતણા લક્ષણ સુણ ધીર, એવું બોલે યાદવવીર. ૨૧
જ્યારે દેહનાં સર્વ દ્વાર વિષે મિત્ર, ઉપજે પ્રવૃત્તિ અતિ પવિત્ર;
હોય બુદ્ધિ પ્રકાશ જ્ઞાન નિર્વાણ, ત્યારે સત્વ વૃદ્ધિ પામ્યું તે જાણ. ૨૨
જ્યારે રાજસગુણ વાધે અર્જુન, ત્યારે લોભ વિષે મગ્ન હોયે મન;
બુદ્ધિ વિના ચેષ્ટા જેની હોય, કર્મફળે પામે અતિ મોંય. ૨૩
તામસ વૃદ્ધિ પામે જેણીવાર, તે ઘડી નોંયે વિવેક વિચાર,

---

૧૬ રંજન રૂપ—પ્રીતિ સ્વરૂપ તૃષ્ણા ઇ૦—તૃષ્ણાના (ઇચ્છા)ના સંગથી રજો ગુણ ઉત્પન્ન થાય છે કર્મસંગે—કર્મમા આસક્તિ કરાવીને

૧૭ તામસ—તમો ગુણ પ્રમાદ ઈ૦—પ્રમાદ વગેરેમા આસક્તિ કરાવીને તમો ગુણ બંધન કરે છે ૧૯ પ્રમાદનુ લક્ષણ કહેછે અવિધ ઇ૦—શાસ્ત્રોક્ત વિધિને છોડીને કર્માદિકમા જે પ્રવૃત્તિ થવી તેનું નામ પ્રમાદ ૨૩ કર્મફળે—કર્મના ફળથી મોંય—મોહ

પ્રમાદ મોહ અપ્રકાશજપણું, તામસનું લક્ષણ એ ભણું. ૨૪
વળી ત્રિગુણનું લક્ષણ છે જેહ, સાંભળ અર્જુન કહું તુજને તેહ;
સાત્વિક વૃદ્ધિ પામ્યે જે મરે, ઉત્તમ લોકે તે પરવરે. ૨૫
નિર્મળ સ્થાનક પામે તેહ, સત્વ વૃદ્ધિ પામ્યે મરે જેહ;
રજોગુણ વૃદ્ધિ પામ્યે હોય પાત, તે મધ્યમ લોક પામે સાક્ષાત. ૨૬
કર્મફળ વિષયાસક્તિ જ્યાંહ, રાજસ વૃદ્ધિ પાયે જાય ત્યાંહ;
તમોગુણ વૃદ્ધિ પામ્યેહોય નાશ, અધમ લોક વિષે તેનો નિવાસ. ૨૭
તે મૂહયોનિ વિષે અવતરે, તામસ વૃદ્ધિ પામ્યે જે મરે;
ગુણ કર્મનાં ત્રિવિધ ફળ તેહ, સાંભળ અર્જુન કહું તુજને તેહ. ૨૮
નિર્મળ ફળ સાત્વિક કર્મતણું, દુઃખ ફળ રાજસ કર્મનું ભણું;
તામસ કર્મનું ફળ અજ્ઞાન, અર્જુન એમ કહે ભગવાન. ૨૯
સાત્વિક વૃદ્ધિ પામે જેણીવાર, ત્યારે આત્મજ્ઞાન ઉપજે નિર્ધાર;
રાજસ વૃદ્ધિ પામ્યે લોભજ હોય, પરદ્રવ્યની અભિલાષા કરે સોય. ૩૦
તામસ (ગુણ) વૃદ્ધિ પામે જેણે એવ, મોહ પ્રમાદ ઉપજે અવશ્યમેવ;
વળી અજ્ઞાન તે ઉપજાવે સહીએ, ત્રિગુણતણી વૃત્તિ હરિએ કહી. ૩૧

જેહેુ અતિ ઉત્તમ બુદ્ધિ ગ્રહી, તે મારા સ્વરૂપને પામે સહી ૩૪
પરમાત્માનો અ શ જે જીવ, તે ગુણાતીત જાણ્યે હોય શિવ,
ગુણથકો અન્ય કર્તા જેહ, પરમાત્મા પુરૂષોત્તમ તેહ ૩૫
જ્યારે જીવ સમીપ તેહને જોય, તે જોતા સર્વ સ ગ વિછોય,
ગુણથકો આત્મા પર લટે, જે સર્વનો સાક્ષીથકો રટે ૩૬
જે ગુણાતીત જાણે અર્જુન, તે મારા ભાવને પામે જન,
તેહ ચતુર તે કહિયે ધીર, જે દેહ ઈંદ્રી ગુણ છતે વીર ૩૭
તે જન્મ જરા મૃત્યુ થકો મૂકાય, અને નિશ્ચે તે જીવનમુક્ત થાય,
ત્રિગુણાતીત હોય તેણીવાર, તે મોક્ષ સુખ ભોગવે નિર્ધાર ૩૮
વળી આશ કા અર્જુનને થઈ, અને કૃષ્ણ પ્રત્યે એમ પૂછે સહી,
ગુણાતીત કહો મુજદેવ, હુ પૂછુ પ્રભુજી એ અવશ્યમેવ ૩૯

## અર્જુન ઉવાચ.

અર્જુન ભણે કહો સ્વામીન, ગુણાતીતના કેવા ચિન્હ,
અલગ થયો તે કયમ જાણિયે, ગુણાતીત કયમ પરમાણિયે ૪૦
કહો પ્રભુ કોણ આચરણે કરી, પામિયે ગુણાતીતપણ હરિ,
મુને એ સર્વે સ્વામી તમે કહો, અને સ શય શ્રીપતિ મારો દહો ૪૧

---

૩૪ જેહ ઇ૦—જે ગુણ સહિત જીવ પ્રવૃત્તિ કરે, તે ગુણ તેને તેવુ સ્થાન પમાડે

૩૫ તે ઈ૦—તે જીવને ગુણાતીત જાણવાથી શિવ (કલ્યાણ) થાય છે ૩૬ સમીપ—પોતાની પાસે વિછોય—છોડી દે ગુણ થકો ઈ૦—જે પુરૂષ સર્વ વસ્તુનો સાક્ષી (દ્રષ્ટા) રહે તે આત્માને ગુણથી પર (ગુણના કારણ રૂપ) જુએ—જાણે ૩૮ આશ કા—સ દેહ મુજ—મને

## શ્રીભગવાન ઉવાચ.

### ચોપાઈ.

અર્જુનનાં વાચક તે સુણી, અતિ હરખ્યા વૈકુંઠજ ધણી;
અતિ સાધુ પ્રશ્ન પૂછ્યું તેં ધીર, સાંભળ તે તુજને કહું વીર. ૪૨
સત્વે પ્રકાશ પ્રવૃત્તિ રજે હોય, તમે કરી ઉપજે મોહ સોય;
ગુણ કાર્યનો દ્વેષ નવ કરે, ગુણકાર્યશુ પ્રીત નવ ધરે. ૪૩
ગુણ વિષે ઇચ્છા ન હોયે જેહને, ગુણાતીત કહિયે તેહને;
મારે વિષે ચિત્ત જેહનું, ગુણાતીત ભાઇ નામ તેહનું. ૪૪
ઉદાસીન કહે વિશ્વેશ, જ્યાં અહંકારતણો નહિ લેશ,
જે ગુણાતીત મારગે વિચરે, તે પક્ષપાત કોનો નવ કરે. ૪૫
ગુણાતીત સાથે જે મળે, તે દેહ ઇંદ્રી વિષયે નવ ચળે;
આત્મચિંતન કરી રહે એકાંત, ગુણાતીતનો તે સિદ્ધાંત. ૪૬
સુખદુઃખ સરખાં હોય જેહને, ગુણાતીત કહિયે તેહને,
આત્મસ્વરૂપ વિષે રહે જેહ, સદા સ્વસ્થ ત્યા ભણિયે તેહ ૪૭
જેને લોહ પાષાણ સુવર્ણ સમાન, ગુણાતીત તેનું અભિધાન;
પ્રિય અપ્રિય અર્જુન જેને નહિ, ગુણાતીત તે જાણો સહી. ૪૮
જે કોઇ વાર કશે ચળે નહિ વીર, ગુણાતીત તે જાણો ધીર;
સ્તુતિ નિંદા તુલ્ય જેને સદા, આત્મરત અંતરગત મુદા. ૪૯
માન અપમાન તુલ્ય જેને હોય, ગુણાતીત તું જાણે સોય;
જેને શત્રુ મિત્ર સદા સમતુલ્ય, જેને ન હોય કશાની લૌલ્ય. ૫૦

---

૪૨ સાધુ—સારૂ—ઉત્તમ ૪૩ ગુણકાર્ય—સત્વાદિ ગુણના પ્રકાશાદિક કાર્ય ૪૫ ઉદાસીન—તટસ્થ
૪૮ અભિધાન—નામ ૪૯ આત્મરત—આત્મામા આસક્ત (પ્રીતિવાળો) ૫૦ લૌલ્ય—લનુતા—તૃષ્ણા

જે સર્વ કર્મને ત્યાગજ કરે, અને ગુણાતીત હરિ તે ઉચ્ચરે;
જે સર્વારંભ હૃદયથી ખોય, ગુણાતીત સંન્યાસી સોય. ૫૧
અવ્યભિચારિણી ભક્તિએ કરી, મુજને સેવે જે ફરી ફરી;
ભક્તિયોગને અનુસરે જેહ, ગુણાતીત તું જાણજે તેહ. ૫૨
ભક્તિએ જ્ઞાનની પ્રાપ્તિ હોય, અને જ્ઞાને યથાર્થ ભાસે સોય;
યથાર્થ તેહ બ્રહ્મ તું જાણ, એવું બોલે શારંગપાણ. ૫૩
હું નિશ્ચે અર્જુન કહું તુજને, તું બ્રહ્મસ્વરૂપ જાણે મુજને,
અમૃત અવ્યય નિરંતર હુંય, પરમ ધર્મ મુને જાણે તુંય. ૫૪
એકાંત સુખ પરમાનંદ જેહ, ચૈતન્ય મૂર્ત્તિ અર્જુન હું તેહ;
ચૌદમે ઉત્તમ જ્ઞાન તે કહ્યું, તે કૃષ્ણ કૃપાએ સ તે લહ્યું. ૫૫
અંતર્યામી સર્વાવાસ, તેણે હૃદયકમળમા કર્યો પ્રકાશ,
ઉપજાવ્યું તેવું કહ્યુ સહી, કહે નરહરિ કાંઇ જાણું નહિ. ૫૬

इति श्रीमहाभारते भीष्मपर्वणि श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णाऽर्जुनसंवादे गुणत्रयविभागयोगो नाम चतुर्दशोऽध्यायः ॥१४॥

---

૫૧ સર્વારંભ—સર્વ પ્રકારના ઉદ્યમ ખોય—અર્થાત્ તજે ૫૨ અવ્યભિચારિણી—એકાંતિક મતલબ કે એક હરિ સિવાય બીજા કોઇની નહિ એવી ૫૪ અમૃત—મોક્ષ

## અધ્યાય ૧૫ મો.

### રાગ પૂર્વછાયો.

ઉત્તમ જ્ઞાન શ્રીમુખે કહ્યું, કહ્યું ગુણાતીનું રૂપ;
એ અનુભવ હૃદે આણતા, થઇયે બ્રહ્મસ્વરૂપ. ૧
જાણ્યા વિના એ જીવને, ભાઇ મોહની નિવૃત્તિ ન હોય;
તે માટે શ્રીકૃષ્ણજી, કહે અર્જુનને સર્વ સોય. ૨
હમણાં હરિ સંસારનું, કરે વૃક્ષ રૂપે વર્ણન;
વળી નિવર્તવાનું સાધન કહે, સુણો સાવધાન થઇ જન. ૩
શરણ તે જાવું જેહને, તજી માયા મોહ સંસાર;
તે સ્વરૂપને દેખાડશે, જીવન જગદાધાર. ૪
પંદરમે પ્રભુજી કહે, પરમ પુરૂષોત્તમ યોગ,
જેહ જાણ્યે સમગ્ર ટળે, સઘ સંસાર તે રોગ ૫

### શ્રીભગવાન ઉવાચ.

### ચોપાઈ.

સંસારવૃક્ષ એ દેહ તે જાણુ, ઉર્ધ્વમૂલ તે પરબ્રહ્મ પ્રમાણ;
મહત્તત્વાદિક જે તત્વ ચોવીશ, તે અધઃ શાખા કહે જગદીશ. ૮
એ દેહ તે કંઇએ સ્વસ્થજ નહિ, તે માટે અસ્વસ્થ એ સહી;
કારણ અનાદિ માટે અવ્યય કહ્યો, એ વેદ કર્મે ફળી ફૂલી રહ્યો. ૯
એ વૃક્ષને સમૂળ જે લહે, બ્રહ્મવિત્ કૃષ્ણજી તેને કહે;
જેની અધ ઉર્ધ્વ શાખા વિસ્તરી, તે ત્રિગુણે વૃદ્ધિ પામી કહે હરિ. ૧૦
વિષય તેહના અંકુર મિત્ર, મૂળ તેહનાં વાસના વિચિત્ર;
કર્મ રૂપિણી વાડ જેહને, સંસાર વૃક્ષ જાણો તેહને. ૧૧
રાગ દ્વેષ અધઃશાખા ઘણી, કર્મફળ ઉર્ધ્વશાખા તેતણી;
તે સત્વ રજ તમ સ્થળ થાય, વિષય તેહના અંકુર કહેવાય. ૧૨
વિવિધ વાસના તે મૂળ અપાર, એમ સંસાર વૃક્ષ પામ્યો વિસ્તાર;
કર્મબંધન તેને અતિઘણા, મનુષ્ય લોક વિષે સ્નેહતણાં. ૧૩
સંસાર વૃક્ષનું વર્ણન કર્યું જેહ, બાહેર જોતાં ન પામિયે તેહ;
જ્ઞાનદૃષ્ટિએ કરી જોતાં વીર, (ત્યારે) પાસે પ્રકટ તે દીસે ધીર. ૧૪
એની આદિ અંત મધ્ય જાણી ન જાય, એ અશ્વત્થ અસંગ શસ્ત્રે છેદાય;
અસંગ શસ્ત્ર અતિ દૃઢ તે કરી, એ સમૂળ વૃક્ષ છેદ કહે હરિ. ૧૫

---

૮ મહત્તત્વાદિક—મહત્ તત્વ (પ્રકૃતિ) વગેરે ૯ 'અશ્વત્થ' શબ્દને 'અસ્વસ્થ' શબ્દ માનીને તેની નિરુક્તિ કરેછે એ દેહ ઇ૦ અશ્વત્થ—અશ્વત્થ. કારણ ઇ૦—એ સંસાર વૃક્ષનુ કારણ અનાદિ (બ્રહ્મ) છે માટે તેને અવ્યય (નિર્વિકાર) કહ્યો છે.

૧૨ અધ શાખા—નીચી ડાળો. તે ઇ૦—તે વૃક્ષ, સત્વ, રજ અને તમ રૂપી ભૂમિમા થાયછે—ઊગેછે

૧૪ ન પામિયે—જોવામા ન આવે—જડે નહિ ૧૫ અસંગશસ્ત્રે—આસક્તિ તજવા રૂપિ હથિયારવડે.

દેહ પુત્રાદિકની તજ આશ, ભજ પરમાત્મા રહી નિરાશ;
વિવેક વિચાર વૈરાગ્ય વિનય ધરી, તજ સંગ ભજ નારાયણ હરિ. ૧૬
તે પદ મિત્ર ચિંતવ્ય સદા સોય, જ્યાં થકી પુનરાવૃત્તિ ન હોય;
જ્યાં ગયે વળવું નહિ નિર્વાણ, મુક્તિ પરમપદ તેહ તું જાણ. ૧૭
જે થકી સંસાર હોય નિવૃત્ત, તે આદિ પુરૂષ નારાયણ સત્ય;
તે આદિ પુરૂષને જા તું શર્ણ, તો નિશ્ચે મિત્ર ટળે.જન્મ મર્ણ. ૧૮

## શ્રીભગવાન ઉવાચ.

અર્જુન એવો હોય જન જેહ, અવ્યયપદ પામે ભાઇ તેહ;
માન મોહ જેને નવ હોય, સર્વ સંગ દોષ જીતે સોય. ૧૯
જે અધ્યાત્મ વિદ્યા નિત્યે ધરે, કામવાસના સહુ પરહરે;
દ્વંદ્વથકો રહિત તે સંત, સુખદુઃખ ઉપજે નહિ જેને ચંત. ૨૦
જે સદા સાવધાન અર્જુન, અવ્યયપદ તે પામે જન;
સાંભળજે જન થઇ સાવધાન, અવ્યયપદ તે કહે ભગવાન. ૨૧
જ્યાં સૂર્ય શશિ પાવક નવ હોય, પરમધામ મારૂં મિત્ર સોય;
જે સ્વયં પ્રકાશે સદા પ્રકાશ, વિશ્વ પ્રકાશે તમનો કરે નાશ. ૨૨
જ્યાંનો ગયો જન પાછો નવ વળે, તે પરમ જ્યોતિ માંહે જઈ ભળે;
પરમ ધામ મારૂં તો તેહ, અર્જુન એમાં નહિ સંદેહ. ૨૩
અન્યપદથી પુનરાવૃત્તિ હોય, તે વળી જન્મ પામે મિત્ર સોય;

---

૧૬ એ વૃક્ષ શી રીતે છેદવું તે કહેછેઃ દેહ ઈ૰. ૧૭ પુનરાવૃત્તિ—ફરી સંસારમાં આવવાપણું. વળવું—સંસાર તરફ પાછા વળવું.

૨૦ દ્વંદ્વ—સુખદુઃખાદિ જોડવાં. ૨૨ પાવક—અગ્નિ. સ્વયં પ્રકાશ—પોતાના પ્રકાશ વડે. વિશ્વ પ્રકાશે—વિશ્વને પણ પ્રકાશ આપે. (અહીં સઘળે જ્ઞાન રૂપી પ્રકાશ જાણવો ).

પણ વિષ્ણુપદ પામ્યા જે સહી, તેને તો ગર્ભવાસજ નહિ. ૨૪
હું પરમાત્મા હું પરબ્રહ્મ, અને મારો અંશ તે જીવ નિષ્કર્મ;
એ સંસાર વિષે સદા તે જાણ, તે કર્ત્તા ભોક્તા પ્રસિદ્ધ પ્રમાણ. ૨૫
એ જીવભૂત સનાતન સહી, અને મન ઇંદ્રી રહ્યો તે ગ્રહી;
ઇદ્રી આપાપણે સ્વભાવે કરી, તે સંસાર ભણી તાણે ફરી ફરી. ૨૬
ઇંદ્રીની આસક્તિ જ્યારે ટળે, ત્યારે મારો અંશ મુજમાંહે ભળે;
જેમ જળયોગપ્રતિબિંબજ હોય, જળનાશે બિંબનું બિંબ સોય. ૨૭
દેહ ઇદ્રીનો સ્વામી જીવ જેહ, આ દેહ તજે વળી અન્ય ધરે દેહ;
ત્યાં મન ઇંદ્રી ટોળે સર્વ લેઇ, અન્ય દેહ એમ ભોગવે દેહી. ૨૮
અદૃષ્ટથકો અર્જુન જ્યમ વાય, તે નિર્ધારે પરિમળ લેઇ જાય;
એમ જીવ અદૃષ્ટથકો સર્વ ગ્રહી, સ્વપ્ન સંસાર ભોગવે તે સહી. ૨૯
શ્રોત્ર ચક્ષુ સ્પર્શ રસ ઘ્રાણ, એનું અધિષ્ઠાન મન નિર્વાણ;
એમ વિષયશું જીવ કરે વિહાર, લય મૂકે ક્ષણક્ષણ અવતાર. ૩૦
તે ત્રિગુણ ગ્રહી ભોગવે બહુ ભોગ, વળી સુખ દુઃખ મોહ પામે સંયોગ,
તેવો મૂઢ આત્મા કૃષ્ણજી કહે, જે સમીપ થકો હું સખા નવ લહે. ૩૧
જ્ઞાન ચક્ષુ મિત્ર જેહને હોય, તેહ નિરંતર મુજને દેખે સોય;
એ આત્મા અતિ દુર્જ્ઞેય તે જાણ, મમ કૃપાએ મને લહે નિર્વાણ. ૩૨
યત્ન કરતા યોગી જે ચતુર, તે કનક કાંતા દુષ્ટથી રહે દૂર;

---

૨૬ જીવભૂત—જીવ રૂપ થયેલો ૨૭ જળનાશે—જળનો નાશ થયે. ૨૮ ટોળે ઇ૦—એકઠા કરીને સાથે લેઇને ૨૯ નિર્ધારે—નિશ્ચય. પરિમળ—સુગંધના પરમાણુ સ્વપ્ન સંસાર—સ્વપ્ન રૂપ સંસાર.

૩૦ શ્રોત્ર—કર્ણ ઇંદ્રિય. સ્પર્શ—ત્વચા ઇંદ્રિય રસ—જીહ્વા ઇંદ્રિય ઘ્રાણ—નાસા ઇંદ્રિય અધિષ્ઠાન—સ્થાન. લય ઇ૦—તે જીવ એક દેહનો ક્ષય થયે તેને મૂકીદે ને વળી બીજા દેહમા અવતરે. એમ ક્ષણ ક્ષણ (અર્થાત્ વાર વાર) અવતાર ધારણ કરે. ૩૧ પામે—સુખ, દુખ, મોહ, ઇત્યાદિનો સંયોગ પામે.

તે નિજ બુદ્ધિ વિષે મુને જોય, આત્મ સ્વરૂપને અનુભવે સોય. ૩૩
પણ અજીતેંદ્રિય અવિવેકી જેહ, અને મૂઢ કામી મહાવિષયી તેહ;
તેના ચિત્ત વિષે ચિદ્રૂપ હું સાર, પણ મુજને ન દેખે તેહ લગાર. ૩૪
તે કોટિ ઉપાય કરી જોય, મુને સમીપથકો નવ દેખે સોય;
જાણે જે નહિ સમ્યક્ સ્વરૂપ, ભાઈ તેહ કેવળ સંસારનું રૂપ. ૩૫
સૂર્ય વિષે તેજ તે મમતણું, વળી ચંદ્ર વિષે તેજ મારૂં ભણું;
અગ્નિ વિષે તેજ મારૂં જાણ, જ્ઞાન તેજ મારૂં પરમાણ. ૩૬
ઉષ્ણ શીત દાહ મિશ્ર જેહ, અર્જુન મારૂં તેજ તો તેહ;
સૂર્ય ચંદ્ર અગ્નિ સંધ્યા જ્ઞાન, એ મારાં સ્થાનક કહે ભગવાન. ૩૭
ધારણશક્તિ પૃથ્વી વિષે જેહ, અર્જુન નિશ્ચે મારી તેહ;
આ ભૂત સકળને હુંયજ ધરૂં, લીલાએ વિશ્વ પ્રકટજ કરૂં. ૩૮
હું સોમરૂપે રસ રૂપજ થઈ, ઔષધિ સર્વને પોષું સહી;
હું વૃદ્ધિ કરૂં વાયુરૂપે કરી, ઇંદ્રરૂપે વરસું હું હરિ. ૩૯
અર્જુન નિશ્ચે જાણે તુંય, જઠરાગ્નિ રૂપે મિત્ર હુંય;
પ્રાણ અપાન હું સમવૃત્તિ ધરી, ચતુર્વિધ અન્ન પચાવું એમ કરી. ૪૦
લેહ્ય પેય ચોષ્ય અને ખાદ્ય, એ અન્ન ચતુર્વિધ કહે મહારાજ;
હું જઠરાગ્નિ રૂપે થઈ મિત્ર, અન્નરસ પચન કરૂં હું વિચિત્ર. ૪૧
સર્વ ભૂતને હૃદે હું રહું, એ સત્ય સત્ય પારથ તુજ કહું;
મને પ્રાણી માત્રનો આત્મા જાણ, નિર્ધારી કહે શારંગપાણ. ૪૨

---

૩૪ ચિદ્રૂપ—જ્ઞાનસત્તા રૂપ. ૩૯ સોમ રૂપે ઇ૦—( ચંદ્રમાંથી અમૃત સ્રવે છે તેથી ઔષધિ પોષાય છે, માટે ).

૪૦ સમવૃત્તિ ધરી—પ્રાણ તથા અપાનની સાથે મળીને. ૪૧ લેહ્ય—ચાટવા રૂપ ખોરાક. પેય—પીવા યોગ્ય. ચોષ્ય—ચૂસવા રૂપ. ખાદ્ય—( ખાદ ) ખાવા રૂપ.

જ્ઞાન સ્મરણ વિસ્મરણપણું જેહ, મુજથકી જનને હોયે તેહ;
સત્કર્મે જ્ઞાન સ્મરણ પ્રકાશ, પાપ કર્મે જ્ઞાન સ્મરણ હોય નાશ ૪૩
વેદ વેદાંત ઉપનિષદે કરી, નિશ્ચે જાણ્ય જાણવો હું હરિ,
જે પરમ ગોપ્ય જાણવું છે સાર, તે હું તુજને કહીશ નિર્ધાર ૪૪
તે સાંભળજે તું થઈ સાવધાન, તે પ્રકટ કહું ગુહ્ય વિજ્ઞાન,
તે જાણ્યા પછી કાંઈ જાણવું નથી, તે ચિત્ત રાખે કહું તે કથી ૪૫
આ લોક સમસ્ત વિષે અર્જુન, (અને)બે પુરૂષ છે પુરાતન,
એક તે ક્ષર એક અક્ષર હોય, પ્રથમ ઓળખ પ્રકટ એ સોય ૪૬
સર્વ ભૂતને ક્ષર કરી જાણ, કૂટસ્થ તે અક્ષર પ્રમાણ,
અક્ષર જીવ ને ક્ષર એ દેહ, સ્થૂળ સૂક્ષ્મ અર્જુન ત્યાં એહ ૪૭
ક્ષર અક્ષરથકો પર જેહ, પુરૂષોત્તમ તું જાણે તેહ,
વળી પરમાત્મા કહિયે તેહને, વિશ્વ આધારે રહ્યું જેહને ૪૮
ત્રિલોકમાંહે આવેશ તે કરી, વિશ્વ સર્વ રહ્યો તે ધરી,
અવ્યય ઇશ્વર તેહ તું જાણ, શુદ્ધ બુદ્ધ મુક્ત પરમાણ ૪૯
ક્ષર થકો અતીત છે સોય, તે અતિ ઉત્તમ અક્ષરથો હોય,
જે વેદે લોકે ગાયો અવશ્યમેવ, આ પ્રગટ પુરૂષોત્તમ દેવાધિદેવ ૫૦
જે નિરાલંબ વ્યાપક મહાશૂન્ય, જ્યહાં શમે ક્ષર અક્ષર ધૂન્ય,

---

૪૪ વેદ ઈ૦—વેદ, વેદાંત અને ઉપનિષદે કરીને હું હરિ જાણવો જો ઇચ્છે એમ તું નિશ્ચય જાણ ગોપ્ય—ગુપ્ત જાણવું—જ્ઞાન

૪૭ સર્વ ભૂતને—બ્રહ્માથી માંડીને સ્થાવર પર્યંત સહુ કાંઇ કૂટસ્થ—પર્વતના શિખર ઉપર ઉભેલો—સ્થિર અર્થાત્ અચળ પુરૂષ આત્મા સ્થૂળ—( દેહ ) સૂક્ષ્મ—( જીવ ) ૪૮ આવેશ—પ્રવેશ બુદ્ધ—જ્ઞાન

તે મહાચૈતન્ય પુરૂષોત્તમરાય, વેદ વેદાંત ઉપનિષદ્ ગાય ૫૧
અસ મૂઢ જાણે તેહને, વિષય મોહ ન હોય જેહને;
તે મુજને પુરૂષોત્તમ કહે વીર, તે સર્વજ્ઞ નર તું જાણે ધીર ૫૨
ફળ અહંકાર વાસના તજે, અને સર્વ ભાવે મુજને જે ભજે,
સઘળે આત્મભાવ જે ધરે, સર્વાતીત કૃષ્ણજી તે ઉચ્ચરે ૫૩
સઘળે એક પરમેશ્વર સદા, તું એવી દૃષ્ટિ રાખે સર્વદા,
વળી વળી અર્જુન એ તુજને કહું, સર્વ નિરંતર હું યજ રહું. ૫૪
મનસા વાચા કાયાએ કરી, એક ભજ ભગવંત શ્રીહરિ,
સર્વ ભૂત મુજને કરી જાણ, એ નિશ્ચય અંતર્ગત આણ ૫૫
ગોપ્ય માંહે ગોપ્ય એહ શાસ્ત્ર, ટાળે અશુભ સર્વ શ્રવણ તે માત્ર,
ગ્રહે જે અર્જુન કહ્યું મેં જેહ, હૃદય રાખ મિત્ર તત્વ તું તેહ ૫૬
એ તત્વ લહે પુરૂષ હોય બુદ્ધિમાન, પ્રકટે આભ્યંતર આત્મજ્ઞાન,
આત્મજ્ઞાને આત્મા સર્વ જોય, આત્મજ્ઞાને જીવ કૃતકૃત્ય હોય ૫૭
જ્યાં લગી ન હોય આત્મ વિચાર, ત્યાં લગી જીવ દેખે સંસાર,
તત્વ જાણ્યે સંસાર સર્વ ટળે, આત્મા પરમાત્મામાં ભળે ૫૮
પુરૂષોત્તમ યોગ એ કહ્યો, તે કૃષ્ણકૃપાએ સંતે લહ્યો,
શુદ્ધ જ્ઞાન પંદરમે કહ્યું, એણે અનુભવે તત્વ યથાર્થ તે લહ્યું ૫૯

---

૫૧ નિગલબ—કોઈના આધાર વિનાનો મહાશૂન્ય ઈ૦—સર્વગત આકાશની પેઠે વ્યાપક જ્યહાં ઇ૦—જ્યાં ક્ષર (દેહાદિક) અને અક્ષર (જીવ)ની ધૂન્ય (ધ્વનિ—અવાજ) શમી જાય છે અર્થાત્ દેહ અને જીવ સૌ જેનામાં લય પામે છે

૫૨ અસમૂઢ—મોહ વિનાનો ૫૩ ફળ—કર્મ ફળ ૫૫ અંતર્ગત—મનમાં ૫૬ ટાળે ઈ૦—જેનું શ્રવણ માત્ર સર્વ અશુભને ટાળે (દૂર કરે) છે

અંતર્યામી સર્વાવાસ, તેણે હૃદેકમળમાં કર્યો પ્રકાશ;
ઉપજાવ્યું તેવું કહ્યું સહી, કહે નરહરિ કાંઈ જાણું નહિ. ૬૦

इति श्रीमहाभारते भीष्मपर्वणि श्रीमद्भगवद्गीता-सूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णाऽर्जुनसंवादे पुरुषयोगो नाम पंचदशोऽध्यायः ॥ १५ ॥

# અધ્યાય ૧૬ મો.

## રાગ પૂર્વછાયો.

ગોપ્ય જ્ઞાન તે વર્ણવી, વળી અર્જુનને કહે ઇશ;
સંપદા દેવ આસુરતણી, તે દેખાડો જગદીશ. ૧
દેવાસુર સંપદા કહે, એ જીવને હોય ઓળખાણ;
આસુરી તજે દૈવી ગ્રહે, પછી પામે પદ નિર્વાણ. ૨
મુક્તિ કારણ જીવને, કહે મુખે શ્રીભગવાન;
દેવા સુરનાં લક્ષણ સુણે, આવે આત્મજ્ઞાન; ૩
ષોડશમે કહે કૃષ્ણજી, અર્જુનને મહા ઉપદેશ;
તે સુણતાં એ જીવનાં, ટળે તે કર્મ ક્લેશ. ૪

## શ્રીભગવાન ઉવાચ.

### ચોપાઇ.

પ્રથમ દેવ સ્વભાવ હરિ કહે, અર્જુન તેહ તું હૃદેમાં ગ્રહે;
જેણે જીવ જીવનમુક્ત હોય, દેવ સ્વભાવ મિત્ર તે સોય. ૫
એવાં લક્ષણ હોય જેહને, દેવાંશી કહિયે તેહને;
જેને ભય હોયે ન લગાર, ચિત્તશુદ્ધ તે મુનિ નિર્ધાર. ૬
જ્ઞાનયોગ દાન દમ યજ્ઞ કરે, સ્વાધ્યાય તપ આર્જવપણું ધરે;
જે અહંમમતા રહિત અર્જુન, નિર્ભય તે તું જાણે જન. ૭

---

૬ દેવાંશી—દેવના અંશવાળો —દૈવી સંપત્તિ વાળો. ૭ જ્ઞાનયોગ—આત્મજ્ઞાનના ઉપાયને વિષે નિષ્ઠા. દમ—બાહારની ઇંદ્રિયોનો નિગ્રહ. યજ્ઞ—પોતાના અધિકાર પ્રમાણે દર્શ પૂર્ણમાસ વગેરે યજ્ઞ.

જ્યાં અસત્ય કપટ પરવંચના નહિ, સત્વશુદ્ધિ તે જાણે સહી;
શાસ્ત્રબોધ આત્મઅનુભવ જેહ, અર્જુન જ્ઞાન તું જાણે એહ. ૮
એકાદશ ઇંદ્રી વશ હોય, સમબુદ્ધિ યોગ મિત્ર તે સોય;
યથાશક્તિ અન્નાદિકનો વ્યય કરે, દાન દયાનિધિ તે ઉચ્ચરે. ૯
ઇંદ્રી ઉન્માર્ગે પ્રવર્તે નહિ, એ ઉત્તમ દમ તું જાણે સહી;
અગ્નિહોત્રાદિક પંચ મહાયજ્ઞ કરે, યજ્ઞપુરૂષ યજ્ઞ તે ઉચ્ચરે. ૧૦
ધર્મને અર્થે ભણવું તો જેહ, સ્વાધ્યાય અર્જુન જાણે તેહ;
આપ આપણો જે પાળે સ્વધર્મ, એ ઉગ્રતપ કહે પરબ્રહ્મ. ૧૧
સદા નિરંતર કોમળપણું ગ્રહે, આર્જવતા કૃષ્ણજી તેહને કહે;
દૈવી સંપદાનાં લક્ષણ જેહ, વળી અર્જુનને કહે કૃષ્ણ તેહ. ૧૨
અહિંસા સત્ય અક્રોધજ હોય, ત્યાગ શાંતિ અપૈશુન્ય સોય;
ભૂતદયા અલોલુપપણું, માર્દવ ન્હી અચાપલતા ભણું. ૧૩
કોઇને પીડા કરવી નહિ, અહિંસા મિત્ર તે જાણો સહી;
અસત્ય ન બોલે યથારથ કહે. સત્ય તે જેમ છે તેમ રહે. ૧૪
ક્રોધ આવ્યે શાંતિ ધરતો જેહ, અક્રોધ તો જાણો જન તેહ;
જે કર્મફળ ઇચ્છા પરહરે, ત્યાગ કૃષ્ણ તેને ઉચ્ચરે. ૧૫

---

સ્વાધ્યાય—વેદપાઠ તપ—શરીર, મન અને વાણીનું તપ. ( એનું વર્ણન આગળ ૧૭ મા અધ્યાયમાં કહેવાશે ) આર્જવપણું—સરળતા—સીધાપણું. અહંમમતા—હું ને મારાપણું.

૮ પર વંચના—બીજાને છેતરવાપણું. વ્યય—ખરચ ( અતિથિને ખવરાવવા વગેરેમાં ). ૧૦ ઉન્માર્ગે—આડેમાર્ગે યજ્ઞપુરૂષ—ભગવાન.

૧૩ અપૈશુન્ય—પરછિદ્ર પ્રકાશ ન કરવાનો ગુણ. અલોલુપપણું—નહિ લલચાવાનો ગુણ. માર્દવ—કોમળતા ન્હી—લજ્જા.

દંભ દર્પ અભિમાનજ હોય, પાર્થ સંપદા આસુરી સોય;
ક્રોધ અસૂયા અને અજ્ઞાન, એ આસુર સંપદા કહે ભગવાન. ૨૫
જે ખ્યાતિ અર્થે સ્નાનાદિ કરે, દંભ નામ હરિ તે ઉચ્ચરે;
વિદ્યાદિકનો મદ જેહને, દર્પનામ કહિયે તેહને. ૨૬
અતિ મોટો થાવા હીંડે જેહ, અભિમાની તું ત્યાં જાણે તેહ;
ક્ષમા-સહનતા જેહને નહિ, ક્રોધી તે તું જાણે સહી. ૨૭
જે અદેખાઇ કરે પરતણી, તે અસૂયા કહે વૈકુંઠધણી;
અનાચાર અવિવેકજપણું, અજ્ઞાનલક્ષણી એહજ ભણું. ૨૮
એવો સ્વભાવ જેહેને હોય, અર્જુન અસુર તું જાણે સોય;
એ અસુરસંપદા બાંધે જીવને, તે કયમે ન જાણે સમીપ શિવને. ૨૯
દૈવીસંપદા બંધન ખોય, દૈવીસ પદાએ મુક્તિજ હોય;
રખે મનમાં શોચ કરે તું વીર, દૈવીસંપદાએ અવતર્યો થા ધીર. ૩૦
હવે સર્વથા પ્રકારે કરી, આસુરસ પદા તજવી કહે હરિ;
આ લોક વિષે પારથ બે સર્ગ, જેણે પામીજે સંસાર અપવર્ગ. ૩૧
એક આંસુર બીજો દેવ નામ, આસુરે સ સાર દેવે મુક્તિનો ઠામ;
કહ્યો દેવવર્ગ વિસ્તારી તાત, વળી આસુરની સાંભળ વાત. ૩૨
આસુર લોક તેહને જાણે સહી જે પ્રવૃત્તિ કાંઈ જાણે નહિ;
જે નિંદ્ય કર્મ વિષે રત હોય, ઉત્તમ વાત ન જાણે સોય. ૩૩

---

૨૫ દર્પ—ગર્વ અસૂયા—બીજાનો ઉત્કર્ષ સહન ન કરવાનો ગુણ ૨૬ ખ્યાતિ—પ્રખ્યાતિ.

૨૮ અજ્ઞાનલક્ષણી—અજ્ઞાન રૂપી લક્ષણવાળો ૩૧ સર્ગ—સૃષ્ટિ. અપવર્ગ—મોક્ષ ૩૨ આસુર ઈ૦—આસુર સૃષ્ટિથી સંસાર પ્રાપ્ત થાય છે. અને દેવ સૃષ્ટિથી મોક્ષનો ઠામ મળે છે તાત—હે બાપ ! હે ભાઈ! ૩૩. પ્રવૃત્તિ—ધર્મમાં પ્રવૃત્તિ કરવી તે. રત—આસક્ત

શૌચ આચાર સત્ય નહિ જ્યાંહ, અસુરપણું તું જાણે ત્યાંહ;
વળી આસુરલોક તે એવું કહે, તે મૂર્ખ પાપીષ્ટ કાંઇ નવ લહે. ૩૪
વિશ્વ સર્વને અસત્ય કહે કથી, ધર્મ અધર્મ આહીં કાંઇ નથી;
એ વિશ્વતણો ઇશ્વર કો નહિ, જગત્ સર્વ અનીશ્વર સહી. ૩૫
સ્ત્રી પુરૂષને સંયોગે કરી, વિશ્વ સમસ્ત ઉપજે ફરી ફરી;
વિષય ભોગવિષે એહજ સાર, અન્ય કશો તે ન લહે વિચાર. ૩૬
આ કહી એવી દૃષ્ટિ જેહને, ભાઇ નષ્ટાત્મા કહિયે તેહને;
જ્યાં શાંત સ્વભાવ સત્ય ક્રિયા નહિ, નષ્ટાત્મા તે જાણે સહી. ૩૭
અલ્પ બુદ્ધિ અર્જુન તે સોય, જે નિરંતર વિષયાશ્રિત હોય;
અતિ દારૂણ ક્રૂર કર્મ તે કરે, વિશ્વના વૈરીથકા વિચરે. ૩૮
જે દુઃપૂર કામને આશરી રહ્યા, તે દંભ માન મદોન્મત્ત થયા;
તે મોહ મિથ્યા સંકલ્પે ગ્રહ્યા, અવિદ્યામાં મહામગ્ન થઈરહ્યા. ૩૯
અનેક દુષ્ટ નિશ્ચય અંગી કર્યા, પ્રવર્તે અશુચિ વિકારે ભર્યા;
તેને બ્રહ્મા આવી ધર્મ જો કહે, તોયે તે વાયક નવ ગ્રહે. ૪૦
અપરિમિત ચિંતા કરે સહી, પ્રલય આવે પણ તેનો છેહજ નહિ;
વળી વળી ચિંતા કરે તે ઘણી, કામ ભોગની આશા ઘણી. ૪૧
વિષય સુખ પરમારથ તેહને, એવો નિશ્ચય સદા જેહને;
એવાં લક્ષણ આસુરતણાં, વળી સાંભળ અર્જુન કહું તે ઘણાં. ૪૨

---

૩૫ અનીશ્વર—ઇશ્વર વગરનું. ૩૭ નષ્ટાત્મા—નાશ પામેલી બુદ્ધિવાળા. વિષયાશ્રિત—વિષયને આશરેલો.

૩૮ દારૂણ—કઠણ ૩૯ દુઃપૂર—પૂર્ણ ન થાય એવો. મદે—મદથી. મત્ત—ગાંડા. મોહ ઇ૦—મોહ તથા મિથ્યા સંકલ્પથી પકડાયા.

૪૦ અનેક ઇ૦—અનેક દુષ્ટ નિશ્ચયોનો જેમણે અંગીકાર કર્યોછે, એવા તે અસુર સૃષ્ટિના લોકો અશુચિ ( અપવિત્ર ) વિકારથી ભરેલા હોઇને પ્રવર્તે છે. ૪૧ તેહનો—તે ચિંતાનો.

અસંખ્ય આશાપાશ તો જેહ, તેણેકરી સર્વત્ર બાંધ્યા તેહ;
ધન સ્ત્રી પુત્ર ગેહ સ્વર્ગ રાજ્ય, વળી અનેક ભોગ આવે મમ કાજ. ૪૩
એમ આશા નિરંતર કરે, કામ ક્રોધ મદ મત્સર ધરે;
હું કામી હું ભોગી અર્થવાન, એવું આસુર ધરે અભિમાન. ૪૪
દ્રવ્ય સાંચી અન્યાય બહુ કરી, તે નર નર્ક પડે ફરી ફરી;
વળી આસુરનાં લક્ષણ કહું વીર, તે સર્વ સુણી છાંડ તે ધીર. ૪૫
આટલું એક હું પામ્યો ધન, વળી પામીશ મનોરથ કરે જે મન;
આ ધન તો મારૂં નિર્ધાર, આગળ અધિક થાશે અપાર. ૪૬
આ શત્રુ હમણા મેં માર્યો સહી વળી અન્યને મારવા રહ્યો તત્પર થઈ,
પછી હું ઈશ્વર ભોગી ધનવાન, સિદ્ધ સુખિયો હું અતિ બળવાન. ૪૭
આસુરલોકની એ ચિત્તવૃત્તિ, વળી સાંભળ આસુરી કહું પ્રવૃત્તિ,
ઓળખ્યા વિના કો ન રહે ઓસરી, તે કારણ ઓળખાવે હરિ. ૪૮
અમો ધનવાન અમો કુળવાન, કોણ હશે હવે અમ સમાન;
બહુ સગા વિદ્યા મારે બહુ, અમને સઘળે જાણે સહુ. ૪૯
યજ્ઞ કરૂં નામ રહે મમતણું, વળી યાચકને ધન આપું ઘણું;
જે ઠામ ઠામ મારી કીર્ત્તિ કહે, તે સુણી અન્ય નીચુ જોઈ રહે ૫૦
એમ અજ્ઞાને મોહ્યા વદે સદા, વિષય ભોગે પામે અતિ મુદા;
આસુર લોકના એવા ચિન્હ, એહ બુદ્ધિ તજે તેહુ ધન્ય ધન્ય ૫૧
જેનાં વિષયે કરી થયા ચિત્ત ભ્રાંત, તે જાણે નહિ એકે સિદ્ધાંત,
અનેક સંકલ્પ વિકલ્પે કરી, મોહજાળે વીંટાય ફરી ફરી. ૫૨

---

૪૩ આશાપાશ—આશા રૂપી બંધન ૪૪ અર્થવાન—ધનવાન ૪૬ આટનુ એક ઇ૦—આટલુ ધન તો હુ પામ્યોછુ, ને વળી મન જે મનોરથ કરેછે તે હુ પામીશ
૪૮ ઓસરી—ડરી ૫૨ ભ્રાત—ભ્રમિત

કામ ભોગ વિષે અતિ આસક્ત, અનેક પાપ કર્મે કરી યુક્ત;
અપવિત્ર આસુરલોક તો જેહ, અનેક નર્ક વિષે પડે તેહ. ૫૩
આસુર લક્ષણ જન સુણી છાંડજો, નિશ્ચળ પ્રીતિ હરિશું માંડજો;
આસુરી પ્રકૃતિએ અલંકર્યા જેહ, આપણપું પૂર્ણ માને તેહ. ૫૪
અછતા ગુણ પોતામાં જોય, સ્તબ્ધતણાં ભાઇ લક્ષણ સોય;
ધન માન મદ મત્સર ધરી, યજન કરે દંભયજ્ઞે કરી. ૫૫
અવિધિપૂર્વક કૃત્ય તે જાણ, આસુર સ્વભાવ એહ પ્રમાણ;
ખ્યાતિ અર્થે કર્મ જેહ કરે, તેનો અર્થ એકે નવ સરે. ૫૬
વળી આસુરનાં લક્ષણ સુણ મિત્ર, જેણે જીવ યાતના ભોગવે વિચિત્ર;
આસુર સ્વભાવ તજે જે કોય, (તે) દુર્ગતિ કદ્યમે ન પામે સોય. ૫૭
અહંકાર બળ દર્પે કરી, કામ ક્રોધ લોભ રહ્યા તે ધરી;
મારી આજ્ઞા તે ઉલ્લંઘન કરે, પર પ્રાણીનું અહિત આચરે. ૫૮
પરજીવનો દ્વેષ કરે જેહ, મારો દ્વેષ તું જાણે તેહ;
સમસ્ત ભૂતનો હું આત્મા સહી, પણ તોયે મૂર્ખ મને જાણે નહિ. ૫૯
વળી એવાને આસુર તું જાણ, એવું બોલે શ્રીશારંગપાણ;
મારે માર્ગે વર્ત્તતા જે જન, તે તેનો દ્વેષ કરે અર્જુન ૬૦
સાધુતણો દ્વેષ કરે જે કોય, મનુષ્યમાંહે અધમ ક્રૂર સોય,
એવાં પાપ કર્મનો જે કરણહાર, તે મહાક્રૂર યોનિ પામે અવતાર ૬૧
વળી વળી આસુર નર્કે પડે, અનેક જાતિ વિષે રડવડે;

---

૫૪ અલંકર્યા—શણગાર્યા આસુરી પ્રકૃતિથી શણગારાયલા આપણપું ઈ૦—તે પોતે પોતાને પૂર્ણ માને છે.

૫૫ અછતા—ન હોય તે સ્તબ્ધ—અક્કડ—જડ યજન—પૂજન દંભયજ્ઞ—દેખાડો કરવા માટેજ કરેલો યજ્ઞ ૫૬ અવિધિપૂર્વક—વિધિપૂર્વક નહિ તે.

સૌ.

આસુરી યોનિ પામ્યા જન જેહ, તે જન્મીને પામે નિંદ્ય દેહ. ૬૨
આસુર મુજને ન પામે કોય, અધમ ગતિ ભોગવતા મોય;
ઘણો તમ હોયે મિત્ર જ્યાંહ, આસુરલોકે જન્મ પામે ત્યાંહ. ૬૩
એ ત્રૅણે ત્યાં નર્કનાં દ્વાર, વળી આત્માના નાશ રૂપ નિર્ધાર;
મુક્તિ પામવા ઇચ્છે જેહ, તેણે ત્રૅણે તજવાં એહ. ૬૪
એક કામ અને બીજો ક્રોધ, ત્રીજો લોભ તે કરે વિરોધ;
નર્કતણાં દ્વાર એ ત્રણ, અર્જુનને કહે અશરણશરણ. ૬૫
કામ, ક્રોધ, લોભ જેહને નહિ, સાધુ માર્ગે તે ચાલે સહી;
સન્માર્ગે જાતાં અર્જુન, પરમગતિ પામે જેહ જન. ૬૬

અંતરજામી સર્વાવાસ, તેણે હૃદયકમળમાં કર્યો પ્રકાશ;
ઉપજાવ્યું તેવું કહ્યું અહીં, કહે નરહરિ કાંઇ જાણું નહિ. ૭૧

इति श्रीमहाभारते भीष्मपर्वणि श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे देवासुरसंपद्विभागयोगो नाम षोडशोऽध्यायः ॥ १६ ॥

## અધ્યાય ૧૭ મો.

### રાગ પૂર્વછાયો.

દૈવાસુરના લક્ષણ કહી, હરિએ કરાવ્યું ઓળખાણ;
બંધમુક્તિ જેને હોયે, અર્જુન તે એહ જાણ. ૧
બંધમુક્તિ નહિ વસ્તુને, અને ઉપાધિ કહેવાય;
દૈવીસંપદાએ મુક્ત આત્મા, અને આસુરીએ બંધાય. ૨
નર્કદ્વાર તે ત્રણ કહ્યાં, ભાઈ કામ ક્રોધ લોભ એહ,
એ ત્રણે જે કોઈ પરહરે, પામે પરમગતિ તેહ ૩
કામ ક્રોધ લોભ તો ટળે, જો પાળે સદા સ્વધર્મ,
સત્‌શાસ્ત્રને જે અનુભવે, જન તે કરે સત્‌કર્મ ૪
સત્‌કર્મે સત્વશુદ્ધિ હોયે, સત્વશુદ્ધિએ આવે વિજ્ઞાન,
વિજ્ઞાને બોધ યથાર્થ હોય, એમ કહે શ્રીભગવાન ૫
શાસ્ત્ર વિધિ તે પાળવો, હરિ અર્જુનને કહે એમ,
નિષિદ્ધ તજે વિધિ આચરે, પછી જાણે જ્યમ છે તેમ ૬

### અર્જુન ઉવાચ.

સત્તરમે શ્રીકૃષ્ણને, ભાઇ અર્જુન પૂછે એમ,
જેણે શાસ્ત્ર વિધિએ જાણ્યો નહિ, પણ શ્રદ્ધાએ ધરે ઉત્તમ ૭
મોટું જન વ્યવહારમાં, તેણે ન સુણ્યા શાસ્ત્ર પુરાણ,
પણ આસ્તિક બુદ્ધિ શ્રદ્ધા ધરી, અને યજે તે દેવ નિર્વાણ ૮

---

૨ વસ્તુને—તત્વ રૂપ વસ્તુને—બ્રહ્મને ૬ નિષિદ્ધ—જે કર્મ કરવાનો શાસ્ત્રમાં નિષેધ કરેલો તે કર્મ વિધિ—વિધેય અથવા કરવા યોગ્ય કર્મ

સાત્વિક, રાજસ, તામસી, ત્રિવિધ શ્રદ્ધાયુક્ત જેહ;
નિષ્ઠા કોણ તેહની કૃષ્ણજી, કૃપા કરી કહોને એહ. ૯
શાસ્ત્ર વિધિ સર્વ પરહરી, કરે શ્રદ્ધાએ સતકર્મ;
દેવાદિકને પૂજે સદા, કહો તે શું પામે પરબ્રહ્મ. ૧૦

## શ્રીભગવાન ઉવાચ.

### ચોપાઈ.

સાંભળ અર્જુન કહું તુજને તેહ, શ્રદ્ધાનું ફળ પૂછ્યું જેહ;
ત્રિવિધ શ્રદ્ધા છે અર્જુન, સ્વભાવથકી સર્વ પામે જંન. ૧૧
સાત્વિકી રાજસી તામસી વીર, તેનાં લક્ષણ કહું સુણ ધીર;
એ અંતઃકરણ ત્રિગુણે કરી, તે થાય તન્મય કહે શ્રીહરિ. ૧૨
ક્યારે સત્વ ક્યારે રજ હોય, ક્યારે તમ ક્યારે મિશ્ર જોય;
અર્જુન પ્રકૃતિતણે ગુણે કરી, ત્રિવિધ શ્રદ્ધા ઉપજે ફરી ફરી. ૧૩
ભારત ! પ્રાણી માત્ર તો જેહ, શ્રદ્ધાએ વ્યાપે સર્વ તેહ;
શ્રદ્ધામય એ પુરૂષ પ્રમાણ, જેવી શ્રદ્ધા તેવો તે જાણ. ૧૪
જેવી શ્રદ્ધા તેવું ચિત્ત હોય, જેવું ચિત્ત તેવું કરે સોય;
કર્મે કરી ગુણ શ્રદ્ધા જણાય, શ્રદ્ધાએ પુરૂષ તેવો કહેવાય. ૧૫
સાત્વિક શ્રદ્ધાને જેહ ધરે, અર્જુન દેવયજન તે કરે;
રાજસી શ્રદ્ધાને ધરે જેહ, યક્ષ રાક્ષસને પૂજે તેહ. ૧૬
તામસી શ્રદ્ધા હોય જેહને, ભૂત પ્રેત વલ્લભ તેહને;

---

૯ નિષ્ઠા—સ્થિતિ. અર્થાત્ શાસ્ત્રના વિધિને તજીને શ્રદ્ધાવડે જે સત્કર્મ કરતો હોય તેની શ્રદ્ધા સાત્વિકી, રાજસી કે તામસી કહેવાય ? ૧૧ સ્વભાવથકી —પૂર્વ જન્મના સંસ્કારજન્ય સ્વભાવથી.

તે અન્ય ક્ષુદ્ર દેવને ધ્યાય, વળી તામસી કહે યદુરાય. ૧૭
જે તપ શાસ્ત્રે બોલ્યું નહિ, તે તપ તામસ આચરે સહી;
ઘોર તપ કરે તામસ જન, જેણે લોક પીડા પામે અર્જુન. ૧૮
વળી પોતાનો આત્મા દુઃખી કરે, તામસ તપ મહા ઘોર આચરે;
દંભ અહંકાર કામબળે કરી, તે ઘોર કર્મ કરે કહે હરિ. ૧૯
શરીર વિષે ઇંદ્રિય સમુદાય, ભૂતગ્રામ તે કહે યદુરાય;
શરીર વિષે મારો છે નિવાસ, હું દેહ ઇંદ્રિયનો કરૂં પ્રકાશ. ૨૦
મને વશ કરવા અવિવેકી જન, તે અનેક પ્રકારે કરે પ્રયતન;
તોય તે મુને જાણે નહિ, આસુરી નિશ્ચય જેને સહી. ૨૧
ત્રિવિધ શ્રદ્ધા અર્જુન એમ જાણ, દેવતાને ભજને પરમાણ;
સાત્વિક રાજસ તામસપણું, જે ગુણ શ્રદ્ધા તે રૂપ તેતણું. ૨૨
અર્જુન ત્રિગુણને ભેદે કરી, આહાર ત્રિવિધિ કહું તે ચિત્ત ધરી!
સાત્વિક ગુણ આણવા શ્રીહરિ, ત્રિગુણ લક્ષણ કહે ફરી ફરી. ૨૩
ત્રિવિધ આહાર સર્વને પ્રિય જાણ, વળી ત્રિવિધ યજ્ઞ સઘળે પ્રમાણ,
ત્રિવિધ તપ ત્રિવિધિ છે દાન, તે ભેદે કહુ સુણ થઇ સાવધાન. ૨૪
આયુષ્ય સબળ આરોગ્યતા હોય વળી સુખ પ્રીતિ વધારે સોય;
જેમાં હોય ઘણું ઘૃત વીર, ઘણો કાળ દેહ વિષે રહે ધીર. ૨૫
એ છ વાનાંને વધારે જેહ, સાત્વિક આહાર તું જાણે તેહ;

---

૧૭ વલ્લભ—વાહાલા ક્ષુદ્ર—અધમ ૧૮ શાસ્ત્રે ઈ૦—શાસ્ત્રમા કહ્યુ ન હોય ઘોર—ભયાનક.

૨૦ ભૂતગ્રામ—પૃથ્વી આદિક તત્વોનો સમુદાય ૨૨ જે ગુણ ઇ૦—જે ગુણવાળો જે હોય તે ગુણવાળી તેની શ્રદ્ધાનુ તેનુ રૂપ સમજવુ.

૨૫ આયુષ્ય ઈ૦—જે આહારવડે આયુષ્ય વગેરે વૃદ્ધિ પામે તે સાત્વિક આહાર જાણવો, એમ ૨૬ ની કડી માથે સબંધ છે.

સાત્વિકને વલ્લભ એ આહાર, હવે રાજસ કહું સુણ વિચાર. ૨૬
કડવા ખાટા ખારા ઉષ્ણ અનાહ, તીક્ષ્ણ રૂક્ષ હૃદે ઉપજાવે દાહ;
રાજસ આહાર એહ તું જાણ, રાજસને વલ્લભ નિર્વાણ. ૨૭
એ દુઃખ શોક ઉપજાવે રોગ, જે રાજસ આહાર શું કરે સંયોગ;
વળી તામસનાં લક્ષણ કહું એહ તું જાણીને ઉભય તજ તેહ. ૨૮
ટાઢું કાચું બળ્યું રસ રહિત, દુર્ગંધ વાશી છાંડ્યું અગૃહિત;
પંચ મહાયજ્ઞ રહિત જે હોય, તામસ અન્ન તું જાણે સોય. ૨૯
તામસીને વલ્લભ એ અન્ન, જેણે મૂઢપણું આવે અર્જુન;
આહાર ત્રિવિધિનું લક્ષણ કહી, યજ્ઞ ત્રિવિધિ કહે હરિ સહી. ૩૦
જે ફળતણી ઇચ્છા પરહરે, વેદ આજ્ઞાએ યજ્ઞકર્મ કરે,
વિધિપૂર્વક એક ચિત્તે કરી, મને યજે શ્રદ્ધા મને ધરી. ૩૧
બ્રહ્માર્પણ બુદ્ધિએ કરે જેહ, સાત્વિક યજ્ઞ તું જાણે તેહ;
સાત્વિક પુરુષ યજ્ઞ એમ કરે, હવે રાજસ રીતિ હરિ ઉચ્ચરે ૩૨
જે ફળ અર્થે કરે યજ્ઞકર્મ, વળી શોભા અર્થે આચરે જે ધર્મ;
રાજસ યજ્ઞ તુ જાણે તેહ, અર્જુન એમા નહિ સદેહ ૩૩
જ્યા વેદશાસ્ત્રતણો વિધિ નહિ, તામસયજ્ઞ તે જાણો મહી;
અન્નતણા જ્યા ન હોયે દાન, તે તામસયજ્ઞ કહે ભગવાન. ૩૪
(સ)શુદ્ધ મંત્ર જ્યાં નહિ ભણાય, તે તામસયજ્ઞ કહે યદુરાય,
દક્ષણા શ્રદ્ધા જ્યા નવ હોય, દંભયજ્ઞ તામસ મિત્ર સોય. ૩૫
હવે તપ ત્રિવિધિ દેખાડે હરિ, સાભળ ચિત્ત સાવધાન તે કરી;
માનસ વાચિક કાયિક તપ જેહ, પ્રથમ અર્જુનને કહે હરિ તેહ ૩૬

---

૨૭ અનાહ—અત્યંત (?) રાજસને—રજોગુણી પ્રકૃતિવાળાને ૨૮ ઉભય—રાજસ તથા તામસ ૨૯ અગૃહિત—કોઇએ નહિ ગ્રહણ કરેલું. અર્થાત્ નહિ લેવા લાયક

જે દેવ બ્રાહ્મણને પૂજે સદા, ગુરૂ પ્રાજ્ઞને અર્ચે ધરી મુદા;
શુચિ કોમળ સ્વભાવ તે ધરે, બ્રહ્મચર્ય અહિંસા આચરે. ૩૭
શરીરતણું તપ એ તું જાણ, એવું બોલે શ્રીશારંગપાણ;
કાયિક તપને કહી દેવેશ, વાચિકનો હરિ દે ઉપદેશ. ૩૮
એવું વાયક તે બોલવું સહી, જેણે કરી કોઇ દુઃખ પામે નહિ;
સત્ય પ્રિય બોલવું મિત્ર સદા, જેણે સર્વ પામે અતિ મુદા. ૩૯
જે ભણે ભણાવે વેદ હરિ નામ, સ્વાધ્યાય કહિયે અંતરયામ;
વાણીતણું તપ એ અર્જુન, સાવધાન થઈ ગ્રહેજે જન. ૪૦
હવે માનસ તપ તે કહે મુકુંદ, જેણે ટળે સંસાર મોહ દ્વંદ્વ;
સદાય રાખવું નિર્મળ મન, વળી સૌમ્યપણું ધરે અર્જુન. ૪૧
મૌન ધરે મન ધ્યાનપર હોય, ભાવવિશુદ્ધિ દ્વૈતબુદ્ધિ ખોય;
માનસ તપ એ જાણો સત્ય, એણે તપે પામે પરમ ગત્ય. ૪૨
વળી ત્રિગુણ તપ કહું તુજ વીર. તે સાંભળ એક મને થઈ ધીર;
શ્રદ્ધાએ તપ કરે નર જેહ, ફળ અહંકાર પરહરે તેહ. ૪૩
સાત્વિક તપ તું જાણને એહ, અર્જુન એમાં નહિ સંદેહ;
રાજસ તપ તે કહે ભગવાન, તે સાંભળજે થઈ સાવધાન. ૪૪
ખ્યાતિ કારણ તપ જે આચરે, કે માને મુજ પૂજા સ્તુતિ કરે;

---

૩૭ પ્રાજ્ઞ—જ્ઞાની. શુચિ—પવિત્ર. ૩૯ સત્ય પ્રિય—સાચું અને વાહાલું લાગે એવું.

૪૦ સ્વાધ્યાય ઇ૦—અંતર્યામી ભગવાન કહેછે કે જે વેદ તથા હરિનું નામ ભણે કે ભણાવે તેને સ્વાધ્યાય કહિયે એ સ્વાધ્યાય એ વાણીનું તપ છે.

૪૧ સૌમ્યપણું—અક્રૂરતા. ૪૨ મૌન—મુનિપણું. ધ્યાનપર—ધ્યાન કરવામાં સદા આસક્ત. ભાવવિશુદ્ધિ—મનની સ્વચ્છતા—નિષ્કપટપણું.

જ્યાં આશા માન દંભપણું હોય, ક્ષીણ તપ રાજસ મિત્ર સોય.૪૫
અર્જુન અવિવેકી નર જેહ ગહાઘોર તપ આચરે તેહ;
જે તપે આત્મા દુ:ખી થાય, તામસ તપ તે કહે યદુરાય. ૪૬
જે શત્રુ નાશ પામવા તપ કરે, તામસ તપ તે હરિ ઉચ્ચરે;
દાનતણું જે ત્રિવિધજપણું, સાંભળ અર્જુન જે હું ભણું. ૪૭
પરમ શ્રદ્ધાએ દાન કરે સહી, પ્રત્યુપકાર કોઈ વાંચ્છે નહિ;
ઉત્તમ દેશ ઉત્તમ કાળ જેહ, ઉત્તમ પાત્ર વિધિ ધરી સ્નેહ. ૪૮
વિધિપૂર્વક જે કરે દાન, સાત્વિક દાન તે કહે ભગવાન;
અર્જુન પ્રત્યે કહે જગતાત, હવે રાજસ દાનતણી તે વાત. ૪૯
જે પ્રત્યુપકાર ઇચ્છી દાન કરે, અથવા ફળ આકાંક્ષા ધરે;
મન મલિન કરી આપે જેહ, રાજસ દાન અર્જુન તો તેહ. ૫૦
અદેશ અકાળે અવિવેકે કરી, કુપાત્ર વિષે આપે પ્રીત ધરી;
સત્પાત્રની અવગણના કરે, તે તામસ દાન કૃષ્ણ ઉચ્ચરે ૫૧
હવે બ્રાહ્મણ ત્રિવિધિ કહે ભગવાન, તે સાંભળજે જન થઇ સાવધાન,
રજો ગુણ યુક્ત બ્રહ્મા જે દેવ, તેણે તે નિર્મ્યા અવશ્યમેવ. ૫૨
રાજસ નહિ સાત્વિક એહ જાણ, તે કારણ કહે શારંગપાણ;
ૐતત્સત્ નિર્દેશે કરી, બ્રાહ્મણ ત્રિવિધિ કહે શ્રીહરિ. ૫૩

---

૪૫ કો ઈ૦—જેથી કોઈ મને માને કે મારી પૂજા સ્તુતિ કરે ક્ષીણ — અર્થાત્ ક્ષય પામે એવુ

૪૮ પ્રત્યુપકાર—ઉપકારનો બદલો. ઉત્તમ ઈ૦—ઉત્તમ પાત્રને વિધિપૂર્વક સ્નેહ ધરીને આપવુ તે સાત્વિક દાન જાણવુ, એમ ૪૯ મી કડી સાથે અન્વય

૫૧ અદેશ—અપવિત્ર સ્થળ અકાળે-અપવિત્ર સમયે. કુપાત્ર વિષે-કુપાત્રને. ૫૩ ૐ તત્ સત્ એ નિર્દેશ (નામોચ્ચારણ)વડે કરીને બ્રાહ્મણ

બ્રહ્મ પ્રાહ્મણ હવિ એ ત્રણ, અર્જુનને કહે અશરણશરણ,
વેદ યજ્ઞ તપવિહિત સર્વ કરે, ૐતત્સત્ શબ્દ ઉચ્ચરે ૫૪
તે માટે એ સાત્વિક મતી, અર્જુન એમા મ દેહ નહિ,
ૐતત્સત્ શબ્દ એ બ્રહ્મ, એ ઉચ્ચરે તે સર્વ નિષ્કર્મ. ૫૫
ૐતત્સત્ શબ્દ ત્રૈલોકતણી, મોટપ તો કહે ત્રિભુવનધણી,
અર્જુન સુણ એક ચિત્તે કરી, પ્રથમ ૐકાર કહે શ્રીહરિ ૫૬
વેદાંત તત્વના જ્ઞાની તો જેહ, બ્રહ્મવાદી બ્રાહ્મણ તો તેહ,
વિધિપૂર્વક સત્કર્મ તે કરે, યજ્ઞ દાન તપ સ્વધર્મ આચરે ૫૭
તે પ્રથમ ૐકાર ઉચ્ચરી, સકળ ધર્મ કરે કહે શ્રીહરિ,
નિરંતર બ્રહ્મવાદી જેહ, ૐકાર ઉચ્ચરી કરે સર્વ તેહ ૫૮
વળી તત્ શબ્દની સાંભળ વાત, શ્રીમુખે કહે હરિ સાક્ષાત,
મોક્ષ વાંછતા અનેક જે સંત, તે યજ્ઞ તપ કરે મહંત ૫૯
વિવિધ ક્રિયા સત્કર્મજ કરે, ફળતણી ઇચ્છા પરહરે,
તે કેવળ તત્ શબ્દ ઉચ્ચરી, મુમુક્ષુ એમ વર્ત્તે કહે હરિ ૬૦
મૂકી મન થકો મોહ ગર્વ, તે તત્ બ્રહ્મને સમર્પે સર્વ,
હવે સત્ શબ્દને કહે ભગવાન, તે સાંભળજો જન થઇ સાવધાન ૬૧
સદાચાર બ્રાહ્મણ તો જેહ, સત્ શબ્દ સઘળે કહે તેહ,
તે સદ્ભાવે સત્ શબ્દ ઉચ્ચરે, સાધુ ભાવે સત્ પ્રવૃત્તિજ કરે ૬૨

---

(બ્રહ્મ)ના નામ ત્રણ પ્રકારના છે એમ શ્રીહરિ કહે છે એ ત્રણ ઉચ્ચાર વડે ક્યા ત્રણ સમજવા તે કહે છે બ્રહ્મ ઇ૦ હવિ—હોમવાનુ દ્રવ્ય

૫૪ વેદ ઇ૦—માટે જે મનુષ્ય ૐતત્સત્ શબ્દનો ઉચ્ચાર કરીને વેદ, યજ્ઞ ને તપ કરે છે તે સર્વ વિહિત (શાસ્ત્રમા કહેલા—સત્કાર્ય)થાયછે

૬૦ મુમુક્ષુ—મોક્ષની ઇચ્છાવાળા ૬૨ સદ્ભાવે—સાચુ એ અર્થમા સાધુ ભાવે—સારૂ એ અર્થમા પ્રવૃત્તિ કરે—(સત્ શબ્દના અર્થની)

સદાચાર બ્રાહ્મણ જે હોય, સત્ કર્મ વિષે સત્ શબ્દ કહે સોય;
યજ્ઞ તપ દાન સ્થિરતા વિષે, વિદ્વાંસ સત્ શબ્દ ત્યાં લખે. ૬૩
બ્રહ્મ બુદ્ધિએ આચરે ધર્મ કર્મ, તે સત્ શબ્દ કહે નિષ્કર્મ;
તત્ સત્ શબ્દનો અર્થ એ ખરો, જે બ્રહ્માર્પણ બુદ્ધિએ સર્વ કરો. ૬૪
ભિન્નભાવ ન હોયે જેહને, સત્ શબ્દ કહિયે તેહને;
ગ્રમ નામ ઉચ્ચાર તે કરી, સત્કર્મ કરવાં કહે શ્રીહરિ. ૬૫
તે સર્વે અક્ષય મિત્ર હોય, વળી વળી નિર્ધારે કહું સોય;
જે શ્રદ્ધાયુક્ત હોયે અર્જુન, સઘળાં સુખ પામે તે જન. ૬૬
જે શ્રદ્ધા વણ હોમ દાનજ કરે, શ્રદ્ધાવણ તે ક્રિયા આચરે;
પાર્થ વ્યર્થ તે સર્વે જાણ, તેને કહિયે સુખ નહિ નિર્વાણ. ૬૭
શ્રદ્ધા વણ કૃત્ય કીજે જેહ, ભસ્મ હોમ તપ જાણો તેહ;
સત્તરમે શ્રદ્ધા વિધિ કહ્યો, તે કૃષ્ણ કૃપાએ સંતે લહ્યો. ૬૮
અંતરજામી સર્વાવાસ, તેણે હૃદયકમળમાં કર્યો પ્રકાશ;
ઉપજાવ્યું તેવું કહું સહી, કહે નરહરિ કાંઇ જાણું નહિ. ૬૯

इति श्रीमहाभारते भीष्मपर्वणि श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णाऽर्जुनसंवादे श्रद्धात्रयविभागयोगो नाम सप्तदशोऽध्यायः ॥ १७ ॥

---

૬૩ વિદ્વાંસ—વિદ્વાનો. ૬૮ ભસ્મ—બળીને રાખ થયેલાં.

# અધ્યાય ૧૮ મો.

## રાગ પૂર્વછાયો.

જીવનો મોહ તે ટાળવા, કહ્યા કૃષ્ણે ઉપાય અનેક;
સત્તર અધ્યાયે અર્જુનને, કહ્યો ધર્મ જ્ઞાન વિવેક. ૧
પૂર્વે અર્થ જે વર્ણવ્યો, વળી સંક્ષેપે કહું સોય;
જે અર્થ સંભારચે એ જીવનો, ટળે તતક્ષણ મો'ય. ૨
શોક મોહ અર્જુનનો, કહ્યો પ્રથમ અધ્યાયે જેહ,
એ ડાહાપણ જીવદશાતણું, જન જાણો નિશ્ચે તેહ ૩
બીજે કૃષ્ણજીએ કહ્યો, સાખ્યયોગ અતિસાર,
એ સત્ય સિદ્ધાંત ઈશ્વરતણું, જન ગ્રહેજો તે નિર્ધાર. ૪
ત્રીજે તે કર્મયોગ કહ્યો, જે મહાજનનો સદાચાર;
ચોથે કર્મ સંન્યાસ કહ્યો, પંચમે પ્રકૃતિયોગ સાર ૫
છઠ્ઠે આત્મસંયમ કહ્યો, એ મનજયનો ઉપાય,
સાતમે જ્ઞાનયોગ કહ્યો, જેણે સંશય સઘળો જાય ૬
અષ્ટમે પુરૂપયોગ કહ્યો, જેણે પામિયે પરબ્રહ્મ;
અનેક અંગ કહ્યાં યોગના, જેણે હોય જીવ નિષ્કર્મ. ૭

---

૪ સાખ્યયોગ—તત્વોની સંખ્યા કહીને આત્મા તેથી જુદો છે એવું જ્ઞાન ૫ કર્મયોગ-નિત્ય નૈમિત્તિક કર્મ કરવાનો ઉપદેશ કર્મ સંન્યાસ—કર્મ ફળની આસક્તિ તજવા રૂપ કર્મનો ત્યાગ પ્રકૃતિયોગ—કર્માદિકનો કર્તા સ્વભાવ છે ઇત્યાદિ જ્ઞાન

૬ આત્મસંયમ—મનને કબજે રાખવું જ્ઞાનયોગ--બ્રહ્મજ્ઞાની ઉત્તમ ઇત્યાદિ ઉપદેશ ૭ પુરૂપયોગ--બ્રહ્મની પ્રાપ્તિ સંબંધી ઉપદેશ

જેણે સદ્ય પરમપદ પામિયે, તે નવમે ભક્તિયોગ જાણ,
દશમે વિભૂનિ સ્વરૂપ કહ્યુ, શ્રીમુખે શાર ગપાણ　　૮
વિશ્વરૂપ દેખાડિયુ, ભાઇ અગ્યારમે અવિનાશ,
અર્જુન તેને દર્શને, પામ્યો સુખ સમાસ　　૯
કહી સગુણ નિર્ગુણ ભક્તિ બારમે, ક્ષેત્રજ્ઞ તેરમે જ્ઞાન,
ઉત્તમ જ્ઞાન કહ્યુ ચૌદમે, શ્રીમુખે શ્રીભગવાન　　૧૦
પ દરમે પ્રભુજીએ કહ્યો, પરમ પુરૂષોત્તમ યોગ,
જે જાણ્યે સમગ્ર ટળે, સઘ સ સાર તે રોગ　　૧૧
સોળમે દેવાસુરતણી, ભાઇ કહી સ પદા નિર્ધાર,
બ ધમુક્તિ જેણે હોય છે, દેખાડયુ તે ઠાર　　૧૨
સત્તરમે શ્રદ્ધા ત્રિધા, વળી આહાર તપ યજ્ઞ દાન,
અઢારમે સર્વે વળી, કહેશે શ્રીભગવાન　　૧૩
વેદશાસ્ત્ર વેદાંતનો, કહ્યો અર્થ સત્તર લગી જેહ,
વળી અઢારમે અર્જુનને, કહેશે શ્રીકૃષ્ણજી તેહ　　૧૪
જ્યમ ત્યમ પ્રભુજી ભક્તનુ, હરિ ટાળે મોહ અજ્ઞાન,
આપ સરખો કરે જીવને, આપી તત્વ જ્ઞાન　　૧૫
જીવના કૃત્ય જુએ નહિ, હરિ દીનબ ધુ દયાળ,
કૃપાસાગર કૃષ્ણજી, ભક્તવત્સલ ગોપાળ　　૧૬
વળી અર્જુન શ્રીકૃષ્ણને, ભાઈ પૂછે ત્યા એહ,
ત્યાગ સ ન્યાસતણુ પ્રભુ, લક્ષણ કહો મુજ તેહ　　૧૭

---

૮ વિભૂતિ સ્વરૂપ—ઇશ્વરની મહત્તા બતાવનારૂ જ્ઞાન ૯ વિશ્વરૂપ —જગત્ રૂપે પરમાત્માનુ સ્વરૂપ ૧૫ જ્યમ ત્યમ—જેઉપાયથી બને તે ઉપાયથી

## અર્જુન ઉવાચ.

હે કેશીમર્દન કૃષ્ણજી, હે મહાબાહો હૃષિકેશ;
ત્યાગ સંન્યાસનો અર્થ કયો, એ જાણવા ઇચ્છું વિશેષ. ૧૮

## શ્રીભગવાન ઉવાચ.

### ચોપાઈ.

કામ્ય કર્મનો કરે જે ન્યાસ, જે કરવે દેહનો અભ્યાસ;
કવિ પંડિત અર્જુન! એમ વદે, એ સંન્યાસનો અર્થ રાખે હૃદે. ૧૯
સર્વ કર્મ વેદે કહ્યાં જેહ, અર્જુન નિશ્ચે કરિયે તેહ;
ફળ ન ઇચ્છે અહંકાર ન કરે, ત્યાગ બુદ્ધિમંત તે ઉચ્ચરે. ૨૦
મૂર્ખજન કર્મનો કરે ત્યાગ, જ્ઞાનીને ફળ ઉપર વૈરાગ;
ફળત્યાગ તે ત્યાગજ જાણ, અર્જુન એ નિશ્ચે મન આણ. ૨૧
વળી કેટલાક સાંખ્યયોગી બુદ્ધિવંત, તે કર્મ વિષે દેખે દોષ અનંત;
તે માટે કર્મ છાંડવાં સહી, સાંખ્ય યોગે એ બુદ્ધિ ગ્રહી. ૨૨
યજ્ઞ દાન તપ એ સતકર્મ, ન તજવાં ઉત્તમ એ ધર્મ;
મીમાંસક અર્જુન એમ કહે, તે બ્રહ્માપર્ણ બુદ્ધિએ કર્મ ગ્રહે. ૨૩
જે બ્રહ્માપર્ણ બુદ્ધિએ કરે કર્મ, નિશ્ચે તે પામે પરબ્રહ્મ;
મીમાંસક તેમ કહે ફરી ફરી, મુક્તિ પામે એ સતકર્મ કરી. ૨૪

---

૧૮ કેશીમર્દન—કેશી નામે દૈત્યનો નાશ કરનારા.

૧૯ કામ્ય કર્મ—પુત્ર પ્રાપ્તિ વગેરે કામનાથી કરેલાં યજ્ઞાદિક કર્મ. ન્યાસ—ત્યાગ. જે કરાવે ઈ૦—જે કામ્ય કર્મ દેહનો અભ્યાસ ( પુનઃ પુનઃ આવર્તન—ફરી ફરીને જન્મપાપણું ) કરાવે છે. અર્થાત્ જે કર્મથી ફરીને અવતાર લેવો પડેછે. ૨૨ દોષ—( હિંસા આદિક ).

ત્યાગ સંન્યાસતણો અર્થ એક, ભરતસત્તમ જો કરી વિવેક;
ગુણત્રય ને મિત્ર ! ભેદે કરી, ત્યાગ સંન્યાસ ત્રિવિધ કહે હરિ ૨૫
નિશ્ચય કરી કહું તુજને એહ, પુરૂષવ્યાઘ્ર તું ગ્રહેજે તેહ,
યજ્ઞ દાન અને તપ એ કર્મ, ન તજવો અર્જુન એ ધર્મ. ૨૬
યજ્ઞ દાન તપ ચિત્તશુદ્ધિ કરે, બુદ્ધિવંત પંડિત એમ ઉચ્ચરે,
નિષ્કામપણે કર્મ કરતા જેહ, અર્જુન પવિત્ર કરે સદ્ય તેહ ૨૭
યજ્ઞ દાન તપ કર્મ એ કરો, ફળ અહંકાર સમ્યક્ પરહરો,
ફળ સંગ મૂકીને મિત્ર, નિશ્ચે કર્મ કરવા એ પવિત્ર. ૨૮
નિશ્ચિત મત મારો એ જાણ, એ અર્જુન તું નિશ્ચે મન આણ,
ઉત્તમ મત મારો એ ગ્રહી, યજ્ઞ દાન તપ કરવું સહી ૨૯
ગ્રહસ્થતણો મુખ્ય એ ધર્મ, જે ફળ તજી કીજે સત્કર્મ,
કર્મ કરતા કહે ભગવાન, ઉતાવળું આવે તત્વ જ્ઞાન. ૩૦
ત્રિગુણ વિષે લોક એ હોય, ત્યાગ ત્રિવિધિ કહે હરિ સોય;
સાત્વિક રાજસ તામસ ત્યાગ, તે અર્જુનને હરિ કહે વિભાગ ૩૧
જ્યાં જ્ઞાન અનુભવ તત્વપ્રકાશ, તે સાંખ્ય યોગી કર્મનો કરે નાશ,
ઇંદ્રિય અંત કરણ કર્મે શુદ્ધ હોય, તે માટે ઋષિ કર્મ ગ્રહે સોય ૩૨
અને મોહે જે સતકર્મ પરહરે, તામસ ત્યાગ તે હરિ ઉચ્ચરે,
રાજસ ત્યાગની સાંભળ વાત, અર્જુન પ્રતિ કહે જગતાત. ૩૩
વેદ શાસ્ત્રે એ કહ્યા સત્કર્મ, વર્ણાશ્રમ પ્રતિ એ ધર્મ;
સત્કર્મને જે નવ ભજે, અને દુઃખ રૂપ જાણી નિત્ય તજે ૩૪
જે કાયક્લેશને ભયે કરી, સત્કર્મ બેસે પરહરી,

---

૨૫ ભરતસત્તમ—ભરતકુળમાં શ્રેષ્ઠ—અર્જુન ! ગુણ—ત્રણ ગુણ (સત્વગેરે) મિત્ર—હે મિત્ર—અર્જુન !

વારંવાર કહું મિત્ર એહ, રાજસત્યાગ તું જાણે તેહ. ૩૫
રાજસ ત્યાગે મુક્તિ ન હોય, અર્જુન આપ વિચારી જોય;
રાજસત્યાગે ન આવે જ્ઞાન, અર્જુન એમ કહે વિદ્વાન. ૩૬
સુણ લક્ષણ સાત્વિક ત્યાગતણું, જે અર્જુન યથાર્થ હું ભણું;
વેદે કર્મ કહ્યાં જેને જેહ, (અને) તત્પર થઈ કરે સર્વ તેહ. ૩૭
ફળઆસક્તિ છાંડીને વીર, ઉત્તમ કર્મ કરવાં તે ધીર;
જે ફળ અહંકાર તજી કર્મ કરે, સાત્વિક ત્યાગ હરિ ઉચ્ચરે. ૩૮
નિત્ય નૈમિત્તિક સતકર્મે કરી, હોય શુદ્ધ અંતઃકરણ કહે હરિ;
શુદ્ધાંતઃકરણે આવે સદ્ય જ્ઞાન, અર્જુનને એમ કહે ભગવાન. ૩૯
જ્ઞાની કર્મનો દ્વેષ નવ કરે, અને સતકર્મ સઘળાં આચરે;
જ્ઞાની કર્મ વિષે નવ મોહ્ય, કર્મતણાં ફળ ત્યાગે સોય. ૪૦
સત્વતણે સમાગમે કરી, એકાત્મ બુદ્ધિ આવે કહે હરિ;
બુદ્ધિવંત નર હોયે જેહ, સંશયરહિત જાણ તું તેહ. ૪૧
જીવન્મુક્ત તેહ નિર્ધાર, જે ઘટે કેવળ આત્મવિચાર;
તે કામ્ય કર્મને નિંદે નહિ, અને મુક્તકર્મે મોહે નહિ સહી. ૪૨
દેહ આત્મા કરી માને જેહ, અવિવેકી નર જાણો તેહ;
તેણે કર્મફળ છાંડવા વિચિત્ર, પણ કર્મ ન તજવાં તેણે મિત્ર. ૪૩
દેહાભિમાની પુરૂષ તો જેહ, કર્મ તજવા શકય નહિ તેહ;
કર્મફળનો ત્યાગ જે કરે, તેહ ત્યાગ કૃષ્ણજી ઉચ્ચરે. ૪૪

---

૩૫ કાયક્લેશ—શરીરનુ દુઃખ ૩૯ નૈમિત્તિક—દર્શ, પૂર્ણિમા, આદિક નિમિત્તથી કરવા જેવાં કર્મ.

૪૧ એકાત્મ્ય—સઘળે એક આત્મા દેખવા રૂપ ૪૨ જે ઘટે—જેના ઘટમા—જેના અત કરણમાં મુક્તકર્મે—મુક્તિ આપે એવા—મતલબ કે સારા કર્મમા મોહ ન પામે—મોહ પામીને આસક્ત ન થાય

કર્મફળ છાંડયાનું ફળ જેહ, સાંભળ અર્જુન કહું તુજને તેહ;
અનિષ્ટ ઇષ્ટ અને મિશ્ર કર્મ, એ ત્રિવિધ કર્મ કહે પરિગ્રહ. ૪૫
એ ત્રિવિધ ફળ છાંડવા અર્જુન, જેણે કરી જન્મ તે પામે જન,
અનિષ્ટ કર્મનું ફળ તો એહ, તે નર્ક તિર્યક્ વિષે ધરે દેહ ૪૬
ઇષ્ટ કર્મે પામે દિવ્ય શરીર, એવું બોલે યાદવ વીર,
મિશ્ર કર્મે મનુષ્ય દેહ હોય, એ ત્રિવિધિ કર્મતણું ફળ જોય. ૪૭
જે ત્રિવિધિ કર્મફળ છાંડે સહી, અર્જુન તેહને જન્મજ નહિ;
કર્મ કુશળ સંન્યાસી જેહ, અર્જુન તેહને ન ઘટે એહ. ૪૮
કર્મકુશળ કહિયે તેહને, ફળ અહંબુદ્ધિ ન હોય જેહને;
જે શુદ્ધચિત્તે પરમારથ જોય, અર્જુન પરમ સંન્યાસી સોય ૪૯
જે સર્વ વિષે એકાત્મ બુદ્ધિ ધરે, કર્મ બંધન તેને નવ કરે,
જેણે કર્મતણી સામગ્રી લહી, તેને કર્મ બંધન તો સહી. ૫૦
અધિષ્ઠાન કર્ત્તા કરણ જેહ, વળી પ્રાણ દૈવ મિત્ર પંચે તેહ,
એ પંચે મળી કર્મ તે હોય, અર્જુન નિશ્ચે જાણે સોય ૫૧
દેહ આશય અસુ ઇંદ્રી દેવ, એ પંચે મળી કર્મ હોય અવશ્યમેવ;
મન વાણી કાયાએ કરી, કર્મ આરંભે નર ફરી ફરી. ૫૨

---

૪૫ અનિષ્ટ—અપ્રિય ઇષ્ટ—પ્રિય મિશ્ર—કંઇક પ્રિય અને કંઇક અપ્રિય ૪૬ તિર્યક્—પશુ પક્ષી વગેરે જાતિ

૪૮ કર્મ કુશળ—કર્મ કરીને તેના ફળનો ત્યાગ કરવામાં નિપુણ એહ—જન્મ મરણાદિ સંસાર

૫૦ લહી—અર્થાત્ અહં બુદ્ધિવડે ધારણ કરી ૫૧ તે સામગ્રી કહે છે અધિષ્ઠાન ઇ૦—અધિષ્ઠાન—શરીર કર્ત્તા—અહંકાર. કરણ—નેત્ર વગેરે ઇંદ્રિયો પ્રાણ—પ્રાણ, અપાન, વગેરેની ચેષ્ટાઓ દૈવ—સર્વનો પ્રેરક અંતર્યામી

૫૨ અધિષ્ઠાન વગેરેના અર્થ કહે છે દેહ ઇ૦. દેહ—અધિષ્ઠાન આશય—અંતઃકરણગત અહંકાર. અસુ—પ્રાણ (આદિકની ચેષ્ટા) ઇંદ્રી—કરણ દેવ—અંતર્યામી પ્રેરક દેવ

અકર્મ કર્મ વિકર્મજ હોય, તેનાં કારણ પ ચે સોય;
પંચે મળીને કર્મ ઉપજે, પંચે મળીને કર્મ નીપજે. ૫૩
એ પ ચે કર્મને ભોગવે મિત્ર, નિત્ય મુક્ત આત્મા પરમ પવિત્ર;
પંચે મળી ઉપજે મિત્ર કર્મ, આત્મા કેવળ પૂરણ બ્રહ્મ ૫૪
એકલાં કર્મ કોઇએ નીપજે નહિ, સઘળે મળી કર્મ થાયે સહી;
જે આત્માને અકર્ત્તા જોય, કૃતબુદ્ધિ નર ભણિયે સોય. ૫૫
એમ યથાર્થ જોયે નહિ જેહ, દુર્મતિ અર્જુન જાણે તેહ,
જે અપોપું કર્મ કર્ત્તા કરી કહે, તે અકૃતબુદ્ધિ કાંઈ નવ લહે. ૫૬
જે તત્વવિદ્‌ની સેવા કરી, અને બુદ્ધિ યથારથ પામે ખરી;
જ્યાં અહંકારતણો નહિ લેશ, તે જીવનમુક્ત કહે વિશ્વેશ. ૫૭
એવો કોણ સમ બુદ્ધિ છે દેવ, જે સમ્યક્ સર્વ જાણે અવશ્યમેવ;
આશંકા સુણી કહે ભગવાન, સુણ અર્જુન તું થઈ સાવધાન. ૫૮
સત્‌શાસ્ત્ર ગુરૂ વાક્ય જેણે ગ્રહ્યુ, અતિ નિર્મળ મન તેનુ તો થયુ;
જેને અહં કર્ત્તા એ ભાવજ નહિ, તું જીવનમુક્ત તે જાણે સહી. ૫૯
બુદ્ધિ જેની કોઇથી નવ લેપાય, તે જીવનમુક્ત કહે વૈકુંઠરાય,
કદાચિત્ દૈવેચ્છાએ કરી, તે સકળ લોકને હણે કહે હરિ ૬૦
લોક દૃષ્ટિએ કર્ત્તા દીસે સહી, પણ વ્યવહાર જોતા તે કર્ત્તા નહિ;

---

૫૩ અકર્મ—નિષિદ્ધ કર્મ વિકર્મ—વિરૂદ્ધ કર્મ ઉપજે—ઉત્પન્ન થાય —આરંભ થાય નીપજે—નિષ્પન્ન થાય—સિદ્ધ થાય

૫૫ કૃતબુદ્ધિ—યથાર્થ બુદ્ધિવાળો ૫૬ દુર્મતિ—દુષ્ટ બુદ્ધિવાળો જે આપોપું ઇ૦—કર્મનો કર્ત્તા એકનો હું જ છુ, એમ જે કહે અકૃતબુદ્ધિ—અયથાર્થ બુદ્ધિવાળો

૫૮ એવો ઇ૦—( અર્જુનનો પ્રશ્ન ) ૫૯ અહં કર્ત્તા—હુ કરનારો

ફળ અહંકાર રહિત નર જેહ, કર્મે કયમે ન બંધાએ તેહ ૬૧
જ્ઞાન જ્ઞેય અને જ્ઞાતાએ કરી, એ ત્રોહી કર્મ પ્રવર્ત્તે કહે હરિ,
જેણે કરી જાણિયે તે જ્ઞાન જાણ, અને જાણી વસ્તુ તે જ્ઞેય પરમાણ ૬૨
જાણનહાર જ્ઞાતા જીવ હોય, સકળ વસ્તુનો ભોક્તા સોય,
એ ત્રોહી મળીને પ્રવર્ત્તે કર્મ, અને હું કર્ત્તા કહેવું તે ભર્મ ૬૩
કરણ કર્મ અને કર્ત્તા વળી, અને કર્મ નિપજે એ ત્રોહે મળી,
અંતઃકરણ ઇંદ્રી વ્યાપાર, એ ત્રણે કર્મ કરે નિર્ધાર ૬૪
અહંકર્ત્તા અભિમાન એ ફોક, એમ જાણી મિત્ર તજ હર્ષ શોક,
હવે ત્રિગુણને ભેદે કરી, કર્મ ત્રિવિધિ કહે શ્રીહરિ ૬૫
ગુણ મેળે ત્રિવિધિ છે જ્ઞાન, વળી ત્રિવિધિ કર્મ કહે ભગવાન,
ગુણ ભેદે ત્રિવિધ કર્ત્તા જાણ, અર્જુન એ નિશ્ચે મન આણ ૬૬
ગુણ સંખ્યાન શાસ્ત્ર તો જેહ, ત્યાં કપિલે પ્રકટ કહ્યું સર્વ એહ,
જ્યમ છે ત્યમ તે તુજને કહું વીર, સાંભળ એકમનો થઇ ધીર ૬૭
પ્રથમ કહે હરિ સાત્વિક જ્ઞાન, તે ગ્રહજો જન થઈ સાવધાન,
જે સર્વભૂત વિષે એક જોય, અવ્યયભાવ નિરંતર હોય ૬૮
અભેદ ઇંદ્રિયાતીત અવિનાશ, શુદ્ધ બુદ્ધ નિરંજન પ્રકાશ,
આકાશની પેરે વ્યાપી સર્વ રહ્યો, એવો આત્મા જેણે જ્ઞાને લહ્યો ૬૯

---

૬૧ વ્યવહાર જોતાં—યથાર્થ જોતાં ૬૨ ત્રોહી—ત્રિવિધિ—ત્રણ પ્રકારના જાણી—જાણેની મતનમ કે જાણવા યોગ્ય ૬૩ ભર્મ-ભ્રમ ૬૬ ગુણ મેળે—ગુણના મેળથી

૬૭ ગુણસંખ્યાન—ગુણની સંખ્યાને કથન કરનારૂં સાંખ્ય શાસ્ત્ર ૬૮ અવ્યયભાવ—અવિનાશીપણું ૬૯ અભેદ—ભેદ રહિત ઇંદ્રિયાતીત—ઇંદ્રિયોથી ન જાણી શકાય એવો

એકાત્મા ઘણુ અન્ય ભાસે નહિ, સાત્વિક જ્ઞાન તે જાણે સહી;<br>
એહ જ્ઞાન્ અંતર્ગતિ ધરો, અવર ભાવ સઘળો પરહરો. ૭૦<br>
રાજસ જ્ઞાન હેય અર્થે કહે, અર્જુન સુણી રખે તું ગ્રહે;<br>
જે જ્ઞાન મહાપૃથક્ દૃષ્ટે હોય, બહુ શરીર બહુ આત્મા જોય. ૭૧<br>
નાના ભાવ સર્વ વિષે જેહને, રાજસ જ્ઞાન કહિયે તેહને;<br>
તામસ જ્ઞાનતણી સુણ વાત, હેય અર્થે કહે તે જગતાત. ૭૨<br>
દેહે અથવા પ્રતિમા એવ વિષે, સમગ્ર આત્મા ત્યાંહુજ લખે;<br>
એટલા ઉપરાંત ઇશ્વર તે નહિ, કાર્ય ઉપાધિએ મોહ પામે સહી.૭૩<br>
નિરૂપાધિ કારણ નવ લહે, અલ્પને મહાન્ કરીને કહે;<br>
જેહ જ્ઞાનમાં યુક્તિ નહિ કશી, તે તામસ જ્ઞાન કહે હરિ હશી. ૭૪<br>
વળી હેતુવાદ હરખે ઉચ્ચરે, બ્રહ્મવિદની અવગણના કરે;<br>
જે અલ્પ સુખનું આપણહાર, તે તામસ જ્ઞાન જાણો નિર્ધાર. ૭૫<br>
જ્ઞાનતણું ત્રિવિધિપણું કહી, હવે કર્મનું ત્રિવિધિપણું કહે સહી;<br>
ઉપાદેય અર્થે સત્વ કર્મ કહે, અર્જુન એક ચિત્તે તે ગ્રહે. ૭૬

---

૭૧ હેય—તજવા યોગ્ય મહાપૃથક્ દૃષ્ટે—મોટી ભેદબુદ્ધિએ. અર્થાત્ જે જ્ઞાન ભેદ બુદ્ધિવાળુ હોય.

૭૩ દેહે ઇ૦—દેહમા અથવા પ્રતિમામાં સમગ્ર આત્મા દેખે, તે તામસ જ્ઞાન છે અર્થાત્ આ દેહજ આત્મા છે, અથવા આ પ્રતિમાજ ઇશ્વર છે, એ જ્ઞાન તામસ જાણવુ એવ—જ (પાદ પૂરણાર્થં) એટલા ઉપરાત—જ્યા પ્રત્યક્ષ ચૈતન્ય દેખાય છે એ વિના બીજી જગોએ. કાર્ય ઉપાધિ—કાર્ય રૂપ ઉપાધિ.

૭૪ નિરૂપાધિ કારણ—બ્રહ્મ અલ્પ—દેહાદિ મહાન્—આત્મા યુક્તિ—(હેતુરૂપી) ૭૫ હેતુવાદ—તર્કવાદ આપણહાર—આપનાર. ૭૬ ઉપાદેય—ગ્રહણ કરવા જેવુ.

જે ઇશ્વરની આજ્ઞા શિર ધરે, તત્પર થકો સતૂકર્મ તે કરે;
અહંકાર રાગ દ્વેષ તે તજે, નિષ્કામપણે પરિબ્રહ્મને ભજે. ૭૭
ફલાસક્તિ મૂકી કરે કર્મ, તે સાત્વિક કર્મ કહે પરબ્રહ્મ;
હવે રાજસ કર્મ કહે શ્રીહરિ, અર્જુન એ બુદ્ધિ મૂકે પરહરી. ૭૮
કામના ઇચ્છાએ કર્મ કરે જેહ, વળી અહંકારે આરંભે તેહ;
જે કર્મ વિષે ઘણો શ્રમ હોય, રાજસ કર્મ જાણુ મિત્ર સોય. ૭૯
તામસ કર્મ કહું તુજ તાત, પુરૂષે તેની ન કરવી વાત;
જે શત્રુ ક્ષય અર્થે કર્મ કરે, અનેક જીવ હિંસા આચરે. ૮૦
જે આચરતાં ઘણો શ્રમ થાય, ધન પુરૂષારથ યશ સ્વર્ગ જાય;
મોહવશ થકો આરંભે જેહ, અર્જુન તામસ કર્મ તો તેહ. ૮૧
હવે ત્રિવિધ કર્ત્તા કહું તુજ વીર, સાત્વિકપણું ગ્રહવાને ધીર;
જે કર્મ ફળની ઇચ્છા નવ ધરે, અહંકાર મમતા પરહરે. ૮૨
ધૈર્ય ઉત્સાહ ઉદ્યમ યુક્ત સદા, સતૂકર્મ કરે ધરી મુદા;

જેનું મન સાવધાનજ નહિ, અયુક્ત તે તું જાણે સહી. ૮૭
જેને ઉત્તમ સંસ્કાર ન હોય, પ્રાકૃત અર્જુન જાણો સોય;
દંડતણી પેરે નમે ન જેહ, સ્તબ્ધ મિત્ર તું જાણે તેહ. ૮૮
અંતર્ગત કપટ અતિ ઘણું, શઠ નામ જાણ તેતણું;
અકૃત આળસુ સતક્રિયા પરહરે, વિષયાદિ દુઃખ ભાખતો ફરે. ૮૯
થોડે કાળે કામ જે થાય, અને ઘણો કાળ તેહને તે લાય;
દીર્ઘસૂત્રી તેને તું જાણ, એ તામસ કર્ત્તા કહો નિર્વાણ. ૯૦
વિવેક પ્રથમ કરીને કહું, સુણ ધનંજય જે હું લહું;
સાત્વિક બુદ્ધિ કહે ભગવાન, તે ગ્રહિયે મિત્ર થઇ સાવધાન. ૯૧
પ્રવૃત્તિ નિવૃત્તિને જાણે જેહ, કાર્ય અકાર્ય ઉભય લહે તેહ;
વળી અભય ભયનો જાણે મર્મ, બંધ મોક્ષતણો લહે ધર્મ. ૯૨
એ સર્વ સમ્યક્ લહે નિર્વાણ, સાત્વિક બુદ્ધિ પાર્થ તે જાણ;
હેય અર્થે રાજસ બુદ્ધિ કહે, જે બુદ્ધિને મહાપુરૂષ ન ગ્રહે. ૯૩
જે સમ્યક્ ધર્મ અધર્મ ન લહે, રાજસ બુદ્ધિ વિદ્વાન તે કહે;
કાર્ય અકાર્યનો વિવેકજ નહિ, અયથારથ જાણે તે સહી. ૯૪
યથારથ જાણે નહિ જેહ, રાજસ બુદ્ધિ પાર્થ ત્યાં તેહ;
હવે તામસ બુદ્ધિ કૃષ્ણજી ઉચ્ચરે, યોગી પંડિત જેનો સંગ ન કરે. ૯૫
અધર્મ વિષે ધર્મ બુદ્ધિ જેહની, તામસે બુદ્ધિ આવરી તેહની;

---

૮૭ અયુક્ત, પ્રાકૃત, સ્તબ્ધ, શઠ, નૈષ્કૃતિક, આળસુ, વિષાદી, ને દીર્ઘસૂત્રી; એ સઘળા કર્ત્તાઓ તામસ જાણવા, એમ કહેવામાટે તે અયુક્ત વગેરેના જુદા જુદા અર્થ બતાવે છેઃ જેનું ઇ૦.

૮૯ અકૃત—'નૈષ્કૃતિક' (લુચ્ચો) એવા અર્થમાં આ શબ્દ છે. કેમકે મૂળમાં શઠો નૈષ્કૃતિકોઽલસ એવું છે. ૯૦ લાય—લાવે—લગાડે. ૯૨ પ્રવૃત્તિ—ધર્મમાં પ્રવૃત્તિ. નિવૃત્તિ—અધર્મથી નિવૃત્તિ. ૯૬ આવરી—ઢાંકી.

સર્વથા વિપરીત કરે સોય, પાર્થ તામસ બુદ્ધિ જે હોય. ૯૬
હવે ધૈર્ય ત્રિવિધ કહે ભગવંત, સાત્વિક ધૈર્ય ગ્રહે તે સંત;
ધૈર્ય કરી જે ધરે એહને, સાત્વિક ધૈર્ય કહિયે તેહને. ૯૭
જે ધૈર્ય કરી મન રાખે ઠામ, વ્યાપે નહિ લોભ ક્રોધને કામ;
પ્રાણતણો તે સંયમ કરે, ઇદ્રી ઉન્માર્ગે જાતાં સંવરે. ૯૮
સત્‌ક્રિયા આચરે સદા જેહ, યોગ અષ્ટાંગ ધરે નિત્ય તેહ;
અન્ય કવચિત કહીં જાયે નહિ, સાત્વિક ધૈર્ય તે જાણે સહી. ૯૯
રાજસ ધૈર્ય તે જાણો મિત્ર, જેનું મન કલ્પે વિષય વિચિત્ર;
જે ધર્મ કામ અર્થે અર્જુન, કરે કર્મ ધૈર્ય ધરે જંન. ૧૦૦
સહજે ફળ ઇચ્છા કર્મ કરે, તે રાજસ ધૈર્ય કૃષ્ણ ઉચ્ચરે,
વિષય અર્થે ઉપાય કરે જેહ, રાજસ ધૈર્ય તું જાણે તેહ. ૧૦૧
તામસ ધૈર્ય કહે જગતાત, રખે કરે મિત્ર તેહની વાત;

જે સુખે નિર્મળ બુદ્ધિ થાય, તે સાત્વિક સુખ કહે વૈકુંઠરાય. ૧૦૬
પ્રથમ વિષય સંન્યસે સર્વ, અને મૂકે માયા મમતા ગર્વ;
વૈરાગ્યાદિકે સાધન દુઃખ રૂપ, જેણે પામીજે પરમ બ્રહ્મ સ્વરૂપ. ૧૦૭
જેણે સદા પરમાનંદ હોય, સાત્વિક સુખ તે જાણે સોય;
ભક્તિજ્ઞાન સુખ સેવે સદા, એ સાત્વિક સુખ ઉપજાવે મુદા. ૧૦૮
વિષય ઇંદ્રી સંયોગ સુખ જેહ, પ્રથમ અમૃતવત્ લાગે તેહ;
પરિણામે વિષવત્ નિરધાર, તે રાજસ સુખ કહે જગદાધાર. ૧૦૯
બુદ્ધિ ઉત્સાહ ધર્મ જ્ઞાનની હાણ, અધર્મથકી નર્કપાત નિર્વાણ;
રાજસ સુખે અર્જુન ઇમ હોય, તે કારણ દૂર વર્જવું સોય. ૧૧૦
તામસ સુખનો મહિમા એ સુણો, જે પ્રથમ મોહ ઉપજાવે ઘણો;
નિદ્રા આળસ પ્રમાદથી ઉપજે, અને તે સુખને અર્જુન તે ભજે. ૧૧૧
મોહ પાશે બંધાયા તેહ, તામસ સુખને અનુભવે એહ;
રાજસ તામસ ઉભય પરહરે, સાત્વિક સુખ નિરંતર ધરે. ૧૧૨
પૃથ્વીતળ વિષે નથી અર્જુન, ત્રિગુણ રહિત તે કોઇએ જન;
સ્વર્ગમાંહી ત્રિગુણાતીત નથી, સત્ય સત્ય પારથ કહું કથી. ૧૧૩
ત્રિલોકમાહે એવો નહિ કોય, જે પ્રકટ ગુણથકો મુક્ત હોય;
ત્રિગુણ સર્વત્ર વ્યાપી રહ્યા, ગુણવશાત્ એ જીવ સર્વ થયા. ૧૧૪
અર્જુન ભણે સુણો શ્રીકાંત, સર્વ ત્રિગુણે વ્યાપ્ય સિદ્ધાંત,
જો વેદ કર્મફળ ત્રિવિધ છે દેવ, ત્રિગુણે સર્વ વ્યાપ્યા અવશ્યમેવ. ૧૧૫

---

૧૦૭ સન્યસે—તજે. વૈરાગ્યાદિક ઇ૦—વૈરાગ્યાદિક સાધન જે પ્રથમ દુખરૂપ છે, પણ તેથી જે પરમબ્રહ્મની પ્રાપ્તિ થાયછે તે સુખરૂપ છે, માટે એ સુખ પ્રથમ વિષ જેવું તથા પરિણામે અમૃત જેવું છે.

૧૧૧ તે—તમો ગુણ વાળા. ૧૧૩ ત્રિગુણાતીત—ત્રણ ગુણને ઉલ્લંઘી ગયેલો.

૧૧૪ ગુણવશાત્—ગુણને લીધે. ૧૧૫ શ્રીકાંત—લક્ષ્મીપતિ—ભગવાન્ વ્યાપ્ય—અર્થાત્ વ્યાપેલો.

તો અનેક મુક્તિ પામ્યા કયમ નાથ, હું એ પૂછું પ્રભુ જોડી હાથ;
અર્જુનની આશંકા સુણી, વળતું કહે ત્રિભોવન ધણી. ૧૧૬
આપાપણે અધિકારે અર્જુન, વેદોક્ત કર્મ કરતા જે જન;
જે આપાપણે સતકર્મે કરી, તે યજે એક પરમેશ્વર હરિ. ૧૧૭
પછી તેની કૃપાએ પામે તે જ્ઞાન, જ્ઞાને લહે મુનિ મુક્તિ નિધાન;
જ્ઞાન પામવાનો જે પ્રકાર, તે અર્જુન પ્રતિ કહે વિશ્વાધાર. ૧૧૮
બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય શૂદ્ર જેહ, ચતુર્વર્ણ પરંપરા એહ;
કર્મ સ્વભાવ પ્રકૃતિ ગુણે કરી, પૃથક્ પૃથક્ નિર્મ્યા કહે હરિ. ૧૧૯
સાત્વિક સ્વભાવ બ્રાહ્મણનો હોય, અને સાત્વિકથકી ઉપન્યા તે સોય;
સાત્વિક કર્મ બ્રાહ્મણ તે કરે, અર્જુન પ્રતિ કૃષ્ણજી ઉચ્ચરે. ૧૨૦
રાજસ સ્વભાવ ક્ષત્રિયનો જાણ, તે રજોગુણથી ઉપન્યા નિર્વાણ;
રાજસ કર્મ તે ક્ષત્રિય કરે, એમ અર્જુન પ્રતિ હરિ ઉચ્ચરે. ૧૨૧
રજ તમ મિશ્ર થકી વૈશ્ય હોય, મિશ્ર સ્વભાવે મિશ્ર તે સોય;
કેવળ તમ થકી શૂદ્ર જાણ, કર્મ સ્વભાવ તેવો પરમાણ. ૧૨૨
જેવો ગુણ સ્વભાવ કર્મ હોય, તેવો મિશ્ર જાણવો સોય;
કહે બ્રાહ્મણનો સ્વભાવ ભગવાન, સુણ અર્જુન તે થઈ સાવધાન. ૧૨૩
શમ દમ તપ શૌચ ક્ષમા ભલું, આર્જવ જ્ઞાન વિજ્ઞાન આસ્તિકપણું;
બ્રાહ્મણનું સ્વભાવે એહ કર્મ, અર્જુન પ્રત્યે કહે પરિબ્રહ્મ. ૧૨૪
શમ ગુણ ધરે ઇંદ્રી વશ કરે, શમ દમ નામ હરિ ઉચ્ચરે;

---

૧૧૯ પરંપરા—અસલથી ચાલતી આવેલી નિર્મ્યા—ચાર વર્ણના લોકોને.

૧૨૪ આર્જવ—નમતા, સીધાપણું. ૧૨૫ શમ ઇ૰—જે શમ ગુણ ધારણ કરે અને ઇંદ્રિયોને વશ કરે તેને હરિ શમ તથા દમ નામે ગુણ (અનુક્રમે) ઉચ્ચરે (કહે)

મન વાક્ મત્પર સદા કાય, એ ઉત્તમ તપ કહે ત્રિભુવનરાય. ૧૨૫
શમ ગુણ ધરે સર્વત્ર સમ જોય, શમ લક્ષણ અર્જુન તો સોય,
ઉન્માર્ગે જાતા ઇંદ્રી સંવરે, દમ નામ હરિ ઉચ્ચરે. ૧૨૬
શમ દમ તપ કહ્યો એ સાર, હવે શૌચ વિધિ કહું નિરધાર,
બાહ્યાભ્યાંતર પવિત્ર રહે સદા, એ શૌચ શ્રીપતિ કહે ધરી મુદા ૧૨૭
સદા સહનપણું હોય જેહને, ઉત્તમ ક્ષમા કહિયે તેહને,
સદા કોમળ અંતઃકરણ હોય, આર્જવ અર્જુન જાણે સોય. ૧૨૮
શાસ્ત્રવિધિ પાળે સર્વ લહે, જ્ઞાન ગોવિંદજી તેને કહે,
આત્મ અનુભવ નિત્યે હોય, વિજ્ઞાન અર્જુન જાણો સોય. ૧૨૯
આસ્તિક્ય અર્જુન જાણો તેહ, [ પરલોક છે એમ માને જેહ ],
એવા લક્ષણ હોય જેહને, બ્રાહ્મણ સ્વભાવ કહિયે તેહને ૧૩૦
ક્ષત્રિયનો સ્વભાવ ગુણ કર્મ, તે અર્જુન પ્રત્યે કહે પરબ્રહ્મ,
શૌર્ય તેજ ધૈર્ય દક્ષપણું ભણુ, યુદ્ધ વિષે અપલાયનપણુ. ૧૩૧
દાન ઇશ્વરભાવ ધરે જેહ, ક્ષત્રિય કર્મ સ્વભાવ ભિન્ન એહ;
કર્ષણ કરી ધેનુ પાળે સહી, ક્રય વિક્રય કરે તત્પર થઇ. ૧૩૨
વૈશ્ય કર્મ સ્વભાવ એહ જાણ, એ કર્મ સ્વભાવે વૈશ્ય પ્રમાણ,
સેવા કર્મ સ્વભાવ જેહનો, શુદ્ર સ્વભાવ કહિયે તેહનો. ૧૩૩

---

૧૨૫ મન ઇ૦—મન, વાક્ (વાણી) તથા કાયાવડે જે સદા મત્પર (મારામા આસક્ત) હોય તેને ઉત્તમ તપ કહેછે ૧૨૬ બીજી રીતે શમ દમના અર્થ કરેછે શમ ગુણ ઇ૦ ઉન્માર્ગ—આડે માર્ગે

૧૨૭ શૌચ—પવિત્રતા બાહ્યાભ્યાંતર—બાહારથી અને અંદરથી ૧૨૯ આ કડીની આદિમા "જે વેદોક્ત વિષે શ્રદ્ધા ધરે" એટના અક્ષર વધારે છે

૧૩૧ અપલાયનપણુ—ન નાસી જવાનો ગુણ ઇશ્વરભાવ—પ્રભુતા-ધણીપણાનો ગુણ ૧૩૨ કર્ષણ કરવુ—ખેડવુ ક્રયવિક્રય કરે—વેચે માટે

ગુણ સ્વભાવ સ્વકર્મે કરી, ચતુર્વર્ણ જાણવા કહે હરિ;
આપાપણાં સ્વકર્મજતણી, મોટમતા કહે વૈકુંઠધણી.　　૧૩૪
આપાપણાં સ્વકર્મ કરે જેહ, સુખે સિદ્ધિ પામે નર તેહ;
સ્વકર્મ કરતાં સિદ્ધિ એમ હોય, સાંભળ મિત્ર કહું તે સોય. ૧૩૫
સત્કર્મે દેહ ઇંદ્રી શુદ્ધ થાય, વળી અંતઃકરણતણો મળ જાય;
શુદ્ધાંતઃકરણે આવે ભક્તિ જ્ઞાન, ભક્તિ જ્ઞાને મળે સદ્ય ભગવાન. ૧૩૬
કર્મ કરતાં જ્ઞાન પામે જ્યમ, તે પ્રકાર કહે શ્રીપુરૂષોત્તમ;
જેથકી સર્વ વેદ ભૂત હોય, જેણે આ વિશ્વ વ્યાપ્યું સર્વ કોય. ૧૩૭
તે અંતરયામી ઇશ્વર પરબ્રહ્મ, તેની અર્ચા કીજે કરી સ્વકર્મ;
પરમેશ્વરની કૃપાએ કરી, તે જ્ઞાન લક્ષણ સિદ્ધિ પામે ખરી. ૧૩૮
સ્વકર્મવડે પૂજે પરિબ્રહ્મ, સદ્ય પામીજે સિદ્ધિ નૈષ્કર્મ્ય;
સ્વકર્મતણું ફળ કહે ભગવંત, તે સુણ અર્જુન ધરી એક ચંત. ૧૩૯
ગુણ રહિત સ્વધર્મ જો હોય, તોયે મિત્ર ન તજવો સોય;
પરધર્મ નિંદે તોય તે ભલો, પણ સ્વધર્મ આચરિયે એકલો. ૧૪૦
સ્વભાવનિયત સ્વકર્મ જેહ, તે કરતાં પાપ ન પામે તેહ;
યદ્યપિ હિંસાયુક્ત કર્મ હોય, તોય ન પાપ લાગે તેને સોય. ૧૪૧
જ્યમ વિષના જીવને વિષ મારે નહિ, પણ અન્યને દુઃખ વ્યાપે તે સહી;
એમ સ્વધર્મે સુખ પામે જંત, પરધર્મ આચર્યો આણે અંત. ૧૪૨
ધર્મ સકળ દોષ યુક્ત જાણ, એમ જાણીને શોક મ આણ;
સ્વકર્મ જો દોષયુક્ત હોય, તોય તે ઉત્તમ જાણો સોય.　　૧૪૩

---

૧૩૭ વેદ ઇ૦—સર્વ વેદનો ભૂત માત્ર હોય—ઉત્પન્ન થાય

૧૪૦ પરધર્મ—અર્થાત્ પરધર્મ આચનારા. ૧૪૧ સ્વભાવનિયત—પૂર્વે કરેલા ત્રણ પ્રકારના સ્વભાવથી પ્રાપ્ત થયેલું યદ્યપિ—જો કે ૧૪૨ આચર્યો—આચર્યાથકો.

સર્વ કર્મ તું દોષયુક્ત જાણ, જે ગુણત્રય વ્યાપ્યાં નિર્વાણ;
જ્યમ ધૂમ્ર અગ્નિને આવરી રહ્યો, ત્યમ કર્મમાર્ગ સદોષ હરિએ કહ્યો.
સ્વધર્મ આચરતો મુક્તિ પામે જંત, હવે તેહ પ્રકાર કહે ભગવંત;
જે એવોથકો સ્વધર્મ આચરે, તે નર ભવસાગર સુખે તરે. ૧૪૫
ધન પુત્ર તથા સ્ત્રી પશુ ગેહ, દેહાદિક વિષે ન ધરે સ્નેહ;
જીતેંદ્રિય નિસ્પૃહી સદા હોય, જીવનમુક્તિ સિદ્ધિ પામે સોય. ૧૪૬
આસક્તિ છાંડી મિત્ર જે રહે, તે નૈષ્કર્મ્ય લક્ષણ પરમ સિદ્ધિ લહે;
સંન્યાસી પામે પદ જેહ, કર્મ ફળ ત્યાગી ગૃહસ્થ લહે તેહ. ૧૪૭
જે સ્વકર્મ વડે પૂજે પરબ્રહ્મ, તે જ્ઞાનસિદ્ધિ પામે નૈષ્કર્મ્ય,
જ્ઞાને કરી પરમાત્મા પામિયે, જ્ઞાને ભવ બંધન વામિયે. ૧૪૮
જેમ આત્મજ્ઞાન પામીજે મિત્ર, સુણ પ્રકાર તે કહું પવિત્ર;
કુંતીપુત્ર કહું સમાસે કરી, પરમ જ્ઞાનનિષ્ઠા તે ખરી. ૧૪૯
આત્મજ્ઞાન પામે તો જન, જો માયારહિત થાય મિત્ર મન;
નિર્મળ બુદ્ધિયુક્ત નર જેહ, સદા ધૈર્ય અચલ એ તેહ. ૧૫૦
ઇંદ્રી સમસ્તનો સંયમ કરે, શબ્દાદિક વિષય પરહરે,
શરીર ધારણ માત્ર આહાર લહે, ઔષધની પેરે અન્ન તે ગ્રહે. ૧૫૧
રાગદ્વેષ દ્વંદ્વ સર્વ તજે, એકાંત રહી કેવળ મુજને ભજે;

---

૧૪૪ ગુણત્રય વ્યાપ્યા—ત્રણ ગુણવડે વ્યાપેલા ત્યમ ઇ૦—તેમ સર્વે કર્મ દોષવડે વીંટાયલા છે

૧૪૬ જીવનમુક્તિ સિદ્ધિ—જીવન મુક્તિ રૂપ સિદ્ધિ ૧૪૭ નૈષ્કર્મ્ય લક્ષણ—નિષ્કર્મપણું જેનુ લક્ષણ છે એવી (સિદ્ધિ).

૧૪૮ વામિયે—તજિયે. ૧૪૯ સમાસે કરી—સંક્ષેપમાં નિષ્ઠા—પરિપાક અવસ્થા ૧૫૧ સંયમ—નિગ્રહ—કબજો

ગુણ સ્વભાવ સ્વકર્મે કરી, ચતુર્વર્ણ જાણવા કહે હરિ;
આપાપણાં સ્વકર્મજતણી, મોટમતા કહે વૈકુંઠધણી. ૧૩૪
આપાપણાં સ્વકર્મ કરે જેહ, સુખે સિદ્ધિ પામે નર તેહ;
સ્વકર્મ કરતાં સિદ્ધિ એમ હોય, સાંભળ મિત્ર કહું તે સોય. ૧૩૫
સતકર્મે દેહ ઇંદ્રી શુદ્ધ થાય, વળી અંતઃકરણતણો મળ જાય;
શુદ્ધાંતઃકરણે આવે ભક્તિ જ્ઞાન, ભક્તિ જ્ઞાને મળે સદ્ય ભગવાન. ૧૩૬
કર્મ કરતાં જ્ઞાન પામે જ્યમ, તે પ્રકાર કહે શ્રીપુરૂષોત્તમ;
જેથકી સર્વ વેદ ભૂત હોય, જેણે આ વિશ્વ વ્યાપ્યું સર્વ કોય. ૧૩૭
તે અંતરયામી ઇશ્વર પરબ્રહ્મ, તેની અર્ચા કીજે કરી સ્વકર્મ;
પરમેશ્વરની કૃપાએ કરી, તે જ્ઞાન લક્ષણ સિદ્ધિ પામે ખરી. ૧૩૮
સ્વકર્મવડે પૂજે પરિબ્રહ્મ, સદ્ય પામીજે સિદ્ધિ નૈષ્કર્મ્ય;
સ્વકર્મતણું ફળ કહે ભગવંત, તે સુણ અર્જુન ધરી એક ચંત. ૧૩૯
ગુણ રહિત સ્વધર્મ જો હોય, તોયે મિત્ર ન તજવો સોય;
પરધર્મ નિંદે તોય તે ભલો, પણ સ્વધર્મ આચરિયે એકલો. ૧૪૦
સ્વભાવનિયત સ્વકર્મ જેહ, તે કરતાં પાપ ન પામે તેહ;
યદ્યપિ હિંસાયુક્ત કર્મ હોય, તોય ન પાપ લાગે તેને સોય. ૧૪૧
જ્યમ વિષના જીવને વિષ મારે નહિ, પણ અન્યને દુઃખ વ્યાપે તે સહી;
એમ સ્વધર્મે સુખ પામે જંત, પરધર્મ આચર્યો આણે અંત. ૧૪૨
ધર્મ સકળ દોષ યુક્ત જાણ, એમ જાણીને શોક મ આણ;
સ્વકર્મ જો દોષયુક્ત હોય, તોય તે ઉત્તમ જાણો સોય. ૧૪૩

---

૧૩૭ વેદ ઇ૦—સર્વ વેદને ભૂત માત્ર હોય—ઉત્પન્ન થાય.

૧૪૦ પરધર્મ—અર્થાત્ પરધર્મ આચનારા. ૧૪૧ સ્વભાવનિયત-પૂર્વે કહેલા ત્રણ પ્રકારના સ્વભાવથી પ્રાપ્ત થયેલું. યદ્યપિ—જો કે. ૧૪૨ આચર્યો—આચર્યોથકો.

કર્મ કરે મારે આશ્રય રહી, તો તે કર્મે બધાયે નહિ,
સ્મરણ પૂજા સ્તુતિ મારી કરે, અને મારી કથા સુણી ઉચ્ચરે ૧૬૨
અર્જુન સમસ્ત ઇંદ્રીએ કરી, મારી ભક્તિ કરે ફરી ફરી,
મારે પ્રસાદે પામે સર્વ તેહ, શાશ્વત અવ્યયપદ તો જેહ ૧૬૩
જ્યા કાળ કર્મ માયા ભય નહિ, મુને ભજતા તે પદ પામે સહી,
ભજનતણો એવડો મહિમાય, તે અર્જુનને કહે વૈકુંઠરાય ૧૬૪
વિવેકયુક્ત ચિત્તના જે ધર્મ, ઉભય લોક પામવાના જે કર્મ,
તે મારે વિષે સમર્પે સર્વ વીર, મારે શરણે સદા રહે ધીર ૧૬૫
નિશ્ચળ બુદ્ધિ રાખી એક ઠામ, મને સ્મરે કહે અંતર્યામ,
ચિત્ત સદા મારા વિષે રાખ, અવર ભાવના સઘળી નાખ ૧૬૬
મારૂ સ્મરણ કરવે જે હોય, સાભળ મિત્ર કહુ તે સોય,
મારે વિષે ચિત્ત જે ધરે તે સર્વ દુઃખાર્ણવથી સદ્ય તરે ૧૬૭
અર્જુન મારે પ્રસાદે કરી, તુ સુખે ભવાર્ણવ જાઇશ તારી,
મારૂ વચન માનીશ જો નહિ, તો નિશ્ચય નાશ પામીશ સહી ૧૬૮
જો તુ અહંકાર ધરે અર્જુન, અને નહિ સાભળે મારા વચન,
તો તુ નિશ્ચય પામીશ નાશ, અને ઉભય લોકથકો વળી જાશ ૧૬૯
તુ એવુ કહીશ ધરી અહમેવ હુ એશુ યુદ્ધ નહિ કરૂ અવશ્યમેવ,
એવુ માનતો જે અર્જુન, વળી તે પ્રત્યે કહે જનાર્દન ૧૭૦
તુ અહંકારને આશરીને વીર, યુદ્ધની ઇચ્છા નહિ કરે ધીર,
તો તારો નિશ્ચય થાશે સર્વ ફોક, તો તુ મિથ્યા કરે મિત્ર શોક ૧૭૧
ક્ષત્રિયનો સ્વભાવ છે જેહ, યુદ્ધ વિષે પ્રેરશે તુને તેહ,
ત્યા કારણ કહે છે શ્રીભગવાન, તે સાભળજો જન થઇ સાવધાન ૧૭૨

---

૧૬૩ શાશ્વત—નિત્ય—નિરંતરનુ ૧૬૬ નાખ—તજી દે ૧૬૭ દુઃખાર્ણવ—દુઃખરૂપી સમુદ્ર ૧૬૮ નાશ—પતન પામીશ

## શ્રીભગવાન ઉવાચ.

ક્ષત્રિયનો સ્વાભાવિક જે ધર્મ, અને તે તુજને કરાવશે કર્મ;
તું ક્ષત્રિય કર્મે બાંધ્યો છે વીર, તો કહે કર્મ કયમ નહિ કરે ધીર. ૧૭૩
તું મોહે યદ્યપિ ઇચ્છીશ નહિ એહ, પણ પરવશથકો કરીશ તું તેહ;
જો તું મુક્ત હોય તો ઇચ્છાએ ફરે, કર્મ પાશ બાંધ્યો કહો શું કરે. ૧૭૪
એ અર્થ સુણી તજો ભાઇ ગર્વ, સ્વભાવતણે વશ બાંધ્યુ છે સર્વ;
વળી પોતાનો મત કહે ભગવાન, તે સાંભળજો જન થઇ સાવધાન. ૧૭૫
બ્રહ્માંડના લોકને અવશ્યમેવ, શુભાશુભ ફળદાતા વિષ્ણુદેવ;
ઈશ્વર તેને જાણે સહી, જેની આણ કોઇએ લોપાએ નહિ. ૧૭૬
તે ઇશ્વર રહ્યો છે નિરધાર, સર્વ ભૂતના હૃદયમોઝાર,
તે પોતાની ઇચ્છાએ કરી, સર્વને ભમાવે કહે શ્રીહરિ. ૧૭૭
કો યંત્રી યંત્ર ઉપર ત્યાં જેમ, અનેક પૂતળી રમાડે ગમે તેમ;
એમ ઇશ્વર સર્વ હૃદય વિષે રહી, સર્વ ભૂતને રમાડે મિત્ર સહી. ૧૭૮
આ સર્વ જીવ ઇશ્વર વશ જાણ, એમ અર્જુનને કહે શારંગપાણ,
તે કારણ મિત્ર કહું એમ, હવે નિશ્ચે તે તો કરવું તેમ. ૧૭૯
કરી સમ્યક્ શુદ્ધ અંત કરણ, તે ઇશ્વરને જાવુ શરણ;
ભારત સર્વાત્મ ભાવે કરી, ઇશ્વર શરણ જાવું પ્રીતિ ધરી ૧૮૦
તેને પ્રસાદે પામીશ પરમ શાત, ભાજશે તારી સઘળી ભ્રાત,
હરિકૃપાએ હૃદય શીતળ હોય, અભય પરમપદ પામે સોય ૧૮૧
હવે સમસ્ત ગીતાના અર્થજતણી, કરે સમાપ્તિ કૃષ્ણ ત્રિભુવનધણી,

---

૧૭૪ પરવશથકો—તારા ક્ષત્રિયસ્વભાવને આધીન થઇને ઇચ્છાએ ફરે—તારી ઇચ્છામા આવે તેમ વિચરે—કરે

૧૭૬ ઈશ્વર ઇ૦—તે વિષ્ણુને તું ઇશ્વર જાણ ૧૮૧ પરમ શાત—પરમ શાતિ

યત્ન પુરૂષ આ હું સાક્ષાત્, તે મેં તુજને કહી એ વાત. ૧૮૨
એ કેવળ જ્ઞાન મિત્ર મેં કહ્યું, હવે તે તત્વ તેં હૃદય વિષે ગ્રહ્યું;
ગોપ્યમાંહિ ગોપ્ય શાસ્ત્ર તો એહ, તને કૃપા કરી કહ્યું મેં તેહ. ૧૮૩
એ સઘળું સમ્યક્ વિચારી ધીર, પછી જેહ ગમે તે કર તું વીર;
અતિ ગંભીર અર્થ ગીતાનો હોય, તે સમ્યક્ જાણવા સમર્થ ન કોય. ૧૮૪
સર્વને કૃપા કરી ભગવાન, વળી કહે ગીતાર્થ સુણો થઇ સાવધાન;
સર્વ એકઠો અર્થ કહે ભગવંત, તે રાખો હૃદે ધરી એક ચંત. ૧૮૫

## શ્રીભગવાન ઉવાચ.

સકળ ગોપ્યમાં ગોપ્ય છે જેહ, તુજને કહીશ મિત્ર વળી તેહ;
અતિ ઉત્તમ વચન કહું સુણ વળી, જેણે જાય અવિદ્યા સર્વ ટળી. ૧૮૬
તું અતિ વલ્લભ સદા મુજને, હું તે માટે કહીશ તુજને;
તારા હિતને અર્થે દૃઢ મતિ, સુણ કહું હવે ઉત્તમ તે ગતિ. ૧૮૭
પરમેશ્વર પામીજે જેણે જ્ઞાન, હવે તેનું સાધન કહે ભગવાન;
અર્જુન મન મારે વિષે રાખ, સત્ય વચન મારૂં એ દાખ. ૧૮૮
મારો ભક્ત થઈ રહે મમ શર્ણ, તેના ટળે દુઃખ ભય જન્મ ને મર્ણ;
મારૂં ભજન કર સર્વ પરહરી, [મુજને પૂજ નમી ફરી ફરી]. ૧૮૯
એમ પ્રવર્ત્તતોથકો તું ધીર, મુને સદ્ય પામીશ નિર્ભય થા વીર;
હું સત્ય પ્રતિજ્ઞા અર્જુન એહ કરૂં, હું ભક્તને દુઃખાર્ણવથકી ઉદ્ધરૂં.

* * * * * * * *

વળી સર્વ સિદ્ધાંતનો સાર કહે હરિ, તે અર્જુન રાખ હૃદેમા ધરી. ૧૯૧
સર્વ ધર્મતણાં ફળ તજી વીર, એક મારે શરણ આવ્ય તું ધીર,

---

૧૮૩ ગોપ્ય—ગુપ્ત રાખવા યોગ્ય ૧૯૦ સત્ય પ્રતિજ્ઞા—"સત્યજ્ઞા" એવો પાઠ છે ૧૯૧ પૂર્વાર્દ્ધને સામે "તુ અતિ વલ્લભ મિત્ર મુને ધરિ સુદા" એવા અક્ષરો છે

વિષય પ્રાપકતણા અર્થ જેહ, અર્જુન છાંડ સર્વ તું તેહ. ૧૯૨
નિત્ય નૈમિત્તિક તથા કામ્ય કર્મ, વળી ઉભય લોક પ્રાપક જે ધર્મ;
યત્કિંચિત્ વિષય ધર્મ તજી, એક મારૂં શરણ મદા તું ભજી. ૧૯૩
એવો નિશ્ચિંતબુદ્ધિ જે તુંય, નિરધારે રાખીશ સહુને હુંય;
સમસ્ત પાપ બંધનથકો સદ્ય, હું મૂકાવીશ અર્જુન તુજને અદ્ય. ૧૯૪
મ કરીશ મનમાં શોક લગાર, તું નિર્ભય થા કહું વારંવાર;
સર્વ ગીતાશાસ્ત્રતણો અર્થ કહ્યો, કૃષ્ણ કૃપાએ સંતે લહ્યો. ૧૯૫
વળી ગોપ્ય અર્થ તો કાંઈ જેહ, અર્જુનને શ્રીમુખે કહ્યો તેહ;
હવે શાસ્ત્રસ પદાનો વિધિ કહે, અર્જુન સાધુ માર્ગ એ ગ્રહે. ૧૯૬
માયા સંસાર કલેશ છેદવા, અને પરમ તત્વ વિષે ભેદવા;
મેં ગીતાશાસ્ત્ર કહ્યું અતિ સાર, ધર્મજ્ઞાન મારૂં મુક્તિ ભંડાર. ૧૯૭
તપરહિત હોયે મિત્ર જેહ, તેહને કે'વું નહિ ગદ્ય એહ;
અભક્તને કહેવું નહિ કયમે, જેનાં મન વિષયોમાં રમે. ૧૯૮
જેને સત્ધર્મની શુશ્રૂષા ન હોય, વળી હેતુવાદીને ન કહેવું સોય;
જે મારી ભક્તિની અસૂયા કરે, અને દીન આગળ રખે ઉચ્ચરે. ૧૯૯
સુણે સંભળાવે ગીતા જે ભણે, પ્રકટ કરે લોક હિતતણે;
તેનું ફળ કહે ભગવંત, તે નિર્ધારે પામે મુને જંત. ૨૦૦
અમર ગોપ્ય ગીતાશાસ્ત્ર એહ, મારા ભક્તને સંભળાવે તેહ;

---

૧૯૨ વિષય પ્રાપકતણા—અર્થાત્ વિષયની પ્રાપ્તિ કરી આપનાર.
૧૯૩ ભજી— ભજે. ૧૯૪ નિશ્ચિતબુદ્ધિ—નિશ્ચયયુક્ત બુદ્ધિવાળો. નિરધારે ઇ૦—હુ તને રાખીશ ( રક્ષણ કરીશ ) એમ તુ નિરધારે—નક્કી જાણે

૧૯૭ ધર્મજ્ઞાન ઇ૦—આ મારૂ મુક્તિનાભંડાર રૂપ ધર્મજ્ઞાન ૧૯૮ ગદ્ય—વચન ૧૯૯ શુશ્રૂષા—સેવા અસૂયા—ઇર્ષ્યા. દીન—જ્ઞાન ગ્રહણ કરવામા ઉત્સાહ રહિત

તેણે મારી ઉત્તમ ભક્તિ કરી, જેણે ભક્ત આગળ ગીતા ઉચ્ચરી. ૨૦૧
તે સંશય રહિત થકો અર્જુન, નિરધારે પામે મુને જન;
એ ગીતાનું વ્યાખ્યાન જે કરે, મનમાં કશો અહમેવ ન ધરે. ૨૦૨
મનુષ્યલોકે તે તુલ્ય ન કોય, પરમ શુશ્રૂષક મારો તે સોય;
અતિ વલ્લભ મુજને તે જાણ, જે ગીતા શાસ્ત્ર અનુભવે નિર્વાણ. ૨૦૩
તે સરખો નર હવો ન હશે, જે પૃથ્વીતળે ગીતા અભ્યસે;
મને અતિસંતોષ ઉપજાવે તેહ, ગીતાશાસ્ત્ર અભ્યસે નિત્ય જેહ. ૨૦૪
જે કો નિરંતર ભણે એહને, શ્રીકૃષ્ણજી ફળ કહે છે તેહને;
એ પરમ ધર્મ કૃષ્ણાર્જુન સંવાદ, તેને નિત્ય ભણે જે ધરી ઉલ્હાદ. ૨૦૫
તેણે જ્ઞાન યજ્ઞ યજ્યો વારવાર, એ મારી મતિ અર્જુન નિરધાર;
ગીતાતણો જાપ હોયે યત્ર, હું હરખે હરખે જાઉં મિત્ર તત્ર ૨૦૬
હું તો એમ જાણું મિત્ર સહી, મને બોલાવે છે પ્રીતિ ગ્રહી;
એમ જાણી હું જાઉં મિત્ર ત્યાંહ, ગીતા શાસ્ત્રનો જપ હોયે ત્યાંહ. ૨૦૭
મહાપાપી અજામિલ મિત્ર જાણ, હું તે પર પ્રસન્ન થયો નિર્વાણ;
તેણે પુત્રભાવે મારૂં લીધું નામ, મેં તેને આપ્યું વૈકુંઠ ધામ ૨૦૮
જેણે ભાવે ગીતાશાસ્ત્ર અભ્યસ્યું, ત્યાં પ્રસન્ન થાઉં અહીં આશ્ચર્ય કશું;
એ ગીતાશાસ્ત્ર શ્રવણ જે કરે, વળી તેનું ફળ કૃષ્ણજી ઉચ્ચરે. ૨૦૯
તજી અસૂયા શ્રદ્ધા મને ધરી, સુણે ગીતાશાસ્ત્ર એક ચિત્તે કરી;
ઉત્તમ લોક પામે નર તેહ, અર્જુન એમાં નહિ સંદેહ ૨૧૦
પુણ્ય કર્મે પ્રાપ્ત જે હોય, નિશ્ચે તે લોક પામે નર સોય;
હવે અર્જુનને પૂછે હરિ એમ, કહે ઉતાવળો મિત્ર હોય જ્યમ તેમ. ૨૧૧
તને આપ્યો વિવેક સત્શાસ્ત્રતણો, વળી શુદ્ધધર્મ પાળે છે ઘણો;
એકાગ્ર ચિત્તે મિત્ર તેં સુણ્યું, જે ગીતાશાસ્ત્ર સુખે મેં ભણ્યું. ૨૧૨

---

૨૦૩ શુશ્રૂષક—સેવક ૨૦૬ યત્ર—જ્યાં તત્ર—ત્યાં.

એ સુણી હૃદે રહસ્ય આણ્યુ તેહ, વળી ભાગ્યો તારો સર્વ સંદેહ?
અજ્ઞાન અવિવેક મોહ પામ્યો નાશ, કે કહ્યા સુણ્યાનો થયો પ્રયાસ? ૨૧૩
અજ્ઞાન મોહ સમ્યક્ મિત્ર ગયો, તત્વ અવબોધ હૃદય વિષે રહ્યો?
હવે જેવુ હોય તેવુ કહે મુજ, નહિતર વળી કાંઈ કહુ તુજ ૨૧૪
કૃષ્ણ વાયક સુણી અર્જુન વીર, પાણ જોડીને કહે એમ ધીર,

## અર્જુન ઉવાચ.

અચ્યુત તમારે પ્રસાદે કરી, હવે ગયો મોહ સ્મૃતિ પામી ખરી ૨૧૫
આત્મજ્ઞાન તત્વ મે લહ્યુ, અહ લક્ષણ અધકાર તે ગયુ,
સંશય સકળ સ્વામી મારો ગયો, એકાત્મબોધ રૂદેમા રહ્યો ૨૧૬
મને અતિ ઉપકાર કર્યો તમે ઇશ, મે સકળ શાસ્ત્રાર્થ લહ્યો જગદીશ,
હુ તમારૂ કહ્યુ કરીશ નિરધાર, એમ પાણિ જોડી કહે વાર વાર ૨૧૭
શ્રીકૃષ્ણ વચન ગ્રહી અર્જુન વીર, યુદ્ધ કરવા તત્પર થયો ધીર,
સંજય ભણે ધૃતરાષ્ટ્ર સુણ એહ, મુને અતિ ઉપકાર કર્યો તે જેહ ૨૧૮
હુ સકળ શાસ્ત્રનુ પામ્યો જ્ઞાન, કરતા કૃષ્ણવચન તે પાન,

## સંજય ઉવાચ.

સર્વાંતર જામી વાસુદેવ, અને મહાભાગ્ય અર્જુન અવશ્યમેવ ૨૧૯
મે સુણ્યો શ્રીકૃષ્ણાર્જુન સંવાદ, * * * *,
તે વેદવ્યાસને પૂછ્યુ એમ, હુ કુરૂક્ષેત્રની વાત જાણીશ કેમ ૨૨૦
વેદવ્યાસે કૃપા અતિ કરી, મને દિવ્ય ચક્ષુ તે આપી ખરી,
હુ તેણેકરી વેખુ સર્વે સુણુ, અને તુજ આગળ સર્વે તે ભણુ ૨૨૧
ગોપ્યમાહે પરમ ગોપ્ય જેહ, વ્યાસ કૃપાએ સુણ્યુ મે તેહ,

---

૨૨૧ વેખુ—જોઉ (વીક્ષ્ જોવુ, એ ઉપરથી) ૨૧૪ અવબોધ—બોધ ૨૧૬ અધકાર—અધકાર રૂપી અજ્ઞાન

સમસ્ત જોગીના ઈશ્વર કૃષ્ણદેવ, તેણે એ યોગ કહ્યો અવસ્યમેવ. ૨૨૨
જે સાક્ષાત્ શ્રીકૃષ્ણજીએ સ્વય કહ્યો, તે વ્યાસ પ્રસાદે ધૃતરાષ્ટ્રે લહ્યો;
બ્રહ્મા ઈશ વશવર્તી જેના હોય, કેશવ નામ રાજન તે સોય. ૨૨૩
શ્રીકેશવ વળી અર્જુન, એ બેઉનો સ વાદ રાજન,
અતિ અદ્ભુત સ'વાદ એહ જાણ, અઘમોચન મહાપવિત્ર પ્રમાણ ૨૨૪
તે સ્મરી સ્મરી સુખ પામુ' ઘણું, રોમાંચ અ'ગ થાયે મમતણું;
તે વાર'વાર સ્મર'તા રાય, અ'ત'કરણ શીતળ મારૂ' થાય. ૨૨૫
વિશ્વરૂપ નારાયણ જેહ, દેવ સમસ્તને દુર્લભ તેહ,
અતિ અદ્ભુત સ્વરૂપ શ્રીહરિ તણું, તે વિસ્મય ઉપજાવે ઘણું. ૨૨૬
હુ' વળી વળી સ'ભારી તે રૂપ, અતિ આન દ પામુ' સુણ રે ભૂપ;
હુ વારવાર તે રૂપ હૃદે ધરૂ, પરમ ગુરૂને પ્રણામ બહુ કરૂ' ૨૨૭
સુણ ધૃતરાષ્ટ્ર હવે સૂધુ કહુ, વેદવ્યાસ પ્રસાદીએ હુ લહુ',
જ્યાં કૃષ્ણ ત્યા જય હોય ધણી, તુ મૂક આશા પુત્ર રાજ્યતણી. ૨૨૮
જેની પાસે શ્રીકૃષ્ણજી હોય, જોગી સમસ્તનો ઈશ્વર સોય,
વળી મહાધનુર્ધારી અર્જુન, તે જેની પાસે શોભે રાજન ૨૨૯
તે સેનાનો જય છે ભાઈ સહી, રાજ્ય લક્ષ્મી શોભા તેણે લહી,
નિશ્ચળ પદાર્થ પાડવને સોય, નિશ્ચે મારી મતિ એ સોય ૨૩૦
પરમ પુરૂષ પુરૂષોત્તમ હરિ તે પિ ડ બ્રહ્માડ રહ્યો સર્વ ભરી,
શ્રીકૃષ્ણ કૃપાનિધિ અ તરજામ, તે વિશ્વરૂપને કરૂ બહુ પ્રણામ ૨૩૧
હરિ ગુરૂ સ ત પ્રસાદે કરી, શ્રીભગવદ્ગીતા ભાવે ઉચ્ચરી,

---

૨૨૩ કેશવનો અર્થ કહેછે બ્રહ્મા ઈ૦. વશવર્તી—વશમા રહેનારા.

૨૨૪ અઘમોચન—પાપ દૂર કરનારો ૨૨૮ ધણી—( જયશબ્દ છતના અર્થમા ધારીને સ્રીલિંગ માન્યુ લાગે છે )

૨૩૦ મારી મતિ—અર્થાત્ એવી મારી બુદ્ધિ છે—હુ એમ માનુ છું'